# અકબર રાજ્ય રહસ્ય.

ભાગ ૨ જો.

## (અપૂર્વ ઘટનાપૂર્ણ નવલકથા.)


પ્રયોજક:—

વ્રજલાલ જાદવજી ઠક્કર—અમદાવાદ.

દગાબાજ દુનિયા, વનવાસિની, મિલન-મંદિર વગેરે

નવલકથાઓના પ્રયોજક.



પ્રકાશક:—

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૧૦૦૦

વિક્રમાબ્દ ૧૯૭૩ ] [ ખ્રિસ્તાબ્દ ૧૯૧૭

મૂલ્ય રૂ. ૧—૪—૦

# પ્રસ્તાવના.

આ નવલકથાનો પહેલો ભાગ ખ્રિસ્તાબ્દ ૧૯૧૬ ના માર્ચ માસમાં પ્રસિદ્ધ થયો થયો હતો. ત્યાર પછી પહેલો ભાગ વાચનાર સહૃદય સાહિત્યવિલાસી બંધુઓએ તેનો બીજો ભાગ સત્વર વાચવાની આતુરતા દર્શાવ્યાથી ટૂંક સમયમાં આ બીજો ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, અને સુજ્ઞ વાચકવર્ગ આ ભાગ વાંચી તેનો યોગ્ય સત્કાર કરશે એવી સંપૂર્ણ આશા છે.

પ્રથમ ભાગમાંજ જણાવેલું છે કે, આ કાંઇ ઐતિહાસિક નવલકથા નથી. માત્ર અદ્દભુત બનાવોથી કેટલાંક ઐતિહાસિક અને કાલ્પનિક પાત્રોનું આલેખન કરવામાં આવ્યું છે. આમ છતાં ઇતિહાસપ્રસિદ્ધ જે પાત્રો આ નવલકથામાં છે તેમનું ચારિત્ર્ય ઇતિહાસને અનુસરીનેજ વર્ણવેલું છે. વળી અકબરશાહ જેવા પરમ ન્યાયી, પરોપકારી અને દયાળુ રાજાના રાજત્વકાળમાં પણ નીચ અને દુરાચારી મનુષ્યો કેવાં ભીષણ હૃદયદ્રાવક નીચ કાર્યો કરતાં હતાં તેનું શાબ્દિક ચિત્ર આ નવલકથામાં ચિતરવામાં આવ્યું છે.

પ્રથમ ભાગમાંજ અમે જણાવેલું છે કે, પ્રસ્તુત નવલકથા લખવામાં સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર શ્રીયુત હરિસાધન મુખોપાધ્યાયના પુસ્તક 'રંગમહેલ રહસ્ય'નો આધાર લેવામાં આવ્યો છે; તેથી આ સ્થાને તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે-છે. શ્રીયુત હરિસાધન બંગાળી સાહિત્યમાં એક સુપ્રસિદ્ધ લેખક ગણાય છે, તથા તેમનાં લખેલાં પુસ્તકો, બંગાળી, મરાઠી, હિન્દી અને ગુજરાતી સમાજમાં હોંશથી વંચાય છે. તેથી એવા સમર્થ

લેખકને સાહિત્યસેવા કરવાને માટે ઇશ્વર દીર્ઘાયુ કરો એવુંજ ઇચ્છવામાં આવે છે.

અકબર રાજ્ય રહસ્યનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયા પછી આજ નવલકથા બીજાં બે સ્થળોએ પ્રસિદ્ધ થવા માંડી હતી; પરંતુ તેમાંથી એક ઠેકાણે એ નવલકથાને અસંપૂર્ણ છાપીનેજ બંધ કરવામાં આવી છે ત્યારે અન્ય સ્થળે એ નવલકથા અદ્યાપિ દર મહિને ક્રમશઃ છપાય છે. કહેવાનું તાત્પર્ય એજ છે કે, ગુજરાતી સાહિત્યમાં એકજ નવલકથા ત્રણ ઠેકાણે પ્રસિદ્ધ થાય એ ઇચ્છવા યોગ્ય નથી. સાહિત્યના સમુદ્રમાંથી અન્ય રત્નો પ્રાપ્ત કરવાનીજ પ્રત્યેક્ સાહિત્યસેવકે અભિલાષા રાખવી જોઇએ તેમજ તેવો શ્રમ કરવો જોઇએ.

અંતે આ પ્રસ્તાવનાં પૂર્ણ કરતાં હું આ નવલકથાના બન્ને ભાગના પ્રકાશક અત્રેના સુપ્રસિદ્ધ બુકસેલર શ્રીયુત સાકરલાલ બુલાખીદાસની દુકાનનો વહિવટ કરતા તેમના જ્યેષ્ઠપુત્ર શ્રીયુત ચંદુલાલ સાકરલાલનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મ્હારા આ પ્રયાસમાં મ્હારા પરમ સ્નેહી અને દુધરેજના મહંતશ્રી રઘુવરદાસજી ગંગારામજી મહારાજના મુખ્ય કામદાર શ્રીયુત કરસનજીભાઇ જીવણજીભાઇએ પણ ઘણીજ સહાયતા કરી છે તેથી તેમનો પણ હું હમ્મેશાંને માટે આભારી છું.

પ્રકૃતિની અસ્વસ્થતાને પરિણામે પ્રુફ–સંશોધનનું કાર્ય લક્ષ્યપૂર્વક થઇ શક્યું નથી તેથી દોષો તરફ દુર્લક્ષ્ય કરવાની નમ્ર પ્રાર્થનાસહ વિરમું છું.

માંડવીની પોળમાં સુરદાસ-
શેઠની પોળ. અમદાવાદ.
તા. ૧૦–૨–૧૭.

લી૦
સાહિત્ય સેવક,
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા.

# અર્પણપત્રિકા.

## પરમાર્થપરાયણ, ઉદારચિત્ત સૌમ્યમૂર્ત્તિ,
## શ્રદ્ધાસ્પદ ધર્મકાર્યધુરંધર મહંતશ્રી રઘુવરદાસજી
## ગંગારામજી મહારાજ.

શુભનિવાસઃ-દુધરેજ.

**મહાનુભાવ !**

આ વિશ્વમાં મણિકાંચનનો યોગ અનેક સ્થળે જોવામાં આવે છે; પણ તેની સાથે પાછો મધુર સૌગંધનો સંયોગ તો કોઇ સ્વર્ગનાં પરિજાત સ્વરૂપ વિરલ સ્થાનેજ મળી આવે છે. પૂર્વના પુણ્ય પ્રતાપે આપને હું એવા એક વિરલ શુભસંગમના આદર્શરૂપે જોતો આવ્યો છું, અને આપના અનેકવિધ ગુણભૂષણથી મુગ્ધ થતો આવ્યો છું.

મહારાજશ્રી ! ધન, માન, જ્ઞાન, વિજ્ઞાન, દાન, ધ્યાન, ધર્મ આદિ અનેક ગુણ વ્યવધાનના નિધાનસ્વરૂપ સેંકડો શ્રીમંતોનું આ દીન સેવકની ક્ષુદ્ર આંખોએ અવલોકન કર્યું છે; પરંતુ એ સઘળું છતાં જે નમ્રતા, જે નિર્મળતા. સૌમ્યતા અને મધુરતાનું આપની પવિત્ર પકૃતિએ દર્શન કરાવ્યું છે તેવું દર્શન અન્ય કોઇ સ્થળે થયું નથી. આપના ગુણ અવર્ણનીયજ છે. એથીજ મ્હારું મન આપના ગુણના આકર્ષણને આધીન બની ગયું છે. પ્રભુ ! આપ નિરભિમાન, સરળ, દયામૂર્ત્તિ, પરોપકારિતા આદિ અનેક ગુણોથી આપના સંબંધમાં આવતા પ્રત્યેક મનુષ્યનું અંતર આકર્ષો છો. આપની ઉદારતા આંગણે આવેલા કયા દીન અને દુઃખીનો આશીર્વાદ મેળવ્યા વિના રહી છે ? આપની નિઃસ્વાર્થ પ્રીતિ અને અસીમ કરુણાવૃત્તિ સંસ-

ર્ગમાં આવેવા કયા મનુષ્યનું કલ્યાણ કર્યા વગર રહી છે? આપના યશનામી પવિત્ર કરસ્પર્શથી શરુ થયેલી કયી પુણ્યપ્રવૃત્તિ સફળતાના સર્વોચ્ચ શિખરે પહોંચ્યા વિના રહી છે? એથીજ લખ્યું છે કે, આંતરિક અને બાહ્ય બન્ને પ્રકારની સાત્વિક સંપત્તિનો શુભ સંગમ માત્ર આપની પ્રકૃતિમાં જોયો છે. ધર્મપ્રવૃત્તિ અને વિવિધ પ્રશંસાપાત્ર પ્રવૃત્તિઓને આપ મનસા, વાચા અને કર્મણાથી ઉત્તેજન આપો છો. ઉચ્ચ ગુજરાતી સાહિત્યની શ્રીવૃદ્ધિ થયેલી જોવાની આપ અભિલાષા રાખો છો. સૌને અનુકૂળ થતાં ધર્મકાર્યોમાં આપ ખરા અંતઃકરણથી યોગદાન આપ છો. આપના આવા અપાર ગુણગૌરવથી અસંખ્ય પ્રતિષ્ઠિત જનો પણ મુગ્ધ બનીને મુક્તકંઠે આપની પ્રશંસા કરે છે, ત્યારે મ્હારા જેવો ક્ષુદ્ર મનુષ્ય આપના ગુણગાનમાં તલ્લીન બની જાય એમાં આશ્ચર્ય જેવું શું છે?!

મહારાજશ્રી! આપ ધનવાન, વિદ્વાન, ગુણવાન, પુણ્યવાન અને મહાન્ છો, અને હું તો એવી કોઇ પણ વિભૂતિથી રહિત એક રંકજન છું. કયાં આપ અને કયાં હું? આપની સાથે મ્હારું નામ જોડવાની મ્હારી યોગ્યતા શી? છતાં પારસમણિના સ્પર્શથી લોહ જેમ કાંચન બની જાય છે, તેવી રીતે આપના નામના સ્મરણ માત્રથી હું મ્હને મહત્તા મળેલી સમજું છું; તેથીજ આપનો સત્કાર કરવા જેવી એક પણ વસ્તુ મ્હને મળી નહિ આવ્યાથી મ્હારા પ્રેમપૂર્વક કરેલા આ એક રંક-પ્રયાસને શુદ્ધ ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક આપના પરમ પવિત્ર પાદપદ્મમાં સમર્પણ કરું છું તે કૃપાભાવે સ્વીકારીને સેવકને કૃતકાર્ય કરશો.

વિક્રમાબ્દ. ૧૯૭૩
મહા સુદ ૧૫ પૂર્ણિમા.

આપનો ગુણાનુરક્ત
દીન કિંકર
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**



મહંત શ્રી રઘુવરદાસજી ગંગારામજી.

શુભનિવાસ, દુધરેજ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

श्रीरामचंद्राय नमः

# ધર્મકાર્યધુરંધર પરમપૂજ્ય મહંત

# શ્રીરઘુવરદાસજી ગંગારામજી મહારાજનું

## સંક્ષિપ્ત જીવનચરિત્ર.

---

**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**

**नश्यंति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥**

**ભાવાર્થ:**—જે સજ્જનોના હૃદયમાં પરોપકાર કરવાનો ઉત્સાહ નિરંતર જાગ્રત રહે છે તેમની વિપત્તિનો નાશ થાય છે તથા તેમને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે.

* * * *

વઢવાણ કૅમ્પથી બે માઈલ દૂર દુધરેજ નામનું ગામ આવેલું છે. આ પરમ પવિત્ર દુધરેજ ગામમાં વડવાળાનું સુપ્રસિદ્ધ સ્થાન આવેલું છે. લગભગ પાંચસો વર્ષથી આ પરમ પવિત્ર—પાપતાપનું નિવારણ કરનારી જગ્યા સેવક તેમજ ધર્મપ્રિય મનુષ્યોદ્વારા પૂજાય છે. હમણાં એ જગ્યાની ગાદી ઉપર પરમપૂજ્ય ધર્મકાર્યધુરંધર મહંત શ્રીરઘુવરદાસજી ગંગારામજી મહારાજ બિરાજે છે. તેમનુંજ સંક્ષિપ્ત આદર્શ ચરિત્ર અત્રે આલેખાય છે. પરમપૂજ્ય રઘુવરદાસજી મહારાજનો જન્મ સંવત ૧૯૨૮ ના શ્રાવણ વદ ૮ ની શુભ રાત્રે થયો હતો. તેઓશ્રીએ પોતાની માત્ર પાંચજ વર્ષની ઉમ્મરે પરમપૂજ્ય મહંત શ્રીગંગારામજી મહારાજની પાસે દિક્ષા લીધી હતી. પોતાની

બાલ્યાવસ્થામાંજ મહંત શ્રીરઘુવરદાસજીએ પોતાની ધર્મભાવનાથી ગુરુમહારાજની પ્રીતિ સંપાદન કરી હતી. તેમના બુદ્ધિચાતુર્ય, વિદ્યા પ્રીતિ અને પરોપકારિતા આદિ સદ્‌ગુણોને લીધે તેમણે પોતાના ગુરુદેવની દિવસે દિવસે વિશેષ પ્રીતિ પ્રાપ્ત કરવા માંડી. સંવત ૧૯૫૪ માં મહંત શ્રીરઘુવરદાસજી મહારાજના ગુરુભાઇ મહંત શ્રીગોવિંદરામજી મહારાજ દેવ થયા પછી સંવત ૧૯૫૫ માં મહંત શ્રીરઘુવરદાસજી મહારાજને પસંદ કરી સઘળા સાધુઓએ તેમજ સેવકોએ ગાદી ઉપર બેસાડયા. ઉદાર હૃદયના, પરોપકારી વૃત્તિના અને ગરીબોનાં દુઃખ જોઇ તેમનાં દુઃખોનું નિવારણ કરવાની વૃત્તિ રાખનારા આ મહંતશ્રી ગાદીનો કાર્યભાર સવિશેષ કુશળતાથી ચલાવી અપાર કીર્તિ ધર્મકાર્યો કરી મેળવશે એવી સંપૂર્ણ ખાત્રી થવાથીજ તેઓશ્રીને ગાદી સોંપવામાં આવી. તેઓશ્રી ગાદી ઉપર બિરાજ્યા ત્યારે ચાર્જમાં લગભગ રૂપિયા પચીસ હજારનું કરજ તેઓશ્રીને સોંપવામાં આવ્યું હતું. એવામાંજ દૈવયોગે સંવત છપ્પનનો ભીષણ દુષ્કાળ પડવાથી સેવકો અને ખેતીની આવક સામાન્ય આવી, અને ખરચ દર વર્ષ કરતાં લગભગ બમણું થયું. દુષ્કાળ પ્રસંગે આસપાસના પ્રદેશનાં અન્ય અન્નક્ષેત્રો જ્યારે બંધ થયાં ત્યારે પણ મહારાજશ્રીએ પોતાના ઉદાર હૃદયને અનુસરીને દીન દુઃખી તેમજ આશ્રયહીન નિરાધાર મનુષ્યોને સહાયતા કરી તેમના શુભાશીર્વાદો મેળવ્યા. તેથી સેવકોની પ્રીતિ ભક્તિ તેઓશ્રીનાં સત્કાર્યો પ્રત્યે સવિશેષ આકર્ષાઇ. ધીમે ધીમે માત્ર ત્રણજ વર્ષમાં મહારાજશ્રીએ આ જગ્યાને ઋણમુક્ત કરી. એટલુંજ નહિ પણ એ સમયના અરસામાંજ સુમારે રૂપિયા પંદર હજારની રકમ ખરચીને અપૂર્ણ દેવાલય તેઓશ્રીએ પૂર્ણ કરાવ્યું તેમજ મંદિરના રંગકામમાં લગભગ સાડાપાંચહજાર રૂપિયા ખરચીને મંદિરને સુશોભિત બનાવ્યું.

સંવત ૧૯૬૦ માં શિવરાત્રિના મેળા પ્રસંગે જુનાગઢમાં ભવેશ્વર ઉપર લગભગ પંદરહજાર રૂપિયા ધર્માદા વાપરીને ગોહિલવાડ સોરઠ પ્રાન્ત વગેરે સ્થળોના સઘળા સેવકો અને અન્ય પ્રતિષ્ઠિત ભાવિકોની પ્રીતિ સંપાદન કરી. એ પ્રસંગે જુનાગઢમાં એટલા બધા સાધુ મહાત્માઓ અને સેવકો પધાર્યા હતા કે, તેમને ભોજન કરાવવાને માટે મ્હોટાં પાત્રોના અભાવે એક કૂવો ગળાવી તેમાં તૈયાર થયેલો શીરો ભરવામાં આવ્યો હતો. એ કૂવામાં ત્રણ વર્ષ સુધી ઘી જોવામાં આવતું; એટલુંજ નહિ પણ ત્યાં મહારાજશ્રીએ સઘળા સાધુ બ્રાહ્મણોને કપડાં પૈસાથી સંતોષીને તેમના શુભાશીર્વાદો મેળવ્યા હતા. શિવરાત્રિના મેળા પ્રસંગે આવેલા સેવકો મહારાજશ્રીને જુનાગઢની આજુબાજુનાં ગામોમાં લઇ ગયા હતા ત્યારે એક ગામમાં સેવકને ઘેર ફળીમાં પીપળાના સુકાઇ ગયેલા લાકડા ઉપર બેસીને તેઓશ્રીએ સ્નાન કર્યું હતું. પરિણામે ત્રીજેજ દિવસે એ લાકડાને ફણગા ફુટયા હતા; આથી તેમજ મહારાજશ્રીનાં ધર્મકર્માદિ સત્કૃત્યો જોવામાં આવ્યાથી સેવકોના અંતરમાં તેઓશ્રીના પ્રત્યે અપાર ભક્તિભાવ ઉપજ્યો હતો. હમણાં પણ એ લાકડું મ્હોટા વૃક્ષનાસ્વરૂપમાં જોવામાં આવે છે. આ શું દૈવી મહાત્માની દૈવીશક્તિનો ચમત્કાર નથી કે?

વળી આ સંવત ૧૯૬૦ ના વર્ષમાંજ મહારાજશ્રીએ જગ્યાની અંદર સારા સારા રાજવંશીઓ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોના ઉતારાને માટે ઘણો સુંદર બંગલો બંધાવ્યો. આ બંગલાની શોભા રાજ મહાલયના જેવીજ છે. આ સિવાય લગભગ પાંચહજાર રૂપિયા ખરચીને યાત્રાળુઓના ઉપયોગાર્થે સુંદર મકાનો અને અભ્યાગતોને માટે રામજીમંદિરમાં ધર્મશાળા બંધાવી.

પરમપૂજ્ય મહંતશ્રીએ આજસુધીમાં જગ્યાના ગુરુભાઇઓની તેમજ શિષ્યો તથા સઘળા સેવકોની પ્રીતિ મેળવી છે. સંવત ૧૯૬૪ માં મહંતશ્રી પોતાના ગુરુભાઇઓ અને શિષ્યોની ઇચ્છાને અનુસરીને તેમની સૌની સાથે નાશિક ત્ર્યંબકના મેળામાં યાત્રાર્થે આશરે ત્રણ હજાર માણસોસહ ગયા હતા, ત્યાં તેઓશ્રીએ એકત્ર થયેલા સાધુઓને તેમજ જૂદી જૂદી જમાતોને સંતોષવા માટે રસોઇ આપી વિવિધ પ્રકારનો દાન ધર્મ કરવામાં આશરે સોળહજાર રૂપિયાની ગંજાવર રકમ ખરચી હતી.

વડોદરાની આસપાસના ભરુચ જીલ્લાના તથા રેવાંકાંઠા જીલ્લાના અને કચ્છ દેશના લોકોએ મહંતશ્રીની પ્રબળ ધર્મવૃત્તિ અને નિઃસીમ પરોપકારિતા જોઇને તેઓશ્રીને દરસાલના હક્ક તરીકે ઉપજ બાંધી આપી. કહેવાનું તાત્પર્ય એ છે કે, સેવકો અને ભાવિકોનો મહંતશ્રીના પ્રત્યે અપાર પ્રેમ હોવાથી તેઓશ્રીની વાર્ષિક ઉપજ બમણી થઇ. મહંતશ્રીની મહત્તાની કલ્પના કરવાને માટે આ ઘણું સબળ ઉદાહરણ છે.

બીજી વખત પણ મહંતશ્રીએ જુનાગઢ શિવરાત્રીના મેળા પ્રસંગે પધારી પ્રથમની માફક ધર્માદા ખર્ચ કર્યો અને પોતાની જગ્યાનાં પાંચ મંદિરોનાં ચાંદીનાં દ્વાર લગભગ છહજાર રૂપિયા ખરચીને કરાવ્યાં. બાદ રૂપિયા આશરે સોળહજાર ખરચીને જગ્યામાં સુંદર નવીન બંગલો તૈયાર કરાવ્યો.

ચાલુ સાલમાં સંગેરીમઠના પરમપૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ જગદ્‌ગુરુ મહારાજશ્રી શંકરાચાર્યજી દ્વારકાંની યાત્રા નિમિત્તે જતાં દુધરેજ પધાર્યા હતા. એ સમયે મહારાજશ્રીનાં ધર્મકાર્યોથી પ્રસન્ન થઇને તેઓશ્રીએ જાહિર સભા ભરીને મહંતશ્રીને ‘ ધર્મકાર્યધુરંધર ’

ની પદવી સમર્પણ કરી. હમણાં મહંતશ્રી જગ્યાનાં પાંચ મંદિરોનાં ચાંદીના સિંહાસનો તૈયાર કરાવે છે. વિશેષમાં મહંતશ્રીએ જગ્યાના કેટલાક સાધુઓને વિદ્યાશિક્ષણ આપવા માટે મ્હોટું ખરચ વેઠી પરમ પવિત્ર કાશીક્ષેત્રમાં મોકલેલા છે; જેથી સારા વિદ્વાન્ સાધુઓ જોવામાં આવે છે.

આવી રીતે મહંતશ્રી દરવર્ષે પોતાના ઉદાર, ધર્મપ્રિય સ્વભાવ તેમજ હૃદયને અનુસરીને અસંખ્ય દીનદુઃખી માણસોને દાન આપી સંપત્તિનો ઘણો સદુપયોગ કરી પોતાના જીવનનું સાર્થક કરે કરે છે. આવા ઉદારહૃદયના મહાત્માને પરમકૃપાળુ પરમાત્મા દીર્ઘાયુ કરો અને તેમનું આદર્શ જીવન આવી રીતે રીતે દીનદરિદ્રો તેમજ નિરાધાર મનુષ્યોના શુભાશીર્વાદો પ્રાપ્ત કરવામાંજ નિરંતર પસાર થાઓ એવી અભિલાષા રાખી વિરમું છું **કિંબહુના ?**

માંડવીની પોળમાં સુરદાસ
શેઠની પોળ—અમદાવાદ.
તા. ૫-૨-૧૭.

લી.
મહાત્મા પુરુષોનો દાસાનુદાસ.
ચરણકિંકર.
વ્રજલાલ જાદવજી ઠક્કર.



संसारना सन्मित्रस्वरूप आकर्षक नवलकथा

# કુંજ-કિશોરી.

દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે એ પ્રમાણે અધમ મનુષ્યોની બુદ્ધિ પાપકર્મમાં કેટલી બધી પ્રવૃત્ત થાય છે અને તેથા આગળ ઉપર કેવું ભયંકર પરિણામ આવે છે તેમજ સત્યવાદીજનોને શિરે અનહદ સંકટો આવી પડવા છતાં હિંમતથી તે સંકટોને દૂર કરી પાપીઓની પ્રપંચજાળને કેવી રીતે તોડે છે તેનો આબેહુબ ચિતાર ચિતરવામાં આવ્યો છે. જો તમારે નીતિનો માર્ગ જાણવો હોય, પુત્ર પુત્રીઓના હૃદયમાં જ્ઞાનની ઉંડી છાપ બેસાડવી હોય, આનંદ સાથે નીતિ રીતીનું યથાર્થ જ્ઞાન ગ્રહણ કરી સંસારને ઉજ્વળ બનાવવો હોય તો એકજ વાર **કુંજ-કિશોરી** અવશ્ય વાંચો. સુંદર છપાઇ, ઉત્તમ કાગળ, લાયબ્રેરીના શણગારરૂપ દળદાર પુસ્તક; છતાં કિંમત માત્ર રૂ. ૧-૪-૦.

---

સ્વ. સાક્ષર રમેશચંદ્રદત્ત કૃત,

## સર્વોત્તમ સામાસિક નવલકથા.

# સમાજ

સંસારનો આબેહુબ ચિતાર, વૃદ્ધનો વરઘોડો, જુલ્મી જમીન-દારનો જુલ્મ, પંડિત રમાનાથાનું રહસ્ય, ખૂની કેસ, શરચ્ચંદ્રની પરોપકારિતા તેમજ વિદ્યાપ્રીતિ, ગામડાનું ગૅઝેટ યાને સ્ત્રીમંડળમાં ચાલતી ચર્ચા વગેરે બનાવોથી ભરપૂર. આ નવલકથાની ઉત્તમતા માટે માત્ર એટલુંજ લખવું બસ થઇ પડશે કે નામદાર ગાયકવાડ સરકારના દેશી કેળવણી ખાતામાં આ નવકથા ઇનામ લાયબ્રેરી માટે મંજૂર થઇ છે. પૃષ્ઠ સંખ્યા ૨૫૦ છતાં કિંમત માત્ર બાર આના.

**સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.**
રીચીરોડ અમદાવાદ.

# અકબર રાજ્ય રહસ્ય.

## ભાગ ૨ જો.

---

## પ્રકરણ ૧ લું.

---

### નરકમાં નરપિશાચ !

જુલિયા પોતાના શયન–મંદિરમાં બેઠી બેઠી વિવિધ વિચારો કરી રહી હતી. એક પ્રકારની ભયંકર નિરાશાથી તેનું ચિત્ત વ્યથિત થઇ ગયેલું જણાતું હતું. એ ચિંતાનું—નિરાશાનું શું કારણ છે તે એ પોતે પણ સમજી શકતી નહોતી. વ્યાકુળ નિશ્વાસ તેમજ સ્થિર ગંભીર ઉદાસભાવ તેના અંતરની ગંભીર વેદનાનો :અસ્ફુટ વિકાસ કરતો હતો.

રાત્રિનો સમય હતો. આકાશમાં ચાંદની ચમકી રહી હતી. ચંદ્રદેવ પૃથિવી ઉપર અમૃત વર્ષાવી રહ્યા હતા. રાત્રિનો વાયુ 'સણસણ' અવાજ કરતો વહ્યે જતો હતો. એ વાયુના જોરથી તરૂલતાઓ હાલી ઉઠીને નિદ્રાધીન થયેલા જગત્‌નું અસ્તિત્વ જાહિર કરતી હતી.

જુલિયા પોતાના મનમાં ને મનમાં વિચારતી હતી કેઃ—"અરેરે ! હું કેવી હતી અને કેવી થઇ ગઇ છું ? આજે જો કદાચ હું પાપિષ્ઠની છળતાથી ભૂલી ન હોત, પવિત્ર ઘરના ખુણામાં રહેતી હોત તો.

મ્હારે આટલી બધી ચિંતા કરવી પડત નહિ. હું એક આબરૂદાર અમીરની એકની એક કન્યા છું પિતાની સંપત્તિ અગાધ હતી–ઉચ્ચ રાજ્યાધિકાર હતો, સંમાન હતું—શું નહોતું ? પરંતુ મ્હારા જેવી કલંકિની પુત્રીને માટે તેમનું સર્વસ્વ હતું ન હતું થઇ ગયું ! તેમનું સંમાન જતું રહ્યું. તેમનું શાન્તિમય જીવન અશાન્તિમય બની ગયું–તેમનું માનનીય મસ્તક નીચું નમી ગયું. તેમણે ભયંકર હૃદયવેદનાથી–નિરાશાથી અધીર થઇને આલોકનો ત્યાગ કર્યો. તેમનું અતુલ ઐશ્વર્ય મ્હારા જેવી કલંકિનીને પ્રાપ્ત થયું. વૈધવ્યનું દારૂણુ કષ્ટ સહન નહિ કરી શકાયાથી હું પાપસાગરમાં ડૂબી. એ પાપેજ મ્હારાં સર્વસ્વ સુખનો—આનંદનો વિનાશ કર્યો.

" શાહજાદા સેલિમ ! હું જાણું છું કે, તમારી ઘણી સત્તા છે. હું જાણું છું કે, તમે હિંદુસ્તાનના શહેનશાહના પુત્ર છો. હું જાણું છું કે ભવિષ્યમાં તમેજ આ હિંદુસ્તાનના શહેનશાહ થશો; પરંતુ સાચું કહો જોઇએ કે મ્હારી આવી અવનતિ થઇ તેનું કારણુ તમે નથી કે શું ? તમે શા માટે મ્હને એવી આશા આપી કે, હું રંગમહેલની બેગમસાહેબા બની માત્ર તમારા હૃદયમંદિરમાં બિરાજી રહીશ ? શા માટે તમે મ્હને છેતરીને ભૂલાવામાં નાખી ? જે સુખસ્વપ્નમાં વિભોર બની જઇને હું આ આખી દુનિયાને ભૂલી ગઇ, પરલોકને ભૂલી ગઇ, ધર્મને ભૂલી ગઇ તથા પાપના ખાડામાં ઉતરી પડી એ મ્હારૂં સુખસ્વપ્ન ક્યાં ઉડી ગયું ? !

" જો હું કદાચ તમારી છળનાથી ભૂલીને તમારી તપાસ માટે નિશારતખાનના મકાનમાં જઇને આવી સ્વરૂપવાન્ યુવક ઇસ્કાન્દારખાનનું દર્શન ન કરત તો આજે મ્હારી આવી દુર્દશા થાત નહિ.

" હું જાણું છું કે, હું તમને મેળવી શકનાર નથી. સેંકડો નવવિકસિત પુષ્પદળ વિહારી ભ્રમરની માફક તમે હમ્મેશાં નવાં નવાં ફૂલો ઉપર વિહાર કરો છો. એક દિવસે જે તમારા પ્રેમની પ્રાતમા થાય છે–જેને પ્રાપ્ત કરવાને માટે તમે વ્યાકુળ બની જાઓ છો, જે જોવામાં ન આવતાં તમે વિશ્વ બ્રહ્માંડમાં પ્રચંડ અગ્નિ સળગાવી ઘો છો તે તમારી અતૃપ્ત આકાંક્ષાની સાથેજ બીજે દિવસે ધૂળમાં આળોટતી થાય છે. વેલી પરથી ખરી પડેલા ગુલાબના પુષ્પની માફક તે અપમાનથી દુઃખી થાય છે—ચગદાય છે ! તમે આટલા બધા નિષ્ઠુર છો ! આટલા બધા વિવેકશૂન્ય છો ! આટલા બધા હૃદય-હીન છો !

" નહિ નહિ—હવે મ્હારે તમારો વિચાર કરવાની કાંઇ જ-રૂર નથી. હું ભતકાળની વાતને ભૂલી ગઇ છું. હમણાંના બનાવોએ મ્હને ઉન્મત બનાવી દીધી છે. હું માત્ર નરરત્ન ઇસ્કાન્દારખાનને મેળવવાને ચ્હાઉં છું. ખુદાએ જેને રૂપ–સૌન્દર્ય આપ્યું છે, હૃદય આપ્યું છે, સ્નેહ આપ્યો છે, મનુષ્યત્વ આપ્યુ છે તે પુરુષશ્રેષ્ઠ ઇસ્કાન્દારખાનને પ્રિયતમ તરીકે પ્રાપ્ત કરવાની હું અભિલાષા રાખું છું.

" ઇસ્કાન્દારને પ્રાપ્ત કરવાને માટે મ્હેં શું નથી કર્યું ? એક રમણીથી જે કાર્ય ન બની શકે, એક પિશાચિનીથી જે કાર્ય ન બની શકે તે કાર્ય મ્હેં કર્યું છે. સેલિમાના જીવનના નાશનું મૂળ કારણ હુંજ છું. પોતાના સ્વાર્થથી ઉન્માદિની બની જઇને હું ચારે તરફનું જ્ઞાન ધ્યાન ભૂલી ગઇ છું મ્હેં જાતે પ્રેમની પ્રાપ્તિ કરવાને માટે સાધ્વી સેલિમાના હૃદયને અપાર દુઃખ દીધું છે.

" તે ઉપરાંત મ્હેં જે ભયંકર કાર્ય કર્યું છે તે કોઇથી થઇ શકે તેમ નથી. પશ્ચાત્તાપની જ્વાળા સહન નહિ કરી શકાયાથી

સાહસ કરીને મૃતવત્‌ને જીવનની સીમામાં લાવી છું. ના ના—આ વાતની ચર્ચા કરવાનું કાંઇ પ્રયોજન નથી ! દિવાલને પણ કાન હોય છે. ચારે તરફ ગુપ્તદૂત ફર્યા કરે છે—ચારે તરફ શત્રુઓ ફર્યા કરે છે—ચારે તરફ ભય જણાય છે.

" હે ખુદા ! હે પરવરદિગાર ! મ્હારા પ્રાણમાં બળ આપો. મ્હારા હૃદયમાં શાન્તિ આપો. ભૃતકાળની હૃદયભેદક સ્મૃતિને દૂર કરી નાખી મ્હારા વર્ત્તમાનકાળના ભાગ્યને ઉજ્વળ બનાવી ઘો. હું હવે વિશેષ વેદના વેઠી શકતી નથી. આત્મહત્યા કરૂં તો મ્હારા સકળ દુઃખનો નાશ થાય તેમ છે. આ જીવનદીપને હોલવી નાખવાથી સકળ પાપોની શાન્તિ થાય તેમ છે. હું એમ કરૂં કે ? રાત્રિ દિવસ હું સોનેરી ખંજર લઇને ફર્યા કરૂં છું. આ ખંજરની લોહી પીવાની ઇચ્છા હું પૂરી કરૂં કે ? ના ના—હમણાં નહિ. હજી એમ કરવાનો સમય નથી.

" હજી પણ મ્હને આશા છે. આશાવંત મનુષ્ય કદાપિ મૃત્યુની મુલાકાત લઇ શકે છે ખરૂં કે ? જ્યાં સુધી આશા હશે ત્યાં સુધી હું આ દુઃખી જીવનને ટકાવી રાખીશ. આશાનો અંત આવ્યા પછી જે ઉચિત જણાશે તે કરીશ. મૃત્યુ મ્હારી ઇચ્છાને આધીન છે. ઇચ્છા થતાંની સાથે હું મરી શકું તેમ છું; કિન્તુ હમણાં તો આશાજ મ્હને મરતી અટકાવે છે.

" શયન–મંદિરની બારીઓ ખુલ્લી છે. જુલિયાએ ઉપર પ્રમાણે વિચારો કર્યા. અમને આ વિચારો લખતાં તેમજ વાંચકોને વાંચતાં જેટલો સમય લાગ્યો તેટલો સમય જુલિયાને વિચારો કરતાં લાગ્યો નહોતો. ચિંતા—વિચારની ગતિ વાયુ કરતાં પણ ઉતાવળી હોય છે—નદીના પ્રવાહ કરતાં પણ વિશેષ વેગવતી હોય છે.

અસંખ્ય વિચારોથી જુલિયાનો જીવ અસ્થિર બની ગયો હતો. તેની અસ્થિરતા દૂર થતીજ નહોતી. જુલિયાએ ધીમેથી ઊઠીને એક કબાટ ઉઘાડી તેમાંથી સુરાની બૉટલ બ્હાર કાઢી. એ સુરા ઘણી ઉગ્ર હતું. સહજ પીતાં નીશો ચઢે તેમ હતું. સહજ પીતાં ચિંતાનો નાશ થાય તેમ હતી. ઉત્તમ શિરાજી પણ જુલિયાની પાસે હતો; પરંતુ શિરાજી પીને જુલિયા પોતાના જીવને સ્થિર કરી શકતી નહોતી.

જુલિયાએ બે ત્રણ પાત્ર ભરી સુરાપાન કર્યું. આથી તેના જીવમાં જાણે કે એક પ્રકારની શક્તિ આવી. તેનો ચિંતાતુર જીવ ચિંતાશૂન્ય બની ગયો. પછીથી તે એક બારી પાસે જઇ ઉભી રહીને રાત્રિના અંધકારમાં છુપાઇ રહેલી પ્રકૃતિનું દર્શન કરવા લાગી. જુલિયાએ જોયું કે, આવા ગંભીર રાત્રિના સમયે પણ કેટલાક અમીર ઉમરાવોનાં ગગનચુંબિત મકાનોમાં ઉજવળ દીપકો સળગી રહ્યા હતા. કોઇ કોઇ સ્થળે સિતાર–સારંગીનો સૂર થતો સાંભળવામાં આવતો હતો.

જગતની બ્હાર તો સુખનો અભાવ નહોતો; કિન્તુ જુલિયાના જીવમાં તો રાત્રિ દિવસ ભીષણ ચિંતાગ્નિ સળગી રહ્યો હતો.

જુલિયા આવી રીતે આત્મજ્ઞાન ભૂલી ગઇ હતી. વિચારસાગરમાં તે ડૂબી ગઇ હતી. બરાબર આ સમયે એક મનુષ્યે ધીમે પગલે જુલિયાની પાસે આવી તેના ગુલબદન શરીરને સ્પર્શ કર્યો અને કહ્યું:–
“ જુલિયા ! ”

શયન–મંદિરમાં ઉજ્વળ દીપક સળગી રહ્યો હતો. જુલિયાએ ચમકીને પાછું જોયું. આવનાર મનુષ્યના મ્હોં ઉપર દીપકનો સ્પષ્ટ પ્રકાશ પડયો હતો. જુલિયાએ આશ્ચર્યમાં પડી જઇને પૂછયું:—
“ તમે કોણ છો ? ”

આવનાર માણસે કહ્યું:—" તુ મ્હને ઓળખી શકતી નથી ? "

" ઓળખી શકું છું; પરંતુ આટલા દિવસ સુધી તમે કયાં હતા ? "

" પ્રેતલોકમાં—જહન્નમમાં "

" હું પણ એમજ સમજતી હતી; કિન્તુ તમે ત્યાંથી શા માટે પાછા આવ્યા ? "

" એક વખત ત્હારૂં દર્શન કરવાને માટે. "

" તમે મ્હારા મકાનમાં પ્રવેશ કેવી રીતે કર્યો ? "

" સંધ્યા સમયે ત્હારા મકાનનાં બારણાં થોડા સમયને માટે ખુલ્લાં હતાં ! એ સમયેજ મ્હેં છુપી રીતે ત્હારા મકાનમાં પ્રવેશ કર્યો છે. "

" તમારો ઉદ્દેશ શો છે ? "

" મ્હારો ઉદ્દેશ તું સમજી શકતી નથી કે શું ? "

" ના—પહેલાં સમજી શકતી હતી-હવે સમજી શકતી નથી. મ્હારી સાથે તમારો કોઇ પણ જાતનો સંબંધ નથી. તમારા પ્રપંચનો ભોગ થઇ પડી મ્હેં મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે. મ્હેં જે કાર્ય કર્યું છે તે એક પિશાચિનીથી પણ થઇ શકે તેમ નથી. "

" એ કાર્ય કરવામાં ત્હારો પોતાનો સ્વાર્થ નહોતો કે ? "

" હતો; પરંતુ એ સ્વાર્થ સાધવાને માટે મ્હેં કદાચ બીજો ઉપાય અજમાવ્યો હોત. તમારો સંકલ્પ એ શયતાનનો સંકલ્પ છે. તમારી સહાયતા એ શયતાનની સહાયતા છે. "

" મ્હેં ત્હારા શયનમંદિરની બ્હાર છુપાઇ રહીને ત્હારી સઘળી હકીકત સાંભળી છે. "

" ચુપ કર. શયતાન ! ત્હારો ઉદ્દેશ શો છે ? "

" તને મ્હારે તાબે કરવાનો. "

" બસ–એકદમ તું અહિંથી ચાલ્યો જા—મ્હારી નજર આગળથી દૂર થા "

"એમ ડરાવ્યાથી હું ડરનાર નથી—મ્હારૂં કાર્ય પૂર્ણ કર્યા સિવાય હું પાછો જનાર નથી."

" હું હમણાંજ કોટવાલને બોલાવીશ."

" તો હું કોટવાલને કહી દઇશ કે ત્હેં ખૂની ઇસ્કાન્દારને ત્હારા મકાનમાં છુપાવી રાખ્યો છે! જેને માટે આખું આગ્રા નગર ખળભળી રહ્યું છે તે ખૂનીને છુપાવી ત્હેં રાજદ્રોહ કર્યો છે!"

"આજમદાદખાન! મ્હેં મ્હારા મનમાં આજ સુધી શયતાન મનુષ્યની મૂર્ત્તિની કલ્પના કરી રાખી હતી; પરંતુ આજે મ્હને તુંજ શયતાન જણાય છે."

"ભલે હું શયતાન છું. ફિકર નહિ. કહે, હવે તું મ્હારા મનની વાત સાંભળીશ કે?"

"ના—"

"હું તને બળાત્કારે સંભળાવીશ. તું મ્હારી વાત નહિ સાંભળે તો હું ત્હારો જીવ લઇશ—ત્હારૂં ખૂન કરીશ તને બૂમ મારવાનો વખત સુદ્ધાં આપીશ નહિ."

આમ કહી આજમદાદખાને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી કટાર બ્હાર કાઢી. દીપકના ઉજ્વળ પ્રકાશથી એ કટાર ચમકી ઉઠી. એ પ્રાણઘાત કટારને ચમકતી જોઇ જુલિયા વાયુના જોરથી ધ્રૂજતી લતાની માફક ધ્રૂજી ઉઠી—તેનો પ્રાણ પણ કંપી ઉઠયો!

જુલિયાએ સાહસ એકઠું કરીને પોતાનાં વસ્ત્રોમાંથી સોનેરી ખંજર બ્હાર કાઢયું અને કહ્યું:–" આજમદાદખાન! તું જેવો પિશાચ છે તેવી હું પિશાચિની છું. મ્હારૂં આ સોનેરી ખંજર લોહી પીવાને

માટે ઘણું આતુર છે. ત્હારા હૃદયના લોહીથી આજે હું એની તૃષ્ણા તૃપ્ત કરીશ."

આજમદાદખાને ત્વરાથી જુલિયાનો જમણો હાથ પકડી લીધો, તથા તેણે તેનો હાથ એટલા તો જોરથી દબાવ્યો કે, તેના હાથમાંનું સોનેરી ખંજર જમીન ઉપર પડી ગયું ! પછીથી આજમદાદખાને એ ખંજરને વિના વિલંબે ઉપાડી લઇ કઠોર સ્વરે કહ્યું;-"કહે, હવે તું મ્હને શું કરી શકે તેમ છે ?"

જુલિયાએ જોયું કે, પોતે હવે શક્તિ વિનાની છે. આવા મ્હોટા બળવાન શયતાનની સાથે તે એકલી કેવી રીતે યુદ્ધ કરી શકે? તે સમજી ગઇ કે, તેનું જીવન આજે સંકટમાં સપડાયું છે. આથી કરીને તે શાન્ત બની ગઇ. તેણે કહ્યું;—"જ્યારે હું ત્હારા પંઝામાં ફસાઇ પડી છું ત્યારે હું નિરૂપાયે ત્હારી વાત સાંભળવા તૈયાર છું. કહે, ત્હારે જે વાત કહેવી હોય તે જલદી કહે."

આજમદાદખાનની વિશેષ ઓળખાણ અમે પ્રથમ ભાગમાં આપેલી હોવાથી અત્રે એ સંબંધી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. આ મહાપુરૂષજ નિશારતખાનનો ભત્રિજો હતો. એની કીર્તિકથાનો પરિચય પાઠકો પ્રથમ ભાગ વાંચી પામી ચુક્યા છે.

આજમદાદખાને એક સોફા ઉપર બેસીને કહ્યું:-" હવે ડાહી થઇ ખરી. જો શાન્તિથી મ્હારૂં કહ્યું કરીશ તો હું તને બિલકુલ દુઃખી નહિ કરૂં. પહેલાં તું એક કામ કર. મ્હને ઘણી ભૂખ લાગી છે. સંધ્યાકાળનો હું ત્હારા મકાનમાં છુપાઇ રહેલો હોવાથી મ્હેં કાંઇ ખાધું નથી; માટે તું થોડું ભોજન અને મદિરા મ્હને લાવી આપ."

જુલિયાએ કહ્યું:—" એ સઘળું નીચે છે. હું ખોજાને બોલાવું છું."

આજમદાદઃ—ના ના–એટલી બધી ગરબડ કરવાની કાંઇ જરૂર નથી. અહિં ઉત્તમ શિરાજી છે ?

જુલિયાએ કબાટ ઉઘાડી શિરાજીની એક બૅાટલ અને એક ચાંદીનો પ્યાલો બ્હાર કાઢી આજમદાદ પાસે મૂકયો. આજમદાદે શિરાજી પીને જીવને સ્વસ્થ કર્યો. પછીથી તેણે કહ્યુંઃ—"જુલિયા ! સુંદરિ ! તું એમ ન સમજતી કે, હું જે કાર્ય કરૂં છું તે કાચું કરૂં છું. હું આવ્યો ત્યારે ત્હારો ખોજો નિશ્ચિંતે ઉંઘતો હતો. મ્હેં તેના નાક આગળ એક જાતનો તીવ્ર અર્ક રાખી તેને બેશુદ્ધ બનાવી દીધો છે. તું કોઇ પણ પ્રકારની ગરબડ કરે નહિ એટલા માટેજ મ્હેં પ્રથમથી આટલી સાવધાનતા રાખી છે. વળી હવે તું સર્વાંશે મ્હારા તાબામાં છે, જે ખંજર તું મ્હારી છાતીમાં ખોસવાનો યત્ન કરતી હતી તે સોનેરી ખંજર હવે મ્હારા હાથમાં છે. હમણાં અત્રે ત્હારા અને મ્હારા સિવાય બીજું કોઇ નથી. આપણા સિવાય બીજું કોઇ આ મકાનમાં છે કે કેમ એ સંબંધી પણ હું થોડી હકીકત જાણું છું, જવા દે, હમણાં એ બધી વાતની કાંઇ જરૂર નથી. હવે હું જે કહું તે ધ્યાન દઇને સાંભળ."

જુલિયાએ સ્થિરતાથી આજમદાદનાં આ વચનો સાંભળ્યાં. તેણે વિચાર્યું દુષ્ટ આજમદાદ જે કાંઇ કહે છે તે સાચુંજ કહે છે. ખરેખર, હમણાં તેને કોઇ સહાયતા કરી શકે તેમ નથી. આમ વિચારી જુલિયાએ કહ્યુંઃ–"ત્હારા મનની વાત તું મ્હને બેલાશક કહી સંભળાવ. એ વાત સાંભળ્યા સિવાય હું શું કહી શકું ?"

આજમદાદઃ–મ્હારા મનની વાત કહેતાં પહેલાં હું તને કેટલાક પ્રશ્નો પૂછવાની ઇચ્છા રાખું છું.

જુલિયાઃ—બેલાશક પૂછો.

આજમદાદ:—શાહજાદા સેલિમ ત્હારા ઉપર ઘણા કંટાળી ગયા છે

જુલિયા;—એ તો હું પણ જાણું છું.

આજમદાદ:—હવે તું ઇસ્કાન્દારને માટે ઉન્મત્ત બની ગઇ છે કેમ?

જુલિયા:-આ પ્રશ્નનો હું કાંઇ ઉત્તર આપી શકતી નથી.

આજમદાદ:—તું ઉત્તર ન આપે તો પણ હું સમજી શકયો છું કે, તું તેને ત્હારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાય છે. જેને માટે ત્હેં મહા ભયંકર સાહસિક કાર્ય કર્યું છે તેણે ત્હારા હૃદય ઉપર અધિકાર મેળવ્યો નથી એમ કેવી રીતે કહી શકાય ?

જુલિયા;—ભલે એમ માનવું હોય તો એમ માનો—એમાં મ્હને કાંઇ નુકસાન નથી.

આજમદાદ;—ઠીક ઠીક, તું હવે શાન્ત થા.

જુલિયા:—હું શાન્તજ છું. રાત્રિ વિશેષ થઇ છે. ત્હારે જે વાત કહેવી હોય તે કહી નાખ. હું થાકો ગઇ છું. હવે વિશ્રાન્તિ લેવાની મારી ઇચ્છા છે.

આજમદાદ:—મ્હને પણ વિશ્રામની જરૂર છે; તેથી હું તને મ્હારા મનની વાત કહી સંભળાવું છું. શિરાજીનું મ્હને તું એક બીજું પાત્ર ભરી આપ. ત્હારો શિરાજી ઘણો નરમ છે. એનાથી બિલકુલ નીશો ચઢતો નથી. એમાં અંગુરનો રસ માત્ર છે; તેજી મસાલો બિલકુલ નથી. આ શિરાજી માત્ર સ્ત્રીઓને લાયક છે !

જુલિયાએ પોતાના મન સાથેજ કાંઇ વિચાર કરીને કહ્યું:—"ત્યારે આ અર્ક પીશો ? તેનાથી તમને ઘણો આરામ મળશે—બેચેન જીવને રાહત મળશે."

આજમદાદખાન બોલી ઉઠયો:—"નાના—અર્કનો નીશો ઘણો ખરાબ છે! તેનાથી માથું તપી જાય છે. એમ થાય તો હું તને જે

વાત કહેવાની ઇચ્છા રાખું છું તે વાત કહી શકું નહિ. આપ–મ્હને શિરાજીજ આપ."

શયતાન આજમદાદે એક પ્યાલો શિરાજીથી ભરી પોતાના કંઠમાં ખાલી કરી નાખ્યો. આથી તેની બુદ્ધિ જાણે કે ઘણી સ્થિર થઇ. તેણે કઠોર હાસ્ય કરીને કહ્યું:—" જુલિયા ! તું જાણતી નથી કે, હું તને કેટલી બધી ચ્હાઉં છું ! આહ ! રાત્રિ દિવસ હું ત્હારીજ પ્રતિમાનું મ્હારા હૃદય–મંદિરમાં ધ્યાન ધરૂં છું. મ્હારી નસેનસમાં ત્હારાજ પ્રેમનું ઉષ્ણુ લોહી વહે છે."

જુલિયા:—તેથી જ કટારથી મ્હારૂં ખૂન કરવાને આવ્યા હતા કેમ ?

આજમદાદ:—સ્નેહના પ્રકારમાં એમ બને એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. એ વાત તું ત્હારા મનમાં રાખીશ નહિ.

જુલિયા:—હવે તમારી શી ઇચ્છા છે તે મ્હને સ્પષ્ટ કહી સંભળાવો.

આજમદાદ:–ગુલબદન ! હું તને ચ્હાઉં છું. મ્હારી દૃષ્ટિમાં તું બિહસ્તનું બુલબુલ યા તો ઇંદ્રલોકની અપ્સરા છે. દિલબર ! મ્હારી એટલીજ ઇચ્છા છે કે તું મ્હારી સાથે નિકાહ કર. ચાલ, આપણે આ આગ્રા નગરમાંથી ચાલ્યાં જઇએ. પતિપત્નીની માફક બીજે કોઇ એકાન્ત સ્થળે જઇને રહીએ.

જુલિયા:—પછી ?

આજમદાદ:—પછી શું ? તું મ્હારી સાથે નિકાહ કરીશ એટલે ત્હારી સઘળી ચિંતાનો:અંત આવશે. તું સુખી થઇ શકીશ; હું પણ ડાહ્યો માણસ થઇ સઘળી લુચ્ચાઇ છોડી દઇ તને સુખી કરવાનો યત્ન કરીશ.

જુલિયાઃ-તમે જે કાંઇ કહ્યું તે હું નાકબૂલ કરૂં તો ?

આજમદાદઃ—હું બળાત્કારે તને કબૂલ કરાવીશ; ત્હારે મ્હારૂં કહ્યું માનવુંજ પડશે.

જુલિયાઃ—તમે જાણો છો કે, આ અકબરશાહનું રાજ્ય છે?

આજમદાદઃ—તેની શી ચિંતા છે ? મ્હેં બે વસ્તુઓ ત્હારી પાસે માગી છે. એક તો ત્હારો સ્નેહ અને બીજા ત્હારા પૈસા! જો કદાચ તું ત્હારો સ્નેહ ન આપે તો ફિકર નહિ. હું માત્ર ત્હારા પૈસા લઇનેજ સંતુષ્ટ થઇશ. ત્હારો ખોજો બેશુદ્ધ બની જઇને ઉંઘે છે. હું હમણાં જો કદાચ ત્હારૂં ખૂન કરૂં અને તું બૂમે બુમો પાડે તો પણ અત્રે કોઇ આવી શકે તેમ નથી. મ્હારૂં કહ્યું નહિ માને તો હું ત્હારૂં ખૂન કરી ત્હારા મૃતદેહને સેલિમાના દેહની માફક એક પેટીમાં પૂરી યમુના નદીમાં પધરાવી દઇશ. પછીથી ત્હારી સઘળી સંપત્તિ આજે રાત્રેને રાત્રેજ હું અહિંથી ઉપાડી જઇશ. હાથમાં રૂપિયા આવશે એટલે ત્હારા કરતાં વધારે રૂપવતી સુંદરીઓ અનેક મળી આવશે. પૈસાજ આ સૃષ્ટિનો સાર છે કેમકે—

પૈસા હી બસ્સ બનાતા હૈ ઈન્સાં કે બાતકો,
પૈસા જેબ દેતા હૈ બ્યાહો બરાતકો.
પૈસા હે રંગ રૂપ પૈસા હી માલ હય,
પૈસા ન હોતો આદમી ચર્ખેકા માલ હય.

જુલિયાઃ—આજમદાદ ! તું શયતાન છે—પિશાચ છે.

આજમદાદઃ—ત્યારે તું વળી ક્યાં મ્હારાથી ઉતરે તેમ છે? ઇસ્કાન્દારખાનને પ્રાપ્ત કરવાને માટે ત્હેં જીવતી સેલિમાનું ખૂન કર્યું છે !

આ વાક્યો સાંભળી જુલિયા કંપી ઉઠી. પછીથી જીવની અ-સ્થિરતાને દબાવી રાખીને તેણે કહ્યું:—" આજમદાદ ! એ બનાવમાં તું પણ શામીલ થયો છે."

આજમદાદ:—પરંતુ તેનું પ્રમાણ કયાં છે ?

જુલિયા:—ત્યારે મ્હારા ગુન્હાનું પ્રમાણ પણ ક્યાં છે ?

આજમદાદ:—ત્હારા હાથનો લખેલો પેલો બનાવટી પત્ર, ઇસ્કાન્દારખાનના હાથમાં છે, એ તને યાદ છે કે ?

જુલિયા:—ઇસ્કાન્દાર તો પલાયન કરી ગયો છે.

આજમદાદ:—કોટવાલ જહાન્દારખાનની હોશિયારી આગળ કોઇનું કાંઇ ચાલી શકે તેમ નથી. યાદ રાખજે કે, ઇસ્કાન્દાર થોડા સમયમાંજ પાછો કેદ પકડાશે.

જુલિયા:—એ બધી વાતને જવા દે. તું અત્યારે ત્હારી વાતનો નિકાલ કરી નાખ.

આજમદાદ:—જો કદાચ ત્હારી મ્હારે સાથે વિવાહ કરવાની ઇચ્છા ન હોય તો તું મ્હને રૂપિઆ આપ.

જુલિયા:—ત્હારે કેટલા રૂપિયા જોઇએ છીએ ?

આજમદાદ:—મ્હારે રૂપિયા નહિ; પરંતુ પંદર હજાર સોના મહોરો જોઇએ છીએ. રૂપબાઇ કરતાં હું સોનબાઇને વધારે પસંદ કરૂં છું !

જુલિયા:—હું તને એટલા બધા રૂપિયા આપી શકીશ નહિ—ત્હારી ઇચ્છા હોય તો ભલે તું મ્હારૂં ખૂન કર. હું જીવતી રહીને તો તને આટલી બધી રકમ આપી રસ્તે રખડતી ભિખારણ નહિ જ થઇ શકું.

આજમદાદ:—મ્હારે એમ જ કરવું પડશે એ હું સારી રીતે

જાણું છું. તું મરીશ નહિ ત્યાં સુધી ત્હારાથી સોનબાઇની માયા મૂકી શકાશે નહિ.

આમ કહીને આજમદાદે પોતાની છાતીમાંથી એક ન્હાની પિસ્તોલ બ્હાર ખેંચી કાઢી. ઉજવળ દીપકના પ્રકાશમાં પિસ્તોલ ચમકવા લાગી. આજમદાદે ભીષણુ સ્વરે કહ્યું:—"શયતાન જુલિયા ! હજી પણુ સંમત થા. હું તને ઇચ્છતો નથી—ત્હારી સંપત્તિને ઇચ્છું છું. આ સંપત્તિને માટે જો મ્હારે નિરૂપાયે સ્ત્રીહત્યા કરવી પડશે તો તે પણુ હું કરીશ; કિન્તુ જો તું સીધી રીતે મ્હારૂં કહ્યું કબૂલ કરે તો ત્હારૂં ખૂન કરવાને હું ઇચ્છતો નથી."

જુલિયાએ કહ્યું:—" હું જીવતી રહીશ ત્યાં સુધી તો તમને એક પાઇ પણુ આપીશ નહિ."

આજમદાદખાને જુલિયાની છાતી સ્હામી પિસ્તોલ ધરી. પછીથી તેણે ભીષણુ સ્વરે કહ્યું:—" હું તને ખુદાના કસમ દઇને કહુ છું કે, હજી પણુ મ્હારૂં કહ્યું માન—છોડી દે ત્હારૂં ગુમાન"

જુલિયા ભયની ભાવનાથી કંપી ઉઠી. આજમદાદની અવસ્થા જોઇને તે સમજી શકી કે તે દુષ્ટના પંઝામાંથી પોતે છુટનાર નથી. આજમદાદ સર્વ પ્રકારે તૈયાર થઇને આવ્યો છે.

જુલિયાએ પોતાના બન્ને હાથ જોડી નમ્રસ્વરે કહ્યું:—" આજમદાદ ! મ્હારી હત્યા કરીશ નહિ. મ્હારા જીવનની હજી કેટલીક આશાઓ ફળિભુત થઇ નથી. આવા યૌવનકાળના આરંભ સમયે હું મરી શકીશ નહિ. હું તને દશ હજાર સોનામહોરો આપવાને તૈયાર છું."

આજમદાદઃ—આવો સુયોગ મ્હને ફરીથી મળશે કે કેમ તે હું જાણુતો નથી. મ્હારે તો પંદરહજાર સોનામહોરોજ જોઇએ. એક

પૈસો પણ ઓછો હું લઇશ નહિ.

નિરૂપાયે જુલિયાએ કહ્યું:-" ત્યારે તો આ મ્હારી ત્રિજોરીમાં જે કાંઇ છે તે બધું તુ લઇ જા. આ લે ત્રિજોરીની કુંચી !"

આમ કહીને જુલિયાએ કુંચી આજમદાદ તરફ ફેંકી. આજમદાદે સ્મિત હાસ્ય કરી કુંચીને ઉંચકી લીધી. પછીથી તેણે કહ્યું:-"કયી ત્રિજોરીમાં ત્હારા રૂપિયા છે?"

જુલિયાએ આંગળી લાંબી કરી એક ત્રિજોરી બતાવી દીધી. પ્રસન્ન મુખે આજમદાદ એ ત્રિજોરી ઉઘાડવા લાગ્યો. પછીથી ત્રિજોરી ઉઘાડી, સોનામહોરો ભરેલી રેશમી થેલીઓ તેણે બ્હાર કાઢી. ત્યાર પશ્ચાત્ તે એ થેલીઓમાંની સોનામહોરો ગણવા લાગ્યો.

આ સમયે કોઇ એક મનુષ્યે ઘણીજ સાવધાનતાથી જુલિયાના શયન મંદિરમાં પ્રવેશ કરી આજમદાદની પાસે જઇ, તેનું ગળું દબાવી તેને પૃથ્વી પર પછાડયો. આજમદાદખાન એકાએક પોતાના જીવ પર સંકટ આવેલું સમજી આકુળ વ્યાકુળ બની ગયો. એકાએક આ શું થયું તે એ સમજી શકયો નહિ.

આવનાર મનુષ્યને ઓળખી જઇ જુલિયા બોલી ઉઠી:—"જબરદસ્તખાન! આજે ખરેખર ત્હેં મ્હારો જીવ બચાવ્યો છે. આજે ત્હેં ત્હારી આજ સુધીની નોકરીનો મ્હને ઉત્તમ પરિચય કરાવ્યો છે."

ખોજા જબરદસ્તખાને તરતજ આજમદાદખાનના હાથમાંની પિસ્તોલ પડાવી લઇ તેનીજ છાતી સ્હામી ધરીને કહ્યું:-" કેમ પાપાત્મા! હવે ત્હારે સોનબાઇ જોઇએ છે કે? તું મ્હને બેશુદ્ધ બનાવીને આ ભયંકર કાર્ય કરવા આવ્યો હતો, કેમ?"

ક્ષણ માત્રમાં સઘળો પ્રકાર બદલાઇ ગયો. થોડા સમય ઉપર જે

જુલિયા આ શયતાન આજમદાદખાનના પંઝામાં ફસાઇ પડીને કંપતી હતી—પ્રાણભયથી અધીરી બની ગઇ હતી તે માત્ર ખુદાની મિહરબાનીથી જ આજે બચી ગઇ; અને ઉલટો શયતાન આજમદાદ તેનાજ પંઝામાં ફસાઇ પડયો.

ખોજાને પિસ્તોલ તાકતો જોઇને આજમદાદ સમજી શકયો કે તેનો હવે આજે છુટકો થનાર નથી. થોડા સમય પૂર્વે જુલિયાએ નમ્ર સ્વરે તેને કાલાવાલા કર્યા હતા; કિન્તુ તેણે તેના ઉપર દયા દર્શાવી નહોતી. હવે ભાગ્યચક્રની પ્રબળતાથી જુલિયાને કાલાવાલા કરવાનો વખત તેને માટેજ આવી પહોંચ્યો. તેણે ગદ્દગદ કંઠે કહ્યું:—"જુલિયા! જુલિયા! મ્હને બચાવ—મ્હારા પર દયા લાવી મારૂં રક્ષણ કર."

ખોજા જબરદસ્તખાને પિસ્તોલને આજમદાદની છાતી સ્હામે તાકીને કહ્યું:—"ત્હારો બચાવ કરૂં? ત્હારૂં રક્ષણ કરૂં? તું જ્યારે બબ્બે મનુષ્યોનો જીવ લેવાને આવ્યો ત્યારે તને એ વિચાર કેમ નહોતો આવ્યો? કદાચ જુલિયાબીબી તને ક્ષમા કરી શકશે; કિન્તુ હું તો આજે ત્હારો જીવ લીધા સિવાય રહેનાર નથી. ત્હારા નીચ કાર્યનો તને બદલો આપ્યા સિવાય આ સેવક શાન્ત થનાર નથી. મ્હારૂં નામ જબરદસ્ત છે. ક્ષમા—દયા કોને કહે છે તે હું સમજતોજ નથી. શયતાન! હું ત્હારા હાલ કેવા કરૂં છું તે તું જો તો ખરો!"

આમ કહીને જબરદસ્તખાને ક્રોધાવેશમાંજ આજમદાદખાનની છાતી પર જોરથી એક લાત મારી. આ પ્રહાર કાંઇ સામાન્ય નહોતો. જબરદસ્તખાન કેવો જોરાવર છે, તે વાંચકો આ નવલકથાનો પ્રથમ ભાગ વાંચીને જાણી ચુકયા હશે. આ એક આંખે આંધળા ખોજાની

ભીષણુ મૂર્તિ અને બળવાન્ શરીર વગેરે જોતાંજ તે કોઇ એક ઉસ્તાદ પહેલવાન્ હોય એવી કલ્પના અંતરમાં આપોઆપજ ઉપજતી હતી.

જબરદસ્તખાનના પગના પ્રહારથી આજમદાદખાન બેશુદ્ધ બની ગયો. પ્રથમ તો જબરદસ્તખાને એમ વિચાર્યું કે, શયતાન આજમદાદે લુચ્ચાઇ કરી બેશુદ્ધ બની જવાનો ઢોંગ કર્યો છે. આથી તેણે કહ્યું:—"કેમ રે શયતાનના બચ્ચા ! એક લાત વાગતાં જ ચૂપ કેમ થઇ ગયો ? આવી કેટલી લાતો ત્હારી છાતી પર પડશે તે તું જાણે છે કે ?"

આમ કહીને જબરદસ્તખાન પાછો ફરીથી તેને લાત મારવાની તૈયારી કરવા લાગ્યો; કિન્તુ જુલિયાએ આજમદાદની સ્થિતિ સમજી જઇને વિચાર્યું કે તે બેશુદ્ધ બની ગયો છે. તેથી તેણે કહ્યું:-"હવે એને મારીશ નહિ. તું જોતો નથી કે એ પાપાત્મા ત્હારી એકજ લાત વાગવાથી બેશુદ્ધ બની ગયો છે !"

જબરદસ્તખાને કહ્યું:—"હવે આ પાપાત્માનું શું કરવું છે ?"

જુલિયા:—તું એને છોડી દે.

જબરદસ્ત:—ના ફણિધર—વિષધરને પકડી તેને છોડી દેવો એ ડહાપણ ભરેલું નથી. એ ફરીથી તમને દંશ દેશે.

જુલિયા:—ત્યારે તેને શું કરીશું ?

જબરદસ્ત:—થાણામાંથી હું કોટવાલ સાહેબની આજ્ઞા મેળવી કેટલાક સિપાહીઓને બોલાવી લાવું. આ દુષ્ટ ખૂન કરવા તેમજ લૂંટ કરવા આવ્યો હતો એવું આપણે સહેલાઇથી સાબિત કરી શકીશું.

જુલિયા:—ના ના—એમ કરવાની કાંઇ જરૂર નથી. મ્હારી સાથે તેની ઓળખાણ છે એ ઘણાંખરાં માણસો જાણે છે. આગ્રા નગરીના મુખ્ય કોટવાલ જહાન્દારખાને પણ એમ સાંભળ્યું છે કે, નિશારત-

ખાનના ભત્રિજાની સાથે મ્હારો પરિચય છે. આવે સ્થળે જો આપણે કાયદાનો આશ્રય લેવા જઇશું તો આપણીજ કેટલીક ગુપ્ત હકીકત જાહિર થઇ જશે.

જબરદસ્તઃ—તમારૂં કહેવું ખરૂં છે; પરંતુ એને છોડી દેવાનું સાહસ કરવું મ્હને વ્યાજબી લાગતું નથી. એ શયતાન એવો લુચ્ચો છે કે તે તેની નીચતા કદાપિ છોડશે નહિ. જો પુનઃ તેને સુયોગ મળશે તો તે ફરીથી પણ તમારા ઉપર આવો જુલ્મ ગુજારવાનો યત્ન કરશે. આજે ખુદાએજ દયા કરીને તમારા તેમજ મ્હારા જીવનનું સંરક્ષણ કર્યું છે. આ શયતાન મ્હને એક જાતનો તીવ્ર અર્ક સુંઘાડી ગયો હતો. હું તો તે સમયે તંદ્રામાં હતો. એ અર્ક એટલો બધો તેજી હતો કે તેથી મ્હારૂં માથું ભમી ગયું, અને હું અજ્ઞાન બની ગયો. આમ છતાં હું ઘણોજ બળવાન્ હોવાથી એ અર્ક મ્હારા મન ઉપર વિશેષ અસર કરી શકયો નહિ. થોડા સમય પછી હું શુદ્ધિમાં આવ્યો અને મ્હેં જોયું તો મ્હને જણાયું કે, એ દુષ્ટે મ્હારો ફેંટો કાઢી મ્હારા હાથ પગ ઉપર બાંધી દીધો છે. મ્હેં વિચાર્યું કે, આ કાર્ય કોઇ ચોર યા તો લૂંટારાએજ કરેલું હોવું જોઇએ હું બંધન છોડી નાખી એકદમ સાવધાનતાથી ઉપર ચઢી આવ્યો અને તેથીજ આજે તમને બચાવી શકયો. એ શયતાને કેવી રીતે આપણા મકાનમાં પ્રવેશ કર્યો હશે તે હું સમજી શકતો નથી.

જુલિયાઃ—સંધ્યા થતાં પ્રહેલાં તેણે આપણા મકાનમાં પ્રવેશ કર્યો છે. પછીથી તે ચોરની માફક કોઇ સ્થળે છુપાઇ રહ્યો હશે. પછીથી વખત વિચારી તેણે પોતાનું કાર્ય સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે. સંધ્યા થતાં પહેલાં તું મકાનમાંથી ક્યાંય બહાર ગયો હતો કે શું ?

જબરદસ્તઃ—હા હા-બરાબર સંધ્યા થતાં પહેલાં હું દશ પંદર મિનિટને માટે એક ચીજ ખરીદ કરી લાવવાને ગયો હતો. દુકાને જતાંજ મ્હને દુકાનદાર મ્હોટા સંકટમાં જણાયો. તેનો એક પુત્ર મરી ગયો હતો; તેથી દુકાનદારને સાંત્વના આપવા હું રહ્યો અને મ્હને પાછા ફરતાં વિલંબ થયો. આ શયતાને એજ સમયનો લાભ લઇ આપણા મકાનમાં પ્રવેશ કર્યો હશે.

જુલિયાઃ—હું સમજી શકતી નથી કે ગતલોકમાં તું મ્હારો કોણ હતો ? ત્હેં આજે મ્હને મોતના પંઝામાંથી બચાવી છે. હું તને ત્હારા આ કાર્યનું શું ઇનામ આપું ? આજે મ્હારી સઘળી સંપત્તિ આ દુશ્મન લઇ જઇને મ્હને રસ્તાની ભિખારણ બનાવી દેવાનો હતો. કદાચ તે મ્હારૂં ખૂન કરવામાં પણ પાછી પ્હાની કરત નહિ. હું આજે તને ત્હારા આ કાર્યના ઇનામ તરીકે સોનામહોરની એ થેલી આપું છું. એમાં સો સોનામહોરો છે.

જબરદસ્તઃ—મા ! હું તમને મ્હારાં માતાજી સમાન સમજું છું ! તમે મ્હારી દુર્દશામાં મ્હને આશ્રય આપ્યો છે ! આ અજાણ્યા આગ્રા નગરમાં જ્યારે હું ભિખ માગતો રખડયા કરતો હતો ત્યારે કોઇએ મ્હારા પર દયા કરી નહોતી. માત્ર તમેજ આ દીન સેવક પર દયા દર્શાવી છે. હું તમારો એ મહાન્ ઉપકાર આજ સુધી ભૂલ્યો નથી તેમજ ભવિષ્યમાં ભૂલી જનાર પણ નથી. આ જીવનમાં તમારા સિવાય બીજા કોઇની સેવા હું સ્વીકારનાર નથી. મ્હારે મ્હારા આજના કાર્યનું ઇનામ જોઇતુ નથી. ખુદાની કૃપાથી તમારા જીવનનું રક્ષણ થયું એજ મ્હને મ્હોટું ઇનામ મળ્યા બરાબર છે.

રાત્રિનો ત્રિજો પ્રહર હતો. આ સઘળી ભયંકર હકીકત લખતાં જેટલો વિલંબ લાગ્યો તેનાથી ઘણો જ થોડો સમય તેને બનતાં લાગ્યા.

જબરદસ્તે જુલિયાને કહ્યુ:-" એ કમનશીબને જે એક લાત વાગી છે તેથીજ તે બેશુદ્ધ બની ગયો છે. હવે એની શી વ્યવસ્થા કરીશું ?"

જુલિયાએ કહ્યું:—" એને પ્રથમ શુદ્ધિમાં લાવવાનો યત્ન કર. પછીથી અહિંથી એને કાઢી મૂક "

જબરદસ્તઃ—મા ! એને છોડી દેવામાં સાર નથી. ઉતાવળ કરવી મ્હને વ્યાજબી લાગતી નથી. વધારે નહિ તો માત્ર આજની રાત્રિને માટે એને પેલી કોટડીમાં કેદ કરી રાખવા દો. પછીથી કાલે સ્હવારે જેમ ઠીક લાગશે તેમ કરીશું.

જુલિયાઃ—જબરદસ્ત ! એ સંબંધી તું ત્હને ફાવે તેમ કર; કિન્તુ એટલું યાદ રાખજે કે, એ કોટડીની પાસેજ—

જબરદસ્ત વચ્ચેજ બોલી ઉઠયોઃ-" એ માટે ફિકર કરશો નહિ. એ બન્ને કોટડીઓની વચ્ચે પત્થરની દિવાલ છે. એ દિવાલ ઘણી મજબુત છે. ભય રાખવાની કાંઇ જરૂર નથી. મા ! તમે નિશ્ચિંત્ત રહો. હું જે કાંઇ કરૂં છું તે પૂરતો વિચાર કરીનેજ કરૂં છું."

જુલિયાએ તરતજ સંમતિ દર્શાવી. ખોજા જબરસ્તખાને આજમદાદનો બેશુદ્ધ દેહ પોતાના ખભા પર ઉંચકી લીધો. જબરદસ્તખાનના જોરની તુલના થઇ શકે તેમ નહોતી. ડાબા હાથમાં ફાનસ અને જમણા હાથમાં કુંચી લઇને ત્યાંથી ચાલ્યો ગયો !

મકાનમાંજ આવેલા એક ગુપ્ત સ્થળે જઇને ખોજા જબરદસ્તખાને આજમદાદનો દેહ ખભા ઉપરથી નીચે ઉતાર્યો. હજી પણ એ હતભાગ્ય બેશુદ્ધવસ્થામાં હતો.

જબરદસ્ત જ્યાં આવીને ઉભો રહ્યો ત્યાંજ સ્હામે એક મજબુત દિવાલ હતી. એ દિવાલના ઉપર નકશીંકામ કરવામાં આવેલું હતું. આ

દિવાલમાં એક પણ દ્વાર હોય એમ જણાતું નહોતું, પરંતુ જબરદસ્તખાને દિવાલ પાસે જઇને તેને એક સ્થાનેથી સહજ દબાવી તરત ત્યાં આગળથી એક પત્થર ખસી ગયો. આથી ત્યાં આગળ એક ન્હાના ગુપ્ત દ્વાર જેવો રસ્તો થઈ ગયો.

ખોજાએ હાથમાં ફાનસ લઇને એ ગુપ્ત દ્વારમાં પ્રવેશ કર્યો, અને તે એક ન્હાની એટલે કે ચાર હાથ લાંબી અને ત્રણ હાથ પહોળી ઓરડીમાં ગયો. એ ઓરડીમાં કોઇ પણ પ્રકારની સાજ-સજ્જા નથી.

આ ઓરડી જાણે કે છુપી રીતે કોઇનું ખુન કરવાને માટેજ હોય એવી જણાતી હતી; પરંતુ ખરી રીતે આ ઓરડી એવું નીચ કાર્ય કરવાની નહોતી; કેમકે ખોજાએ ત્યાર પછી શું કર્યું તે લક્ષ્યપૂર્વક વાંચ્યાથી પાઠકો આ ઓરડી શા માટે બનાવવામાં આવી હતી તે સહેલાઇ સમજી શકશે,

જબરદસ્તખાને જોયું કે હજી પણ કમનસીબ આજમદાદ બેશુદ્ધ સ્થિતિમાં છે. તેણે તેના નાક ઉપર હાથ મૂકી જોયો તો તેનો શ્વાસ ઉતાવળો ચાલતો જણાયો. તેના મ્હોમાંથી શિરાજીની દુર્ગંધ આવતી હતી. ખરેખર તે ગાઢ નિદ્રામાં હતો. લાત વાગ્યા પછી તેને જે દુઃખ થયું હતું તેથી તે અજ્ઞાન થઇ ગયો હતો; પરંતુ મોહની સ્થિતિ દૂર થઇ જઇને હવે સુરાની પ્રતિક્રિયાનો આરંભ થયો હતો; આથી જબરદસ્તખાને એવો નિશ્ચય કર્યો કે, એ પાપિષ્ઠની સેવા કરીને તેને શુદ્ધિમાં લાવવાનું કાંઇ પ્રયોજન નથી. ઓરડીમાં એક ખીંટા સાથે જાડી રેશમી દોરી બાંધેલી હતી. જબરદસ્તે એ દોરડીથી આજમદાદના હાથ પગ મજબુતાઇથી બાંધી દીધા. આ ઓરડીમાં નીચે ગોળાકાર બે સ્થાન હતાં. એ બે ગોળાકાર સ્થાનોને કાચથી ઢાંકી દીધેલાં હતાં.

ખોજાએ તરતજ એ બે ગોળ કાચ કાઢી નાખ્યા, એટલે નીચે ગંભીર તેમજ ભીષણુ અંધકાર જણાયો. જાણે કે નીચે ખાડામાં પ્રેતનોજ નિવાસ કેમ ન હોય! ત્યાં પ્રકાશ નહોતો. તેમજ વાયુ-પ્રવાહ પણ ન- હોતો. એ ગોળાકાર ખાડા ખુલ્લા થતાંજ તેમાંથી ઘણીજ દુર્ગંધ આવવા લાગી. ખોજાએ ધીમેથી આજમદાદના દોરીથી બાંધેલા બેશુદ્ધ દેહને એ ખાડામાં ઉતાર્યો. પછીથી પાછા બન્ને કાચ પ્રથમ પ્રમાણે બરાબર ઢાંકી દઇ તે ત્યાંથી જુલિયાની પાસે ચાલ્યો ગયો.

જુલિયા પાસે જતાંજ જબરદસ્તખાને જોયું કે, જુલિયાએ સોનામહોરોની એક થેલી બ્હાર રાખી બીજી બધી થેલીએ ત્રિજો- રીમાં મૂકી ત્રિજોરી બંધ કરી દીધી હતી.

જબરદસ્તખાને કહ્યુ:-" મા ! પ્રભાતકાળ થવાને હવે વિશેષ વિલંબ નથી. આજે તમને ઘણું દુઃખ પડયું છે. માટે હવે થોડો સમય વિશ્રાંતિ લ્યો. થોડું ખાવાનું લાવું કે ? "

જુલિયાએ મલિન હાસ્ય કરીને કહ્યું:-" રાત્રે તુ જે ખાણું મૂકી ગયો હતો તે હજી એમનું એમ પડયું રહ્યું છે. આ શયતાનના ઉપદ્રવથી આજે ખાણાને પણ ઇન્સાફ આપી શકાયો નથી. "

જબરદસ્તઃ-ત્યારે થોડું ઘણું ખાઇ લઇને વિશ્રાંતિ લ્યો. આજે હું ઉપરજ સૂઇ રહીશ. હવે આજે મ્હને ઉંઘ આવનાર નથી. એ લુચ્ચાએ મ્હને જે તેજી અર્ક સુંઘાડયો હતો તેથી મ્હારૂં અંગ હજી પણ મ્હને ઘણું ગરમ જણાય છે.

જુલિયાઃ--વારૂં, તું એ શયતાનને કયાં મૂકી આવ્યો ?

જબરદસ્તઃ--પેલી ગુપ્ત ઓરડીના નીચેના ભોંયરામાં. ત્યાં સ- હજ પણ પ્રકાશ નથી. ભીષણુ અંધકાર છે. એ બેટાને આજની રાત્રિ તો ત્યાંજ પડયો રહેવા દો. જો કદાચ કાલે સ્હવાર સુધી એ

જીવતો રહેશે તો પછી શું કરવું તેનો વિચાર કરીશું, અને જો કદાચ એ મરી જશે તો એ ભોંયરાનો છુપો માર્ગ ઉઘાડી એના મૃતદેહને આપણે અદ્રશ્ય કરી નાખીશું.

જુલિયાઃ-તું આ સોનામહોરોની થેલી લે, નહિ તો મ્હને ઘણું માઠું લાગશે! માતાજી પાસેથી દાન લેતાં સંતાને સંકોચાવાનું કાંઇ કારણ નથી.

જુલિયાનો આગ્રહ જોઇ સો સોનામહોરોની થેલીનો જબરદસ્તખાને સ્વીકાર કર્યો, અને પછીથી તે જુલિયાના શયનમંદિરની બ્હાર ચાલ્યો ગયો.

જુલિયા થોડું ભોજન કરી લઇને શય્યામાં સૂતી. જો કે સૂતાંની સાથેજ તે ઉંઘી ગઇ ખરી; પરંતુ ઉંઘમાં તે ભયંકર સ્વપ્ન જોવા લાગી.

---

## પ્રકરણ ૨ જું.

---

### આશામાં નિરાશા.

આજમદાદખાન લોભ કરવા જતાં ઉલટો જુલિયાના પંઝામાં ફસાઇ પડયો. એ જુલિયાને ભય દર્શાવીને અગર તો તેનું ખુન કરીને તેની સઘળી સંપત્તિ પ્રાપ્ત કરવાના વિચારથી તેની પાસે આવ્યો હતો; પરંતુ તેનો વિચાર આસ્માનમાં ઉડી ગયો! તેની સઘળી બાજી ધુળધાણી થઇ ગઇ. તે પોતાના પાપવિચારને લીધે જુલિયાને ત્યાં કેદખાનામાં પડયો.

રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. આજમદાદખાન ઘણો શ્રાન્ત તેમજ ક્લાન્ત બની ગયો હતો. તે જે ઓરડીમાં કેદ પડયો હતો

તે ઓરડીના મથાળા ઉપરની પત્થરની દિવાલનો એકકે પત્થર ખસેડયા સિવાય તેનાથી ત્યાંથી બ્હાર નીકળી શકાય તેમ નહોતું. રાત્રિનો વખત હોવાથી આજમદાદથી એક પણ પત્થર ખસેડી શકાયો નહિ.

આજમદાદખાનનો જન્મ સારા કુળમાં થયેલો હોવા છતાં તે ખરાબ સોબતને લીધે બદમાશ બની ગયો હતો. આવું કષ્ટ તેણે ઘણી વખત ભોગવ્યું હતું. તેણે વિચાર્યું:—"વિના કારણ વિચારો કરી કરીને હું શું કરીશ? હવે વધારે રાત્રિ બાકી નથી. કાલે પ્રભાતકાળે હું કોઇ પણ ઉપાય અજમાવીશ. જુલિયાના મકાનમાં આવું ગુપ્ત ભોયરૂં હશે એવો મ્હને પ્રથમ વિચાર સુદ્ધાં આવ્યો નહોતો."

દિવાલ ઉપર એક ન્હાનું જાળિયું હતુ તેમાંથી પ્રભાતકાળનો ઠંડો વાયુ આવવા લાગ્યો. થાકી ગયેલો આજમદાદખાન એ શીતળ વાયુના સેવનથી કાંઇક શાન્ત થયો. ધીમે ધીમે તે પુનઃ નિદ્રાધીન બની ગયો!

આજમદાદખાનને પોતાના મનમાંને મનમાં અફસોસ એટલા જ માટે થયો કે, પેલા કાણા ખોજાએ તેની કટાર ઝુંટાવી લીધી હતી. જો આ પ્રસંગે તેની પાસે પોતાની તીક્ષ્ણ કટાર હોતતો એક હથિયાર તરીકે તે તેને ઘણી ઉપયોગી થઇ પડત.

આજમદાદ નિદ્રાધીન થઇ ગયો. તે કેટલો વખત ઉંઘ્યો તે બરાબર કહી શકાય તેમ નહોતું તો પણ નિદ્રામાંથી જાગ્રત થયા પછી તેને થોડી શાન્તિ વળી. તેનો રાત્રિનો મદિરાનો નીશો સંપૂર્ણ અંશે દૂર થઇ ગયો. તેણે ભૂમિશય્યા ઉપરથી ઉઠીને પોતાની આંખો ચોળવા માંડી. તેણે આશ્ચર્ય મગ્ન બનીને જોયું કે, તેના માથા ઉપરની દિવાલમાં જડેલા કાચમાંથી તેમજ જાળિયામાંથી અજવાળું આવતું હતું. એ પ્રકાશથી ભોંયરારૂપી ઓરડી જાણે કે પ્રકાશિત થઇ હતી.

ભોંયરાની ઓરડી ઘણી ન્હાની હતી. બે માણસથી ત્રિજું માણસ સારી રીતે સૂઇ રહે એટલી પણ તેની લંબાઇ પહોળાઇ નહોતી. ચારે તરફ પત્થરની મજબુત દિવાલ હતી. માથા ઉપર પણ પત્થર જડેલા હતા. આજમદાદ સમજી ગયો કે, જે ઠેકાણે તે કેદ પડયો છે તે ઠેકાણેથી નાસી જવું એ કાંઇ સહેલું કાર્ય નહોતું.

ઓરડીમાં જે પ્રકાશ આવતો હતો તે પ્રકાશ ઉપરથી આજમદાદે વિચાર્યું કે, સ્હવારના સાત આઠ વાગ્યા હશે! આમ છતાં કોઇ એ ઓરડીનું દ્વાર ઉઘાડતું નહોતું! કોઇ તેને મુક્ત કરવા આવતું નહોતું.

આજમદાદને ઘણીજ ભૂખ લાગી હતી. ભૂખ લાગી હોય અને તેવે સમયે જો ખાવાનું નથી મળતું તો ઘણો ગુસ્સો ઉપજે છે. આથી આજમદાદ જુલિયાના પર અપાર ક્રોધે ભરાયો. તેણે ઓષ્ઠ સાથે દાંત પીસીને કહ્યું:–" જુલિયા! પિશાચિની! જો એક વખત હું આ કેદમાંથી મુક્ત થઇશ તો પછી ત્હારા હૃદયનું લોહી પીધા સિવાય હું પાણી પણ પીશ નહિ! હું આજ સુધી ત્હારી ઉપાસના કરતો આવ્યો છું–અનેક માણસોના જુલ્મમાંથી મ્હેં ત્હારૂં સંરક્ષણ કર્યું છે—પણ અંતે ત્હેં મ્હારા અનેક ઉપકારોનો આવો જ બદલો આપ્યો કે? ! જો એક વખત હું આ કેદમાંથી છૂટું તો આગ્રા નગરના કોટવાલ જહાન્દારખાનની આગળ સેલિમાના ખૂન સંબંધીની સઘળી હકીકત હું જાહિર કરી દઇશ! ત્યારેજ તને માલૂમ પડશે કે, આજમદાદખાન પણ કેવો શયતાન છે!"

આવા પ્રકારના વિચારોમાં ને વિચારોમાં અડધો કલાક પસાર થઇ ગયો. આજમદાદને ઘણીજ તરસ લાગી. તરસથી તેની છાતી ફાટી જવા લાગી. તેણે વિચાર્યું:—" હજી પણ કોઇએ મ્હારી ખબર લીધી નહિ. શું મ્હને રાક્ષસી જુલિયા ભૂખ તેમજ તૃષાના દુ:ખથી મારી તો નહિ નાખે ? !"

આ સમયે એકાએક કોઇએ બ્હારથી જાણે કે, એ દ્વારનું તાળું ઉઘાડયું! જેણે તાળું ઉઘાડયું તેણે જ વિના વિલંબે ઓરડીમાં પ્રવેશ કર્યો. ઉજ્વળ પ્રકાશમાં આજમદાદે જોયું કે, ઓરડીમાં તેની પાસે આવનાર માણસ પેલો એક આંખે કાણો ખોજો જબરદસ્તખાન હતો કે જેને લીધે તે કેદમાં પડયો હતો!

આ વખતે ખોજો એકલો આવ્યો નહોતો. તેના જેવી કાળા રંગના શરીરવાળી એક બાંદી તેની સાથે આવી હતી. એ બાંદીના એક હાથમાં ખાણાનું પાત્ર હતું, અને બીજા હાથમાં એક જળપાત્ર હતું.

જબરદસ્તખાન આ ગુપ્ત ઓરડીના બારણા પાસે ઉભો રહ્યો. બાંદીએ હાથમાંનું ખાણાનું પાત્ર તેમજ જળપાત્ર આજમદાદ પાસે મૂકી દીધું. આજમદાદખાન બોલી ઉઠયોઃ—"આહ! ભૂખ તેમજ તરસથી હું મરી જતો હતો! હવે હું સમજી શકું છું કે, હું ધારૂં છું તેટલાં તમે નિષ્ઠુર નથી. તમારા અંતરમાં પણ થોડી ઘણી દયા છે!

આમ બોલ્યા પછી આજમદાદે જબરદસ્તખાનને સંબોધીને પૂછયુંઃ—" મ્હને હાથ મ્હોં ધોવાને માટે તમે આ ઓરડાની બ્હાર નીકળવા દેશો કે?"

જબરદસ્તઃ--તમને આ ઓરડીની બ્હાર નીકળવા દેવાનો અમને હુકમ નથી. આ ઓરડીમાંજ એક ચોકડી છે. ત્યાં તમે તમારાં હાથ મ્હોં ધુઓ.

નિરૂપાયે આજમદાદે આ પ્રમાણેજ કર્યું. પછીથી ખોરાક જમતાં પહેલાં તેણે પુષ્કળ પાણી પીને પોતાની તૃષાને શાન્ત કરી.

ખોજાએ કહ્યુંઃ—" આજમદાદખાન! તમે તમારી ઇચ્છા હોય એટલું ખાજો. હું હવે અહિં રોકાઇ શકતો નથી. મ્હારે હમણાં બીજાં કામ કરવાનાં છે. તમારી પાસે મૂકવામાં આવેલા પાત્રમાં જે જળ

છે તે બપોર સુધી તમને ચાલી શકે તેમ છે. સંધ્યાકાળના અરસામાં હું તમારે માટે બીજો ખોરાક અને જળ લઇ આવીશ."

આમ કહીને જબરદસ્તખાન બારણાં બંધ કરીને જવાની તૈયાર કરતો હતો એવામાં આજમદાદે તેને કરગરી પડીને કહ્યું:— "તને ખુદાના કસમ છે. તું મ્હને આવા નરકાગારમાં નાખી ચાલ્યો જઇશ નહિ. મ્હારે તને બે ચાર પ્રશ્ન પૂછવાના છે!"

"ખુદાના કસમ" સાંભળી જબરદસ્તખાન નિરૂપાયે ઉભો રહ્યો. પછીથી તેણે કહ્યું:—"તમે અહિંથી નાશી જવાનો યત્ન કરશો તો પણ તમારૂં કાંઇ વળનાર નથી. તમારે જે કાંઇ પૂછવું હોય તે જલદી પૂછો."

આજમદાદે કહ્યું:—"કયાં સુધી તમે મ્હને અત્રે કેદમાં પૂરી રાખશો?"

જબરદસ્ત:—એ સંબંધી હું કાંઇ જાણતો નથી.

આજમદાદ:—તમે જાણો છો કે તમે જે કાર્ય કરો છો તે ગેરકાયદેસર છે?

જબરદસ્ત:—ત્યારે તો તમે જુલિયાસુંદરીનું ખૂન કરીને તેની સંપત્તિ પ્રાપ્ત કરવાને માટે આવ્યા હતા એ કાર્ય કાયદેસર હતું, કેમ?

આજમદાદ:—જે થવાનું હતું તે થઇ ગયું છે. નીશામાં મ્હેં શું કર્યું છે તેનું મ્હને ભાન સુદ્ધાં રહ્યું નથી. હવે મ્હને વિના કારણ શા માટે દુ:ખી કરો છો?"

જબરદસ્ત:—તમારા સકળ દુ:ખનો અંત આવે એવું કાર્ય કરવાને મ્હારાં શેઠાણી ગયાં છે!

આજમદાદ:—શું છે? મ્હને સ્પષ્ટ કહોને?

જબરદસ્ત:—સરકારી કેદખાનામાં રહી તમે થોડા મહિના સુધી

ત્યાં જમાઇના જેટલું માનપાન મેળવે એવી વ્યવસ્થા કરવાને માટે જુલિયાસુંદરી ગયાં છે!

આજમદાદઃ—ત્યારે શું જુલિયા થાણામાં ગઇ છે?

જબરદસ્તઃ—હજી પણ તમે મ્હારૂં કહેવું બરાબર સમજી શક્યા નથી કે?

આજમદાદઃ—ત્યારે મ્હારૂં ખૂન કરવાનો તો તમારો ઉદ્દેશ નથી ને?

જબરદસ્તઃ—હમણાં તો એવો ઉદ્દેશ નથી.

આજમદાદઃ—તમે એક કામ કરો. હું તમને સુખી કરીશ.

જબરદસ્તઃ—શું કામ કરૂં?

આજમદાદઃ—મ્હને અહિંથી છોડી દ્યો.

જબરદસ્તઃ—તમે પહેલાં મ્હને મ્હોટો માણુસ બનાવી દ્યો.

આજમદાદઃ—મ્હારા ઉપર તને વિશ્વાસ નથી?

જબરદસ્તઃ—તમારા જેવા એક શયતાન નરપિશાચ ઉપર વિશ્વાસ ક્યાંથી હોઇ શકે?

આજમદાદઃ—જો, જ્યારે મ્હારા સુખના દિવસો હતા ત્યારે મ્હેં જુલિયાસુંદરી પાસે આવીને ઘણા પૈસા ઉડાવ્યા હતા તેમજ તને પણ અનેક ઇનામો આપ્યાં હતાં.

જબરદસ્તઃ—તેમ છતાં પણ હું જેનું નિમક ખાઉંછું તેની આજ્ઞા ઉથાપી શકીશ નહિ.

આજમદાદઃ—મ્હને સરકારી કેદખાનામાં નંખાવવાથી તમને શો લાભ છે?

જબરદસ્તખાનઃ—એજ કે, ફરીથી તમે કદાપિ અમારા ઉપર આજના જેવો અત્યાચાર ન કરો.

આજમદાદઃ—જા જા—તું જહન્નમમાં જા.

જબરદસ્તઃ—હું શા માટે જઉં ? જહન્નમમાં તો ત્હારેજ જવું પડશે !

આમ કહી એ એક આંખે કાણો ખોજો જબરદસ્તખાન આજમદાદખાનને એક લાત મારી ઓરડીની બ્હાર નીકળ્યો. આજમદાદખાનને એ લાત વાગ્યાથી ઘણું દુઃખ થયુ; પરંતુ તે કરે શું ? તેની 'ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રડે' એવી સ્થિતિ થઇ હતી.

લાતના આઘાતનું દુઃખ ઓછું થતાં ન થતાંમાં તો આજમદાદને ઘણી ક્ષુધા લાગી; તેથી તેણે બાંદી જે ખાણું મૂકી ગઇ હતી તે ખાણાને બરાબર ઇન્સાફ આપી દીધો. આ ખાણું સાધારણ પ્રકારનું હતું. આજમદાદે પોતાના અત્યાર સુધીના જીવનમાં આજના જેવું ખાણું કદાપિ ખાધું નહોતું; પરંતુ ભૂખના દુઃખથી લોકો માટી સુદ્ધાં ખાય છે તો પછી આજમદાદને તો ખોરાક મળ્યો હતો !

પછીથી આજમદાદે ઓરડીની ચારે તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. તેણે જોયું કે, એ ઓરડી ઉપર મઢી લેવામાં આવેલા કાચને કાઢી શકવાનો એક પણ ઉપાય નહોતો; કેમકે તેની પાસે એકકે સાધારણ હથિયાર પણ નહોતું; પરંતુ હથિયાર વિના તે શું કરે ?

આજમદાદે નિરાશાના ભીષણ અંધકારમાં આશાનો પ્રકાશ જોયો. ખોજો જબરદસ્તખાન તેને એમ કહી ગયો હતો કેઃ—"પેલી કાળી બાંદી તેને સંધ્યા સમયના અરસામાં ખાણું આપી જશે." આજમદાદે એ બાંદીનેજ ફસાવીને આ કેદખાનામાંથી મુક્ત થઇ જવાનો પોતાના મન સાથે વિચાર કર્યો.

ધીમે ધીમે સંધ્યાકાળ થવા આવ્યો. સૂર્ય ભગવાન્ પશ્ચિમ દિગ્વધૂને આલિંગન ચુંબન કરવાને માટે પશ્ચિમ દિશામાં નીચે ઉતરી

પડયા. આકાશે વિવિધરંગી દેખાવ ધારણ કર્યો. ઓરડીમાં પાછો અંધકાર થતો જોઇને આજમદાદે વિચાર્યું કે, દિવસ પૂરો થવા આવ્યો છે. આમ વિચારી તે આશાપૂર્ણ ચિત્તે બાંદીની રાહ જોવા લાગ્યો.

અલ્પ કાળમાં જ તેની આશા પૂર્ણ થઇ. બાંદી ખાણું લઇ તેની પાસે આવી પહોંચી. તેના હાથમાં એક સળગતું ફાનસ પણ હતું.

આ સમયે બાંદીએ ઓરડીનું બારણું ઉઘાડયું નહિ. તેણે બારણા વચ્ચેની એક ચાંપ દબાવી તો ત્યાં આગળ અલ્પ કાળમાંજ એક સળીઆ જડેલી જાળી ખુલ્લી થઇ. બાંદીએ એ જાળીમાંથી ખાણાનું પાત્ર તેમ જ જળપાત્ર ઓરડીમાં ધરી આજમદાદને કહ્યું:- "આ બન્ને પાત્રો લ્યો અને સ્હવારનાં બન્ને પાત્રો આ જાળી- માંથીજ મ્હને પાછાં આપી દ્યો."

આજમદાદખાને શાન્ત ભાવે બાંદીના કહેવા પ્રમાણે કર્યું. પછી- થી પોતાની આશાને નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગયેલી જોઇને તે ઘણો દુઃખી થયો. જયાં સુધી બાંદી દ્વાર ઉઘાડી અંદર ન આવે ત્યાં સુધી તે કેદમાંથી કેવી રીતે મુક્ત થઇ શકે? આથી તેણે બાંદીને ઉદ્દેશીને ઘણાજ નમ્ર સ્વરે કહ્યું:—"અરે! તું તો બાળબચ્ચાંવાળી છે. વળી તું એક સ્ત્રીજાત છે. ત્હારા જીવમાં પણ મ્હારૂં દુઃખ જોઇને દયા નથી ઉપજતી કે?"

બાંદીએ આજમદાદનાં આ વચનોથી કાંઇક સંતુષ્ટ થઇને કહ્યું:- "સાહેબ! હુ તમારા ઉપર કેવી રીતે દયા કરી શકું? હું નિમકની ચાકર છું. શેઠાણીની આજ્ઞા અનુસાર મ્હારે વર્તવું જ જોઇએ."

આજમદાદ:—જો, હું એકલો આ અંધકારમયી કોટડીમાં રહી શકતો નથી. તું મ્હને અહિંથી મુક્ત કર યા તો દ્વાર ઉઘાડી મ્હારી પાસે આવીને બેસ તથા મ્હારા સુખ દુઃખની થોડી ઘણી હકીકત સાંભળ.

બાંદીઃ--આ ઓરડીના દ્વારની કુંચી મ્હારી પાસે નથી.

આજમદાદઃ--ત્યારે કુંચી કોની પાસે છે?

બાંદીઃ--સરદારની પાસે.

આજમદાદઃ—કયો સરદાર ? પેલો કાણો ખોજો કે ?

બાંદીઃ—હા, તમે તેને ક્રોધ ઉપજાવશો નહિ. એ ઘણોજ ભયંકર માણુસ છે. તમારા સુખ દુઃખનો યા તો છુટકારાનો ઉપાય માત્ર તેનાજ હાથમાં છે.

આજમદાદઃ—ત્હારી બીબી હમણાં કયાં છે ?

બાંદીઃ—આ પ્રશ્નનો ઉત્તર આપવાની રજા નથી.

આજમદાદઃ—કેમ, ખોજો તો એમ કહી ગયો છે કે, ત્હારી બીબી સરકારી થાણામાં ગઇ છે. મ્હને એક ખૂની તરીકે પકડાવવાનો તેનો સંકલ્પ છે.

બાંદીઃ—એમાંનું કાંઇ હું જાણુતી નથી. મ્હને તમારી સાથે વાત નહિ કરવાની આજ્ઞા કરેલી છે.

આજમદાદઃ—તું અહિં કેટલા વખતથી નોકરી કરે છે?

બાંદીઃ—ત્રણુ માસથી.

આજમદાદઃ—તેથીજ પહેલાં મ્હેં તને જોઇ નહોતી. જો સાંભળ, ત્હારી શેઠાણી એક વખતે મ્હારી પ્યારીજાન હતી. એક વખતે હું અત્રે આવીને અસંખ્ય સોનામહોરોનો વર્ષાદ વર્ષાવતો હતો. હું એક આબરૂદાર અમીરનો છોકરો છું; પરંતુ ત્હારી બીબીની નેક-નજરમાં પડયાથી મ્હારી આવી દુર્દશા થઇ છે !

બાંદીઃ—અલ્લાની એવીજ ઇચ્છા હશે !

આજમદાદઃ—એ તો ખરૂં છે; તો પણુ અલ્લાની ઇચ્છામાં મનુષ્યની ઇચ્છા પણુ ઘણું કામ કરે છે.

બાંદી:—હવે હું અહિં વધારે વખત સુધી રોકાઇ શકીશ નહિ. જરૂર હોય તો હું મ્હારી સાથે એક મીણબત્તી લાવી છું તે તમને આપું. જમતી વખતે તમને દીવાની જરૂર પડશે.

આમ કહીને બાંદીએ એક બે ઇંચની મીણબત્તી જાળીમાંથી આજમદાદના હાથમાં આપી. આજમદાદ સમજી ગયો કે, કાણા શયતાન ખોજા જબરદસ્તેજ લુચ્ચાઇ કરીને આટલી ન્હાની મીણબત્તી મોકલી છે. તે ભોજન કરે ત્યાંસુધી જ એ મીણબત્તી ચાલે તેમ હતી. રાત્રે દીવો સળગાવવાની તથા પલાયન કરી જવાની બિલકુલ આશા નહોતી.

બાંદી ચાલી ગઇ. આજમદાદખાન થોડા સમય સુધી શાન્ત બેસી રહ્યો. બાંદી ચાલી ગઇ છે એવી ખાત્રી થયા પછીતેણે મીણબત્તી સળગાવી ખાણું ખાઇ લઇ તરતજ પાછી મીણબત્તીને બુઝાવી નાખી. તેણે આમ શા માટે કર્યું તે પછીથી આપણા જાણવામાં આવશે.

આહારાદિ કરી લઇ આજમદાદ કામળી પર સૂઇ ગયો. સૂતો સૂતો તે પોતાના મન સાથે વિચારવા લાગ્યો:—"જુલિયાના મનનો શો ઉદ્દેશ છે તે બરાબર સમજી શકાતું નથી. મ્હને સરકારી કેદખાનામાંજ નખાવવાનો તેનો સંકલ્પ હોય તો આજે આખા દિવસમાં થાણાના સિપાહીઓ આવીને મ્હને અહિંથી લઇ ગયા કેમ નહિ? જો આવા દુઃખમાં મ્હારે અહિંજ ચાર પાંચ દિવસ રહેવું પડશે તો મ્હારો જીવ ગયા સિવાય રહેશે નહિ! ગમે તેમ બને તો પણ આવતી કાલે પેલો કાણો ખોજો આવીને બારણું ઉઘાડશે એટલે હું તેના ઉપર હુમલો કરીને નાશી જવાનો યત્ન કરીશજ."



# પ્રકરણ ૩ જું.

## જહાન્દારખાનની ચાલાકી !

જે મકાનમાં આજમદાદખાન કેદ પકડાયો હતો. એ મકાન આગ્રા નગરથી થોડે દૂર આવેલા એક એકાન્ત ભાગમાં આવેલું હતું. જુલિયા પોતાનો ઘણો ખરો સમય આ મકાનમાં રહીનેજ પસાર કરતી હતી.

આ સિવાય આગ્રા નગરના મધ્ય ભાગમાં પણ જુલિયાનું એક વિશાળ મકાન આવેલું હતું. આ વિશાળ મકાન તેણે ભાડે રાખેલું હતું. હમણાં એક બે દિવસથી જુલિયા પોતાના નગર વચ્ચે આવેલા આ મકાનમાં જ રહેતી હતી.

જુલિયાએ ચાર બળવાન્ ખોજા પોતાના નોકર તરીકે ઘણા સમયથી રાખ્યા હતા. એ ચાર ખોજાનો સરદાર પેલો કાણો ખોજો જબરદસ્તખાન હતો. આ ચાર ખોજાઓ પૈકીના બે શહેર બ્હાર આવેલા મકાન આગળ પહેરો ભરતા હતા. નગર બ્હાર આવેલા એક એકાન્ત મકાનમાંજ જુલિયાએ ઇસ્કાન્દારખાનને છુપાવી રાખ્યો હતો. પ્રથમ ઇસ્કાન્દારને જુલિયા હમણાં જે મકાનમાં રહેતી હતી તે મકાનમાં છુપાવી રાખવામાં આવ્યો હતો.

જે દિવસે રાત્રે આજમદાદખાન જુલિયાનું ખૂન કરવાને તૈયાર થયો હતો તેને બીજે દિવસે પ્રભાતકાળે જુલિયા પોતાના એક વિશ્વાસુ ખોજા માર્ફત એક પાલખી મંગાવીને તેમાં બેસી નગરમાંના મકાનમાં આવી હતી.

આ મકાનમાં આવીને તેણે પોતાના સુસજ્જિત બેઠકખાનામાં પ્રવેશ કર્યો. આ બેઠકખાનામાં સઘળી લેખન સામગ્રી પણ તૈયાર હતી.

જુલિયાએ આવતાંની સાથે જ નીચે પ્રમાણેનો એક પત્ર લખીને તૈયાર કર્યો.

" **સાહેબ,**

આ આગ્રા નગરમાં ગઇ રાત્રે એક બીજી સ્ત્રીનું ખુન થવાનું હતું. ખુદાની મિહરબાનીથી એ સ્ત્રીનું રક્ષણ થયું છે અને ખૂની શયતાનને ચતુરાઇથી પકડવામાં આવ્યો છે. જો ખૂનીને પકડવાની ઇચ્છા હોય તો આ પત્ર વાંચતાંની સાથેજ કૃપા કરીને આ દાસીના ' દિલખુશ ' મહેલમાં પધારશો.

લી૦ **જુલિયા.**"

જુલિયાએ પોતાના આ મકાનનું નામ ' દિલખુશ ' રાખ્યું હતું, તથા આ નામ પ્રત્યેક્ વ્યક્તિથી પરિચિત થઇ ગયું હતું.

જુલિયાએ ઉપરનો પત્ર જહાન્દારખાન ઉપર લખ્યો. સરદાર ખોજો જબરદસ્તખાન એ પત્ર લઇ નગરમાં આવેલા થાણામાં ગયો. આ વખતે જહાન્દારખાન કોટવાલ થાણામાંજ હાજર હતો. જુલિયાનો પત્ર થાણામાંના એક સિપાહીએ લઇ જઇને જહાન્દારખાનના હાથમાં મૂક્યો.

તરતજ જહાન્દારખાને પત્ર વાંચી જોયો. પત્ર વાંચી રહેતાંની સાથેજ તેનું મ્હોં મલિન બની ગયું. પછીથી પાછો તે આનંદિત થયો. આમ થવાનું શું કારણ છે તે અમે અત્રે જણાવી શકતા નથી.

જહાન્દારખાને તરતજ ખોજા જબરદસ્તખાનને પોતાની પાસે બોલાવ્યો. જબરદસ્તે જહાન્દારખાન પાસે આવીને એક લાંબી સલામ કરી.

જહાન્દારખાને પૂછ્યું:–" કેમરે ગુલામ ! શી ખબર છે ? "

જબરદસ્ત:–બીબી સાહેબાએ પત્રમાં લખી છે તેજ.

જહાન્દાર:–પત્રમાં જે હકીકત લખી છે તે ઉપરાંત વિશેષ હકીકત જાણુવાની હું ઇચ્છા રાખું છુ.

જબરદસ્ત:—આપને જે કાંઇ પૂછવું હોય તે બેલાશક પૂછો.

જહાન્દાર:—આ બનાવ ક્યારે બન્યો છે?

જબરદસ્ત—:ગઇ કાલે રાત્રે

જહાન્દાર:—ક્યાં, 'દિલખુશ' મેહેલમાં કે?

જબરદસ્ત:—ના–જનાબ! શહેરની બ્હાર આવેલા જુલિયા બીબીના મકાનમાં, કે જે મકાનમાં આપ સાહેબ વારંવાર પધારો છો.

જહાન્દાર;—મ્હારી બીબીને કાંઇ હરકત તો નથી થઇને?

જબરદસ્ત:—ના, ગરીબપરવર! ખુદાની મિહરબાનીથી તેઓ કાળના મુખમાંથી બચી ગયાં છે,

જહાન્દાર:—ખુનીએ શા ઉદ્દેશથી ખૂન કરવાનો યત્ન કર્યો હતો?

જબરદસ્ત:—એ સંબંધી હું કાંઇ જાણતો નથી.

જહાન્દાર:—તેને પકડયો કોણે?

જબરદસ્ત:—આપના આ નાચીજ ગુલામે.

જહાન્દાર:—તું તેને ઓળખે છે કે?

જબરદસ્ત:—હા, નામવર!

જહાન્દાર:—ત્યારે કહે કે તે કોણ છે?

જબરદસ્ત:—એ કહેવાની મ્હારાં શેઠાણીએ મ્હને સાફ ના કહી છે.

જહાન્દાર:—દિલખુશ મહેલમાં બીજું કોઇ માણસ છે કે?

જબરદસ્તઃ—હાલ તો હું, મ્હારાં શેઠાણી તેમજ બે ચોકીદાર ખોજાઓ સિવાય બીજું કોઇ માણુસ ત્યાં નથી.

જહાન્દારખાનના કપાળમાં કરચલીઓ વળી ગઈ. તેણે ગંભીરતાથી કહ્યું:—" હમણાં હું એક જરૂરી કામમાં રોકાયલો છું. એ કામ એક કલાકમાં પૂરૂં કરી નાખીને હું ત્યાં આવું છું."

ખોજો જબરદસ્ત એક લાંબી સલામ કરીને ત્યાંથી ચાલ્યો ગયો. પછીથી જહાન્દારખાને ઉચ્ચ સ્વરે કહ્યું:—" ઇબ્રાહિમ !"

તરતજ એક મધ્યમ આકૃતિનો માણુસ જહાન્દારખાન પાસે આવીને કુરનીસ બજાવી ઉભો રહ્યો, તથા તેણે પૂછ્યું:—" હુજુરેઆલિ ! આ ગુલામને કેમ બોલાવવો પડયો છે ?"

જહાન્દારખાને આંગળીની ઇશારત કરીને ઇબ્રાહિમખાનને પોતાની પાસે બોલાવ્યો. ઇબ્રાહિમ તેની પાસે જઇને ઉભો રહ્યો. તરતજ ખુલ્લી બારીમાં દૃષ્ટિ કરીને જહાન્દારખાને કહ્યું:—" ઇબ્રાહિમ ! આ રસ્તા તરફ જો. જો પેલો એક હબસી ખોજો ચાલ્યો જાય છે. જો, એ ખોજાએ શરબતવાળાની દુકાનમાં પ્રવેશ કર્યો; ત્હેં તેને જોયો કે ?"

ઇબ્રાહિમઃ—હા, નામવર !

જહાન્દારઃ—તું હમણાંને હમણાં સાવધાનતાથી તેની પાછળ જા. ત્હેં તેની પુંઠ પકડી છે એમ તેણે જાણવું જોઇએ નહિ.

ઇબ્રાહિમઃ—આપને એ સંબંધી આ ગુલામને કાંઇ શિખવવું પડશે નહિ. આ સિવાય બીજું કાંઇ કરવાનું છે ?

જહાન્દારઃ—એ ખોજો જુલિયાબીબીનો નોકર છે. હમણાં જુલિયાબીબી દિલખુશ મહેલમાં રહે છે, તું પ્રથમ એટલું લક્ષ્યમાં રાખજે કે, એ ખોજો દિલખુશ મહેલમાં પ્રવેશ કરે છે કે નહિ ?

ઇબ્રાહિમઃ—ઘણું સારૂં.

જહાન્દારઃ—જો કદાચ એ દિલખુશ મહેલમાં પ્રવેશ ન કરે તો ક્યાં જાય છે તેની તું ઘણીજ સાવધાનતાથી તપાસ કરી આવજે.

ઇબ્રાહિમઃ—જેવી આજ્ઞા.

જહાન્દારઃ—તું ગભરાઇશ નહિ. હું જે કહું છું તે સ્થિરતાથી સાંભળ. જો કદાચ એ ખોજો દિલખુશ મહેલમાં પ્રવેશ કરે તો તું દિલખુશ મહેલની સ્હામે કોઇ ગુપ્ત સ્થાને છુપાઇ રહીને દરવાજા ઉપર નજર રાખજે, તથા ધ્યાન રાખજે કે, દિલખુશ મહેલમાં બીજું કોઇ માણસ પ્રવેશ કરે છે કે નહિ. જા, ઘણી હોશિયારીથી કામ કરજે. હમણાં ને હમણાં તું જા.

ઇબ્રાહિમખાન એક વિખ્યાત ગુપ્તદૂત હતો. તે તરતજ જહાન્દારખાનની આજ્ઞા પાળવાને માટે થાણામાંથી બ્હાર નીકળી પડયો, અને માલિકે કરેલી આજ્ઞા અનુસાર વર્તવા લાગ્યો.

આ પ્રકાર બની ગયા પછી અડધા કલાકે કોટવાલ જહાન્દારખાન પગે ચાલતો થાણામાંથી બ્હાર નીકળ્યો. સૌ કોઇ તેને સલામ કરવા લાગ્યું.

જહાન્દારખાન ધીમે ધીમે જુલિયાના 'દિલખુશ મહેલ' પાસે જઇ પહોંચ્યો. આ સમયે એકાએક એક ગલીમાંથી એક માણસ આવીને તેની પાસે ઉભો રહ્યો. આ આવનાર માણસ ઇબ્રાહિમજ હતો!

જહાન્દારખાને એક વખત ચારે તરફ દૃષ્ટિ કરીને જોયું કે, બીજું કોઇ માણસ તેમની આસપાસમાં નથી. પછીથી તેણે ઇબ્રાહિમખાનને કહ્યું:—"ઇબ્રાહિમ! મ્હેં કહ્યું હતું તેજ પ્રમાણે ત્હેં કર્યું છે ને?"

" હા, જનાબ ! "

" ખોજો આ મહેલમાંજ ગયો છે કે ? "

" હા; પરંતુ મહેલમાં પ્રવેશ કરીને તેણે તરતજ બારણાં બંધ કરી દીધાં હતાં. પછીથી પાછો થોડા સમયને અંતરે તે મહેલમાંથી બ્હાર નીકળ્યો હતો, અને ત્યાર પછી પંદર મિનિટે પુનઃ તેણે મહેલમાં પ્રવેશ કરીને બારણાં બંધ કરી દીધાં છે."

" મહેલમાંથી બીજુ કોઇ તો બ્હાર નહોતું નીકળ્યું ને ? "

" ના જહાંપનાહ ! મ્હેં ચોક્કસ ધ્યાન રાખ્યું છે. મ્હેં એ પણ તપાસ કરી છે કે, આ મહેલમાંથી બ્હાર નીકવાનો માત્ર એકજ દરવાજો છે."

" ઘણું સારૂં ! તું આટલામાંજ છુપાઇ રહેજે. જો જરૂર હશે તો હું સીટી બજાવીશ. ત્હારી પાસે કટાર તો છે ને ? "

" આવા પ્રસંગે હથિયાર સાથે ન રાખું તો મૂર્ખ ન ગણાઉં કે ? "

" વારૂં, તું પેલા વૃક્ષની પાછળ છુપાઇ રહે. ત્હારી જરૂર પડશે કે કેમ તે હમણાં કહી શકતો નથી. આઠ સિપાહીઓને છુપાવેષમાં સાવધાનતાથી મ્હેં અત્રે બોલાવ્યા છે. તેઓ જોવામાં આવતાં તું તેમને એવે સ્થાને છુપાવજે કે, કોઇને કાંઇ ખબર પડે નહિ."

આમ કહી જહાન્દારખાન દિલખુશ મહેલ તરફ ગયો, અને ઇબ્રાહિમખાન પાસેના એક વિશાળ વૃક્ષ તરફ વળ્યો. જહાન્દારખાને જુલિયાના મહેલ પાસે જઇ બારણાં ખખડાવ્યાં. પેલા એક આંખે કાણા ખોજાએ આવીને બારણાં ઉઘાડયાં.

જહાન્દારખાને તેને પૂછ્યું:—"ત્હારાં બીબીસાહેબા ક્યાં છે?"

જબરદસ્તઃ—તેઓ ઉપરના દિવાનખાનામાં આપની રાહ જોઇને ઉત્સુક ચિત્તે બેસી રહ્યાં છે.

જહાન્દારખાન ખોજાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ખોજો તેને એક સુસજ્જિત દિવાનખાનામાં લઇ ગયો.

જહાન્દારખાનને જોતાંજ જુલિયાએ આસન પરથી ઉઠી તેને એક સલામ કરી. તેનું મુખ મલિન થઇ ગયું. હૃદય સહજ ઉતાવળથી ચાલવા લાગ્યું. જહાન્દારખાનનું ગંભીર મ્હોં જોતાંજ તેનું સાહસ ઓછું થઇ ગયું.

જહાન્દારખાન એક આસન ઉપર બેઠો. પછીથી તેણે કહ્યુંઃ—"જુલિયાબીબી! કેમ છો?"

જુલિયાઃ—આપની મિહરબાનીથી હમણાં તો આનંદમાં છું.

જહાન્દારઃ—શો બનાવ બન્યો હતો તે હવે મ્હને કહેશો?

જુલિયાઃ—હા, હું મ્હોટા સંકટમાં ફસાઇ પડી હતી.

જહાન્દારઃ—શું સંકટ?

જુલિયાઃ—કાલે રાત્રે એક શયતાન મ્હારૂં ખૂન કરવાના હેતુથી છુપી રીતે મ્હારા મકાનમાં પેઠો હતો.

જહાન્દારઃ—એ શયતાનનું નામ શું છે?

જુલિયાઃ—આજમદાદખાન.

જહાન્દારઃ—આજમદાદખાન? નિશારતખાનનો ભત્રિજો?!

જુલિયાઃ—હા, જહાંપનાહ!

જહાન્દારઃ—તે શા કારણથી તમારૂં ખૂન કરવાને આવ્યો હતો?

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તેના વિચારમાં જુલિયા પડી ગઇ. આ પ્રશ્નનો ઉત્તર આપવા જતાં તેને પોતાની કેટલીક હકીકત જહાન્દારખાનને કહેવી પડે તેમ હતી. જો એ સઘળી હકીકત તે કોટવાલને

કહે તો તેની પોતાનીજ દુર્દશા થયા સિવાય રહે તેમ નહોતું. જે સેલિમાના ખૂનનો ભેદ ખુલ્લો કરવાના હેતુથી આટલી બધી શોધ ચાલતી હતી એ સેલિમાના ખૂનનો ભેદ ખુલ્લો થાય તેમ હતું. આથી જુલિયા મ્હોટા વિચારમાં પડી ગઇ.

થોડા સમય પછી તેનું મુખમંડળ એકાએક લાલચોળ થઇ ગયું. તેનું અંતર ઉત્તેજિત બની ગયું. આ ભાવ જહાન્દારખાન કળી શકયો. તેણે મનમાં ને મનમાં વિચાર્યું કે:—"જુલિયાના આ પ્રકારમાં ઘણું ગુપ્ત રહસ્ય છુપાઇ રહેલું હોય એમ લાગે છે. તે ખરી હકીકત કહેવા જતાં સંકોચાય છે;" પરંતુ પોતાના વિચારને જાહિર નહિ કરતાં જહાન્દારખાને કહ્યું:—'પછી શું થયું? જ્યારે તપાસ કરવાને હું આવ્યો છું ત્યારે સઘળી હકીકત નહિ તો થોડી ઘણી પણ તમારે મ્હને કહેવી જોઇએ. તમે જો કશો ખુલાસો ન કરો તો પછી હુ આ બનાવની તપાસ કેવી રીતે કરી શકું?"

આ વચનોથી જુલિયાના અંતરમાં પાછું સાહસ આવ્યું. તેણે કહ્યું:—"આ સંબંધમાં આપને જે હકીકત જાણવાનું ખાસ પ્રયોજન હોય તે સબધીના પ્રશ્નો પૂછો. હું આપના પ્રશ્નોના ઉત્તર આપવાને તૈયાર છું."

જહાન્દારખાને કહ્યું:—"કોઇ પણ માણસ કોઇ પણ હેતુ સિવાય દુષ્કર્મ કરવામાં અગ્રેસર થતો નથી. વળી આ ખૂની બનાવ છે. કોઇ મુખ્ય હેતુ સિવાય કોઇ મનુષ્ય ખૂન કરવાને તૈયાર થતું નથી. વળી તમારૂં ખૂન કરવા આવનારનો ઉદ્દેશ મ્હારા ધારવા પ્રમાણે પ્યાર સંબંધીનોજ હોવો જોઇએ. નિરાશપ્રેમથી ઉત્તેજિત થઇને પુરૂષ પોતાની પ્રણયિનીનું ખૂન કરે છે. તમે સઘળી હકીકત મ્હને કશો સંકોચ રાખ્યા સિવાય કહી સંભળાવો. આજમદાદની સાથે

તમે કદાપિ ખ્યારમાં પડયાં હતાં કે? તે એક જાહિર બદમાશ છે. તેનાં દુષ્કર્મોથી તે પ્રકાશમાં આવેલો છે!"

જુલિયાએ ઉત્તર આપ્યોઃ—" ના, જનાબ! તમારી ધારણા ખોટી છે. તે એક એક પ્રસિદ્ધ અમીરનો પુત્ર હોવાથી હું તેને મ્હારે ત્યાં આવવા દેતી હતી. પૂર્વે તેના મનમાં ખરાબ વિચાર નહોતો. તે મ્હને કેટલીક વખત મ્હારાં કાર્યોમાં સહાયતા સુદ્ધાં કરતો હતો. કોઇ દિવસે તે મ્હારૂં ગાન સાંભળતો તો કોઇ દિવસે ખાન-પાનનું આ યોજન કરી આનંદ-વિનોદ કરતો હતો. પછીથી કેટલાક સમય સુધી તે મ્હને મળ્યો નહોતો. ગઇ કાલે મ્હારો ખોજો સંધ્યાકાળના અરસામાં થોડી વસ્તુઓ ખરીદવા બજારમાં ગયો હતો. એ સુયોગનો લાભ લઇ અપરાધી મ્હારા મકાનમાં પ્રવેશ કરી ચાર ઓરડીમાં છુપાઇ રહ્યો હતો હું સૂઇ રહેવા જતી હતી એવામાં તેણે મ્હારા શયન-મંદિરમાં પ્રવેશ કર્યો."

જહાન્દારઃ—એ સમયે તે કેવી સ્થિતિમાં હતો?

જુલિયાઃ—તે ઘણો શિરાજી પીને મસ્ત બની ગયેલો હતો.

જહાન્દારઃ—પછી શું થયું?

જુલિયાઃ—તેણે મ્હારી પાસે આવીને કહ્યું કેઃ—"જુલિયા! હું તને મ્હારા ખરા જીગરથી ચ્હાઉં છું. પતિપત્નીની માફક આપણે આપણો ગૃહસંસાર ચલાવીશું. ત્હારી પાસે ઘણી સંપત્તિ છે તેથી હું પણ લુચ્ચાઇનો ત્યાગ કરી તને સુખી કરવાનો યત્ન કરીશ."

જહાન્દારઃ—ત્હેં તેનાં આ વચનોનો શો ઉત્તર આપ્યો?

જુલિયાઃ—હું એ શયતાનના હાવભાવ જોઇને સમજી શકી કે, તેના અંતરમાં કોઇ ગુપ્ત હેતુ છે; તેથી મ્હેં તેને મ્હારા મકાન-માંથી ચાલ્યા જવાનું કહ્યું; પરંતુ તેણે મ્હારૂં કહ્યું ન માન્યું તેથી મ્હેં તેનું અપમાન સુદ્ધાં કર્યું.

જહાન્દાર:—પછી ?

જુલિયા:—તેણે પોતાના જામા નીચેથી એક તીક્ષ્ણ કટાર મ્હાર કાઢી મ્હારૂં ખૂન કરવાને તે મ્હારી પર ધસ્યો. એવામાં એકાએક મ્હારો વિશ્વાસુ ખોજો જબરદસ્ત આવી ચઢયો ને મ્હારો જીવ બચ્યો.

જહાન્દાર:—હમણાં એ શયતાન કયાં છે ?

જુલિયા:—મ્હારા ખોજાએ તેને એક ઠેકાણે છુપાવી રાખ્યો છે.

જહાન્દાર:—ત્યારે આ બનાવના સમાચાર તમે મ્હને કાલે રાત્રેજ કેમ પહોંચાડયા નહિ ?

જુલિયા:—એ મકાનમાં એક બાંદી તેમજ જબરદસ્ત ખોજા સિવાય બીજું કોઇ હાજર નહોતું. જો હું ખોજાને આપની પાસ મોકલું તો એ મકાનમાં મ્હારે એકલીને રહેવું પડે. આ ભયાનક બનાવથી હું ભયભીત બની ગઇ હતી; તેથીજ હું એ ગંભીર રાત્રે મ્હારાં ખોજાને આપની પાસે મોકલી શકી નહોતી.

થોડા સમય સુધી જહાન્દારખાને પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા કર્યો; પછીથી ધીમે સ્વરે તેણે કહ્યું:—" જુલિયાબીબી ! જુઓ, આજકાલ હું આગ્રા નગરનો મુખ્ય કોટવાલ થયો છું, તથા આટલા ઉચ્ચાધિકારને પ્રાપ્ત કરી શકયો છું એ અમીર ઉદ્દૌલા નિશારતખાનનીજ કૃપાનું પરિણામ છે. પિશાચ આજમદાદખાન અત્યાર પહેલાં અનેક વખતે ગંભીર ગુન્હાઓ કરી કેદખાનામાં રહી ચુકેલો છે; પરંતુ નિશારતખાનની સિફારસથી અમે દરેક વખતે તેને છોડી દીધો છે; આમ છતાં આજ સુધીના તેના ગુન્હાઓમાં ગઇ કાલનો તેનો ગુન્હો ઘણો ભયાનક છે. એક રમણીનું ખૂન થયાથી તો આખું આગ્રા નગર ખળભળી ગયું છે—૭ માસ પસાર થઇ ગયા છતાં ગુન્હેગારનો પત્તોજ લાગતો નથી. આથી શહેનશાહ ઘણા

ગુસ્સે ભરાયા છે. તેમણે મુદત વધારીને એવી આજ્ઞા કરેલી છે કે, "હું કાંઇ પણ સાંભળવા ઇચ્છતો નથી. રાજમાર્ગ પર એક સ્ત્રીનું જે ખૂન થયું છે તે ખૂની મામલાનો ભેદ તમારે ખુલ્લો કરવોજ પડશે." આ ઉપરાંત જો કદાચ એ પાપાત્માએ તમારૂં પણ ગઇ કાલે ખૂન કર્યું હોત તો પછી શહેનશાહના ક્રોધનો પાર રહેત નહિ. ખુદાએ ગઇ કાલના ખૂની મામલામાંથી માત્ર તમનેજ બચાવ્યાં છે એમ નહિ; પરંતુ તે સાથે મ્હને પણ બચાવ્યો છે. જો તમારૂં પણ ખૂન થયું હોત તો શહેનશાહ ઉત્તેજિત બનીને મ્હારો જીવ લીધા સિવાય શાન્ત થાત નહિ. મ્હારે હમણાં એક જરૂરની તપાસને માટે બ્હાર ગામ જવાનું છે. આજમદાદને તમે જ્યાં કેદ કરી રાખ્યો હોય ત્યાંજ રાખો. હું પાછો આવીશ એટલે નિશારતખાનને મળી તેમની સલાહ લઇ યોગ્ય નિકાલ કરીશ."

આમ કહીને જહાન્દારખાન ઉઠી ઉભો થયો. જુલિયાની વિદાય લઇ તે 'દિલખુશ મહેલ'ની બ્હાર નીકળ્યો. પછીથી જે વૃક્ષની પાછળ ઇબ્રાહિમ છુપાઇ રહ્યો હતો તે વૃક્ષ તરફ તે જવા લાગ્યો.

જહાન્દારખાનને જોઇ ઇબ્રાહિમે કહ્યું:—"જનાબ! હું આપની આજ્ઞાની રાહ જોતો અત્રે ઉભો રહ્યો છું. સિપાહીઓ આવી પહોંચ્યા છે. ગુન્હેગારને હમણાંજ પકડવાનો છે કે?"

જહાન્દારખાને કહ્યું:—"ના—હજી આ બનાવની ચોક્કસ તપાસ કરવાની જરૂર છે. તમે હવે થાણામાં ચાલ્યા જાઓ. આજનો બનાવ કોઇના જાણવામાં આવે નહિ એ ખાસ લક્ષ્યમાં રાખજો."

જહાન્દારખાનની આજ્ઞા શિર પર ચઢાવી ઇબ્રાહિમ અન્ય સિપાહીઓને થાણા તરફ આવવાનો સંકેત કરી પોતે પણ થાણા તરફ જવા લાગ્યો.

# પ્રકરણ ૪ થું

## પ્રણય-નિરાશા.

" યૂસુફ વગર માંદી ઝુલેખા ! સાજી કરી શકશો નહીં !
નાહક હકીમ તબીબને બાપુ ! ઈજન કરશો નહીં ! "
સાગર

ત્યાર પછી એક દિવસે સંધ્યા સમયે જુલિયા 'દિલખુશ મહેલ'ના એક સુંદર તેમજ સુસજ્જિત ઓરડામાં બેસીને આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. ચાલો, પાઠક! આપણે છુપી રીતે જુલિયાના એ સુંદર, આકર્ષક ઓરડામાં પ્રવેશ કરીએ !

સંધ્યાકાળનો પ્રારંભ હતો. આગ્રા શહેરના વિશાળ રાજમાર્ગ પર વિવિધ પ્રકારનાં વાહનોની આવજાનો અવાજ સંભળાતો હતો. બળદ ગાડીઓ, પાલખીઓ, તાંજામો, ડોલીઓ વગેરેની આવજા થઇ રહી હતી. વિવિધ પ્રકારનાં આરોહી એ વાહનોમાં બેસી જતાં આવતાં જણાતાં હતાં.

અમીર ઉમરાવોમાંના કોઇ હાથી ઉપર, કોઇ ઉંટ પર તો વળી કોઇ ઘોડા પર સ્વાર થઇને શહેરના જૂદા જૂદા માર્ગોએ ફર્યા કરતા હતા. રસ્તાની આસપાસ ચારે તરફ સુંદર પાનની દુકાનોમાં બેસીને અનેક રૂપસુંદરીઓ પાન વેચતાં વેચતાં કામીજનોના કાળજાંને વીંધી નાખે એવાં નેત્રબાણુ ફેંકતી હતી. જે વિશેષ રૂપવતી પાન વેચનારી હોય તેની ઘરાકી પણ વધારે હતી.

અનેક સ્થળે શરબતની દુકાનો જોવામાં આવતી હતી. અંગુર, અનાર, કિસમિસ વગેરેનો મધુર શરબત સર્વ પ્રકારનાં ઘરાકોને

માટે તૈયાર કરી રાખેલો જોવામાં આવતો હતો. લોકો પૈસા આપી, શરબત પી પોતાના પ્રાણને શીતળ કરતા હતા. હિંદુ મુસલમાનોની દુકાનો જૂદી જૂદી હતી.

રાજમાર્ગની બન્ને બાજુએ ઘરાકોની ઘણી ગિર્દી જણાતીહતી. રસ્તાની ઉપર બેંચો નાખેલી હતી. ઉપર પડદો ઢાંકયો હતો. આ પડદાની નીચે બેસી ઘરાકો દર દસ્તુર કરતા હતા—માલ ખરીદતા હતા.

રસ્તામાં આંધળો ભિખારી ભિક્ષા માગતો હતો કે:—"ખુદા મિહરબાન ! અલ્લા રહમત ! જનાબ ! દાણા પાણી નહિ મિલા હૈ." કર્મફળને માનનાર દાતાઓ તરતજ ભિખારીને પાઇ પૈસો આપતા હતા. કોઇ ઠેકાણે હિંદુ ફકિર બોલતો હતો કે:—"રામ ! કુછબી કુછ દિલા દે; મૈંય ભૂખા હું" આ જાહિર રાજમાર્ગ ઉપર હિન્દુ અને મુસલમાન દાતા પાત્રાપાત્રની પૂરતી પરીક્ષા કર્યા સિવાય ભિક્ષુકોની પ્રાર્થના પૂર્ણ કરતા હતા.

આપણી જુલિયાસુંદરી એક બારીમાંથી આ સઘળા પ્રકારને જોઇ રહી હતી. વારંવાર તે ગાઢ નિઃશ્વાસ મૂકતી હતી !

રાત્રિ ધીમે ધીમે ગંભીર થવા લાગી. રાજમાર્ગની વિશેષ ગિર્દી ધીમે ધીમે ઓછી થવા લાગી.

જુલિયા જે ઓરડામાં બેઠી હતી ત્યાંથી ઉઠો બીજા એક ઓરડામાં ગઇ. ત્યાં જઇ તેણે પોતાનાં કપડાં બદલી નાખ્યાં. પછી તેણે ભૂવનમોહિનીનું સ્વરૂપ ધારણ કર્યું. સુવાસિત તાંબુલથી તેણે પોતાના ઓષ્ઠાધર લાલચોળ બનાવી દીધા. કૃષ્ણકેશકલાપને પીઠ પર ઝૂલતો કરી નાખ્યો. નેત્રોમાં સુરમો આંજયો. તેનાં નેત્રોના કટાક્ષોએ જાણે કે વિશેષ તીક્ષ્ણ ભાવ ધારણ કર્યો.

ત્યાર પછી તેણે પોતાના અલંકારોની પેટી ઉઘાડી અલંકાર જ્યાં પહેરવાથી વિશેષ સુંદર જણાય તે પ્રમાણે સઘળા અલંકારો પહેર્યાં. માયાબળથી અલ્પકાળમાંજ જુલિયાસુંદરી ભુવનમોહિની બની ગઇ. પછીથી તે ધીમે પગલે દર્પણની સ્હામે આવીને ઉભી રહી: દર્પણના ઉજ્વળ અંગમાં તેની મનોમોહિની મૂર્ત્તિની છાયા પડતાંજ દર્પણ જાણે કે વિશેષ ઉજ્વળ બની ગયું. જુલિયાએ એક કટાક્ષ ફેંકીને સ્મિત હાસ્ય કર્યું. તેણે મનમાં ને મનમાં વિચાર્યું:—"અરેરે ! આ તીક્ષ્ણ કટાક્ષનો શિકાર તો મળી આવતો નથી !"

ત્યાર પછી એક સોફા ઉપર બેસીને તેણે થોડો શિરાજી પીધો. આથી જાણે કે તેના જીવમાં સ્ફુર્ત્તિ આવી. પછીથી એ કામકલામયી પ્રપંચી જુલિયાએ પોતાના મન સાથે કહ્યું:—"આટલી સુંદરતાથી સજ્જ થઇ, આવી આકર્ષક વેણી બાંધી, નેત્રાંજન કર્યું ત્યારે પછી આટલાથી પણ તેમનું ચિત્ત ચળશે નહિ ? આટલી બધી મહેનતને અંતે હું તેમને મેળવી શકીશ નહિ ? હવે તો હું મ્હારા અંતરના ભાવને છુપાવી શકતી નથી. હવે તો વિરહાગ્નિમાં મ્હારાથી રાત્રિ દિવસ બળી શકાતું નથી ! જો કદાચ ખુદાની મિહરબાનીથી હું તેમને મેળવી શકીશ તો પાછી તેમની સાથે આ આગ્રા નગરનો ત્યાગ કરી બીજે કોઇ એકાંત સ્થળે ગુપચૂપ ચાલી જઇશ. ખુદાની આ દુનિયામાં અનેક નિર્જન સ્થાનો છે. એવા એક સ્થળે જઇ હું પ્રેમરાજ્યની પ્રતિષ્ઠા કરીશ—અમે બન્ને જણાં અનંત સુખમાં અમારૂં જીવન પસાર કરીશું."

"પરંતુ શુ તેઓ મ્હારા થશે ? શું તેઓ પ્રેમથી મ્હને આલિંગન કરી મ્હને પરિતૃપ્ત કરશે ? તેઓ શું પોતાનું સર્વસ્વ સમ-

ર્પણ કરી મ્હને પોતાનો પ્રાણ વેચાતો આપશે ?

"જો કદાચ તેઓ તેમ ન કરે તો ? આટલું આટલું કર્યા છતાં મ્હારા ભાગ્યમાં નિરાશાજ લખાયલી હશે તો શું થશે ? મ્હેં મ્હારૂં સર્વસ્વ તેમને સમર્પણ કરી દીધું છે. પ્રાણનો પ્રેમ, જીવનનું સમસ્ત સુખ, ચિત્તનો આનંદ એ સઘળું તેમને છુપી રીતે દાનમાં દીધું છે. તેમને મ્હેં આટલું આપેલું છે છતાં તેના બદલામાં હું તેમની એક બિંદુ જેટલી કૃપા પણ મેળવી શકીશ નહિ ?"

આટલું બોલતાં બોલતાંમાં તો જુલિયાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. સજળ નયને તથા ગદ્દગદ કંઠે તે પાછી સ્વગત કહેવા લાગી:—"હું રમણી તરીકે આ આલમમાં પયદા થઇ છું. આ યૌવનના તરંગરંગમાં જીવનમાં અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થઇ છે; પરંતુ અદ્યાપિ મ્હારી એક પણ ઇચ્છા પૂર્ણ થઇ નથી. અનેક અમીર ઉમરાવોએ મ્હને વિવિધ પ્રકારનો લોભ દર્શાવેલો હોવા છતાં મ્હેં તેમના મ્હોં સ્હામું પણ જોયું નથી.

"મ્હારી પાસે પુષ્કળ સંપત્તિ છે. આમ છતાં હું માત્ર ચોર લૂંટારાઓના ભયને લીધેજ આવી રીતે રહું છું. ફત્તેહપુર સિક્રીના ઉદ્યાનમાં મ્હેં મ્હારી સઘળી અમૂલ્ય સંપત્તિ છુપાવી રાખી છે. પરંતુ હું એકલી એ સંપત્તિથી ઉપજતા સુખને ભોગવી શકતી નથી; તેથીજ એ ધનને મ્હેં યક્ષના ધનની માફક છુપાવી રાખ્યું છે. હું તેમને સજળ નયને, નમ્ર સ્વરે કહીશ કે:—"આ ઐશ્વર્ય–આ તન–મન તેમજ એ ઉદ્યાનમાં છુપાવેલી અપાર સંપત્તિ હું તમને આપી દઉં છું. તમે સર્વેશ્વર સ્વરૂપે મ્હારા પર આધિપત્ય કરો.

"કદાચ મ્હારી પ્રાર્થના તેઓ કબૂલ ન કરે તો ? કદાચ તેઓ મ્હારો તિરસ્કાર કરશે તો ? ભલે—તેથી શું નુકસાન છે ? મ્હારો

પ્રાણ હજી સુધી મ્હેં કોઇને આપ્યો નથી—તેમનેજ આપ્યો છે. કોઇના રૂપની છાયા આ પાષાણ હૃદય પર સહજ પણ અસર કરી શકી નથી; પરંતુ તેમના રૂપથી મ્હારૂં હૃદય પૂર્ણ થઇ ગયું છે! હું તેમને કહીશ કે, "તમારે એક દાસીની તો જરૂર છે. હું દાસી તરીકે તમારી સેવા કરીને તમારી પાસે રહીશ. તમારી સેવા કરવા-માંજ હું સુખ અનુભવી શકીશ. તમારા તેજસ્વી સૌંદર્યને વારંવાર જોઇ રહી તેનું પાન કરવાનીજ મ્હારી મહત્વાકાંક્ષા છે! તમારી આજ્ઞા ઉઠાવવી એ મ્હારૂં કર્ત્તવ્ય છે. હે દયિત! હે પ્રિય! હે કાન્ત! તમે મ્હારા થાઓ—એક દાસી તરીકે મ્હને તમારા ચરણોમાં આશ્રય આપો."

જુલિયા વિશેષ વિચારો કરી શકી નહિ. તેનું કોમળ હૃદય બળીને ખાકસાર થઇ જતું હોવાથી તેણે પુનઃ થોડો શિરાજી પીને નૂતન શક્તિ મેળવી.

પછીથી તેણે બારીઓ ઉઘાડી નાખી. આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. એ ચંદ્રદેવના પ્રકાશથી પૃથિવી વિશેષ સુંદર જણાતી હતી. સમસ્ત જડ પ્રકૃતિ ધીમે ધીમે શાન્ત થતી હતી. આવો સુંદર સમય હોવા છતાં જુલિયાના જીવની બેચેની દૂર થઇ નહિ.

પ્રકૃતિનું સૌંદર્ય જુલિયાના જીવને વિશેષ બાળવા લાગ્યું. જેના પ્રાણમાં રાત્રિ દિવસ ચિંતાનો અગ્નિ ભડભડાટ કરતો સળગ્યા કરે છે તેનો પ્રાણ બ્હારની સુંદરતાથી કેવી રીતે શાન્ત થઇ શકે?

જુલિયાએ કહ્યું:—"આજેજ-આજેજ સઘળો અંત લાવીશ. આજે પ્રેમસાગરમાં તરીશ કિંવા નિરાશામાં ડૂબી મરીશ. આજે નવજીવન મેળવીશ યા તો મૃત્યુને આલિંગન કરીશ."

જુલિયાએ પોતાના વિશ્વાસુ ખોજાને બોલાવીને પૂછ્યું:—"સાહેબ હમણાં શું કરે છે ? ત્હેં તેમને મ્હારો પત્ર આપ્યો હતો કે ?"

ખોજાએ કહ્યું:—"હા આપ્યો છે. પત્ર વાંચી તેમણે એમ કહ્યું છે કે, 'હું હમણાંજ આવું છું."

આશાના તંતુ ઉપર લટકીને કોઇની રાહ જોવી એના જેવો વિરક્તિજનક બીજો એક પણ પ્રકાર નથી ! અલ્પકાળમાંજ ઇસ્કાન્દાર જુલિયા પાસે આવી પહોંચ્યો.

જુલિયાએ સંકેત કરીને પોતાના ખોજાને ત્યાંથી કાઢી મૂક્યો. તેના ગયા પછી જુલિયાએ ઇસ્કાન્દારને સંબોધીને કહ્યું:—"સાહેબ ! તેમને કોઇ પણ પ્રકારનું દુઃખ તો નથી પડતુંને ? આજે તમારૂં મ્હોં આમ ચિંતામગ્ન કેમ જણાય છે ?"

ઇસ્કાન્દારઃ—જેનું આ જીવનનું સઘળું સુખ હમ્મેશાંને માટે ચાલ્યું ગયું છે—તે કેવી રીતે આનંદમાં રહી શકે ?

જુલિયા:—હું તમારી આટલી બધી બરદાસ્ત કરૂં છું તો પણ તમે શાન્તિ મેળવી:શકતા નથી ?

ઇસ્કાન્દારઃ—આ જીવનમાં હવે હું શાન્તિ મેળવી શકીશ કે કેમ તેની મ્હને માહિતી નથી.

જુલિયાઃ—ના ના, આ તમારો એક પ્રકારનો ભ્રમ છે ! જો મનુષ્યનું ચિત્ત તેને આધીન હોય છે તો પછી અશાન્તિ રહેતી નથી.

ઇસ્કાન્દારઃ—એમાં પણ શક્તિની જરૂર છે ! એવી શક્તિ મ્હારામાં નથી. જવા દે એ વાત, હવે કહે કે ત્હેં મ્હને શા માટે બોલાવ્યો છે ?

જુલિયાઃ—જુઓ સાંભળો,:ઇસ્કાન્દાર સાહેબ ! આ મહેલમાં

હું એકલીજ રહું છું તેથી જો તમે મ્હારી સાથે રહેશો તો આપણે સુખ તેમજ આનંદમાં આપણો વખત પસાર કરી શકીશું.

ઇસ્કાન્દાર:—એમ કરવામાં અનેક અડચણો છે. તું મ્હને હમ્મેશાં છુપાઇ રહેવાની સલાહ આપે છે. ત્રીજા માળના એક ગુપ્ત ઓરડામાં ત્હેં મ્હને રાખ્યો છે. ત્યાંથી નીચે ઉતરવાની પણ ત્હેં મ્હને મના કરી છે એ તું જાણે છે?

જુલિયા:—જ્યાં સુધી તમારી શોધ ચાલે છે ત્યાં સુધી તમારે સાવધાન તો રહેવું જ જોઇએને?

ઇસ્કાન્દાર:—આવી સ્થિતિમાં મ્હારે કેટલા દિવસ સુધી રહેવું પડશે, જુલિયા?

જુલિયા:—આ પ્રશ્નનો હમણાં હું ચોક્કસ ઉત્તર આપી શકતી નથી. આજે પણ જહાન્દારખાન આ મકાનમાં આવ્યા હતા.

ઇસ્કાન્દાર:—તેઓ અત્રે શા હેતુથી આવ્યા હતા?

જુલિયા:—તેઓ એક જૂદું કારણ દર્શાવીને આવ્યા હતા; પરંતુ મ્હને લાગે છે કે, તેમના અંતરમાં બીજો કોઇ ગુપ્ત હેતુ હતો.

ઇસ્કાન્દાર:—શો હેતુ?

જુલિયા:—હજી સુધી તેઓ તમારી શોધ કર્યા કરે છે. તેમના મનમાં એવો સંદેહ ઉપજયો છે કે, મ્હેંજ તમને અત્રે છુપાવી રાખ્યા છે.

જુલિયાએ આ સંપૂર્ણ અસત્ય ઉત્તર આપ્યો. પછીથી તેણે ઉત્સાહિત વદને કહ્યું:—"ઇસ્કાન્દાર સાહેબ! તમે યાદ રાખજો કે, જ્યાં સુધી મ્હારા જીવમાં જીવ છે ત્યાં સુધી કોઇ તમારા એક વાળને પણ ઇજા કરી શકનાર નથી. હું મ્હારો જીવ આપીને પણ તમારૂં સંરક્ષણ કરીશ!"

ઇસ્કાન્દારઃ—જુલિયા ! મ્હારે માટે તું આટલું બધું દુઃખ શા માટે વેઠે છે? તું ઇચ્છાથી સંકટને નિમંત્રણ શા માટે કરે છે?.

જુલિયાઃ—એ માત્ર ખુદાજંજ જાણે છે. ઇસ્કાન્દાર સાહેબ ! ખરૂં છે કે, સ્વાર્થ સિવાય કોઇ પણ મનુષ્ય એકકે કાર્ય કરતું નથી. તમારા જીવનનું સંરક્ષણ કરવામાં મ્હારો પણ એક સ્વાર્થ છે.

ઇસ્કાન્દારઃ—શો સ્વાર્થ ? મ્હારા જેવા અભાગીના જીવને બચાવવાથી તને શો લાભ થાય તેમ છે ?

જુલિયાઃ—આ પ્રશ્નનો ઉત્તર આપવાનો અવસર ખુદા જ્યારે આપશે ત્યારે આપીશ.

ઇસ્કાન્દારઃ—એ અવસર ક્યારે મળશે ?

જુલિયાઃ—ખુદા આપે ત્યારે !

ઇસ્કાન્દારઃ—જુલિયા ! હું જે કાંઇ કહું તે તું લક્ષ્યપૂર્વક સાંભળ. મ્હારે માટે ત્હારે આટલું બધું દુઃખ વેઠવાની કાંઇ જરૂર નથી. હું ખૂની છું—મ્હેંજ નિર્દોષ સેલિમાનું ખૂન કર્યું છે. ખુદા મ્હને મ્હારા આ મહાપાપની માફી આપનાર નથી. અકબરશાહ પણ મ્હારો જીવ લીધા સિવાય શાન્ત થનાર નથી. ન્યાયપ્રિય અકબરશાહના રાજત્વ-કાળમાં એક ખૂની જીવતો રહે એ તદ્દન અસંભવિત છે. હવે મ્હારી જીવવાની ઇચ્છા નથી. હું મૃત્યુનેજ ચ્હાઉં છું—

જુલિયાઃ—સાહેબ ! ચૂપ ચૂપ ! ધીમેથી બોલો. દિવાલને પણ કાન હોય છે. આ મકાનની ચારે તરફ સરકારી છુપા પહેરેગીરો ફર્યા કરે છે. તમે પકડાશો તો મ્હને પણ કાંઇ સાધારણ શિક્ષા નહિ થાય.

ઇસ્કાન્દારઃ—જુલિયા ! તેથી તો હું તને કહુંછું કે, તું મ્હને છોડી દે. મુક્ત વાયુમાં ફરવાથી મ્હારો જીવ કાંઇક શાન્ત થશે. ત્હેં મ્હને કેવા અદ્દભુત માયાબળથી મુગ્ધ કર્યો છે તે હું સમજી

શકતો નથી. જુલિયા ! તું મ્હને છોડી દે.

જુલિયાઃ—હું હમણાંજ તમને છોડી દઇ શકું તેમ છું; કિન્તુ તેથી ઉલટા તમે પાછા સંકટમાં સપડાશો. તમે મ્હારી એક સલાહ સ્વીકારશો કે ?

ઇસ્કાન્દારઃ—શી સલાહ ?

જુલિયાઃ—ચાલો, આપણે બન્ને જણાં આગ્રા નગરીનો ત્યાગ કરી કોઇ એકાંત સ્થળે જતાં રહીએ.

ઇસ્કાન્દારઃ—ક્યાં જઇશું ? સર્વત્ર સમસ્ત ભારતમાં શાહેનશાહ અકબરની સત્તા છે. કઠોર રાજ્ય શિક્ષામાંથી આપણે કેવી રીતે બચી શકીશું ?

જુલિયાઃ—અવશ્ય બચી શકીશું. મ્હારી દૃષ્ટિમાં એક એવું સ્થાન છે કે, જ્યાં આપણને કોઇ અડચણ કરી શકશે નહિ. તમે મ્હારી સાથે આવવાને કબૂલ થાઓ.

ઇસ્કાન્દારઃ—જુલિયા ! તું જાણે છે કે, મ્હારી પાસે એક પાઇ પણ નથી.

જુલિયાઃ—હું તમને કુબેરનો ભંડાર આપીશ. આજ સુધીમાં મ્હેં જે અતુલ સંપત્તિ એકઠી કરી છે તે હું તમને આપીશ.

ઇસ્કાન્દારઃ—કારણ ?

જુલિયાઃ—તમને સુખમાં રાખવાને માટે.

ઇસ્કાન્દારઃ—હું સુખી થઉં તેથી તને શો લાભ છે ?

જુલિયાઃ—આ જગતમાં હું એકલી છું. મ્હારો આશ્રયદાતા કોઇ નથી ! મ્હારી પાસે પુષ્કળ સંપત્તિ છે. એ હકીકત સૌ કોઇ જાણે છે. આ સંપત્તિને માટેજ પરમ દિવસે રાત્રે એક ખૂનીએ મ્હારા મકાનમાં ચપકીદીથી પ્રવેશ કર્યો હતો—પરંતુ ખુદાની મિહરબાનીથી હું બચી ગઇ હતી.

ઇસ્કાન્દારઃ—એ બનાવ આ મહેલમાં બન્યો હતો કે?

જુલિયાઃ—શહેરથી થોડે દૂર આવેલા મ્હારા મકાનમાં એ બનાવ બન્યો હતો. એ મકાનમાંજ તમે પહેલ વહેલા રહ્યા હતા.

ઇસ્કાન્દારઃ—આહ ! કેવી ભયંકર વાત !

જુલિયાઃ—સાંભળો, ઇસ્કાન્દારખાન—અત્યાર સુધી પ્રસંગ નહિ મળ્યાથી હું મ્હારા અંતરની વાત તમને કહી શકી નથી. આજે એ વાત કહેવાનો પ્રસંગ મળ્યો છે. હું જે વાત કહું તે વાત સાંભળીને ચમકશો નહિ,—તિરસ્કારથી મ્હોં ફેરવી મ્હને અપમાનિત કરશો નહિ.

ઇસ્કાન્દારઃ—જુલિયા ! ત્હારે શી વાત કહેવી છે ?

જુલિયાઃ—એજ કે, તમે મ્હારૂં આલોક તેમજ પરલોકનું સર્વસ્વ છો. તમે મ્હારા જીવનાધિક છો. તમેજ મ્હારી ધ્યાન-ધારણાની અતિ પ્રિય વસ્તુ છો. રાત્રિ દિવસ હું મ્હારા આ હૃદય-મંદિરના સિંહાસન ઉપર તમારી પ્રતિમાને પ્રતિષ્ઠિત કરીને તેની ભક્તિ-પૂજા કર્યા કરૂં છું. ક્ષણે ક્ષણે તેનું સ્મરણ કર્યા કરૂં છું. તમારે માટેજ મ્હેં જીવનનો ભય રાખ્યા સિવાય અપાર સાહસિકતાથી બનાવટી બાદશાહી પંઝાથી તમને બચાવ્યા છે. હમણાં હું તમને તેટલા માટેજ છુપાવી રાખીને પરમકૃપાળુ ન્યાયપ્રિય અકબરશાહની ગુન્હેગાર થાઉં છું. ઇસ્કાન્દાર ! હજી પણ હું તમારે માટે જો મ્હારૂં આ સર્વસ્વ આપી દેવું પડે તો તે પણ આપી દેવાને તૈયાર છું.

જુલિયાને મુખે આવાં વચનો સાંભળી ઇસ્કાન્દાર અપાર આશ્ચર્યમાં પડી ગયો. તરતજ તે સોફા પરથી ઉઠી ઉભો થઇ ગયો. થોડા સમય સુધી તે જુલિયાના સુંદર વદનમંડળીતરફ ટગર ટગર જોઇ રહ્યો. પછીથી તેણે કહ્યું:—“જુલિયા ! હાથે કરીનેજ—સ્વેચ્છાથી તું શા માટે ત્હારા સર્વસ્વનો નાશ કરે છે ?”

જુલિયાએ ઇસ્કાન્દારનો હાથ પકડીને કહ્યું:—"શા માટે કઇં છું તે હું જાતે પણ સમજી શકતી નથી. હું મ્હારા મૂર્ખ ચિત્તને એવો પ્રશ્ન પૂછું છું તો તે મ્હને વિશેષ ઉત્તેજિત બનાવી દે છે. આશાથી અધીરા બનેલા પ્રાણને એ પ્રશ્ન પૂછું છું તો તે વધારે અ-ધીરો બની જાય છે. ઇસ્કાન્દાર ! પ્રિયતમ ! હું તમને શા માટે ચ્હાઉં છું તેનો ઉત્તર મ્હને કોઇ આપતું નથી."

ઇસ્કાન્દાર:—તું મ્હોટી ભૂલ કરે છે—હજી પણ ભૂલ સુધારવાનો વખત છે.

જુલિયા:—ના ઇસ્કાન્દાર ! હું હવે મ્હારી ભૂલને સુધારી શકું તેમ નથી. મ્હારૂં હૃદય મ્હારે આધીન રહ્યું નથી. લોહચુંબકને જોતાંજ લોઢું જે પ્રમાણે આકર્ષાય છે તેવીજ રીતે મ્હારો પ્રાણ તમારૂં દર્શન થતાં યા ન થતાં તમારા તરફ આકર્ષાય છે.

ઇસ્કાન્દાર:—જુલિયા ! તું મ્હારી આશાનો ત્યાગ કર.

જુલિયા:—જ્યાં સુધી આ દેહ છે—પ્રાણ છે ત્યાં સુધી તો તેમ બની શકે એમ નથી !

ઇસ્કાન્દાર:—ત્યારે મ્હારાથી પણ કદાપિ પાપાચરણ ચલાવી શકાશે નહિ.

જુલિયા:—પાપાચરણ ? શાનું પાપાચરણ ?

ઇસ્કાન્દાર:—મ્હને હજાર વખત મરણના મુખમાં જવું પડશે તો તેની મ્હને ચિંતા નથી; તો પણ હું કોઇનો જાર થવા ઇચ્છતો નથી.

જુલિયા:—તમારે માટે મ્હેં આટલું બધું કર્યું છતાં તમે મ્હારા નહિ થાઓ ?

ઇસ્કાન્દાર:—ના—

જુલિયા:—હું હમણાંજ આગ્રા નગરના કોટવાલ જહાન્દારખા-

નને બોલાવી તમને કેદ પકડાવીશ. શું તમે જાણુતા નથી કે સેલિમાના ખૂનીનો જીવ લેવાને માટે શહેનશાહ હજી પણ બૂમો માર્યા કરે છે.

ઇસ્કાન્દારઃ–મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવવાને હું તૈયાર છું. હવે હું છુપાઇ રહેવાને ઇચ્છતો નથી ! મૃત્યુજ મ્હારે માટે શ્રેયસ્કર છે.

જુલિયાઃ—હજી પણ વિચાર કરી જુઓ ! હું થાણુામાં સમાચાર મોકલીશ એટલે પછી તમારી દુર્દશાનો પાર રહેશે નહિ.

ઇસ્કાન્દારઃ—જેમ થવાનું હશે તેમ થશે ! હું હવે સઘળાં સંકટો સહન કરવાને તૈયાર છું. હવે તું વિના કારણુ મ્હને ભય દેખાડીશ નહિ. તું ત્હારી ઇચ્છામાં આવે તેમ કર; પરંતુ તે પૂર્વે હું તને એક પ્રશ્ન પૂછવા માગું છું. તું મ્હારા પ્રશ્નનો ખરો ઉત્તર આપીશ કે ?

જુલિયાઃ—પૂછો—આપવા જેવો હશે તો આપીશ

ઇસ્કાન્દારઃ–મ્હારો જીવજાન દોસ્ત અલ્લી સિકન્દર ક્યાં છે ?

જુલિયાઃ–એ સંબંધી હું કાંઇ જાણતી નથી.

ઇસ્કાન્દારઃ—ત્હેંજ તે દિવસે મ્હને એમ જણાવ્યું હતું કે, તેને એક ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યો છે. હમણાં તે ક્યાં છે એ મ્હને જણાવ.

જુલિયાઃ—તમારા આ પ્રશ્નનો ઉત્તર હમણાં હું આપી શકતી નથી !

ઇસ્કાન્દારઃ—જુલિયા ! તું પ્રપંચી,–પિશાચિની,–છળનામયી સ્ત્રી છે. ત્હારૂં રહસ્યમય ચરિત્ર સમજી શકાતું નથી !

જુલિયાઃ—ઇસ્કાન્દાર !

ઇસ્કાન્દાર:—કહે કહે, કે તું શું કહેવાની ઇચ્છા રાખે છે ?

જુલિયા:—હજી પણ વિક્રાળ કાળનો વિચાર કરી જુઓ. હાથે કરી મૃત્યુની મુલાકાત લેવી એ મહામૂર્ખનું કામ છે.

ઇસ્કાન્દાર:—જુલિયા ! મ્હને ચળિત કરવાનો વિચાર ત્હારા અંતરમાંથી દૂર કર. મ્હારો વિચાર ખુદા જાતે ફેરવી શકનાર નથી—હું મરી જઇશ તો પણ ત્હારી સાથે પાપકર્મ કરનાર નથી.

જુલિયા:—ઠીક, ત્યારે તમે તમારા દુરાગ્રહનું ફળ ભોગવો.

આમ કહી જુલિયાએ એક ખોજાને બોલાવ્યો. તરતજ ખોજો જબરદસ્તખાન ત્યાં આવી હાજર થયો. જુલિયાએ તેને કહ્યું કે-" તું આ શયતાનને ત્હારી સાથે લઇ જા. ઘણીજ સાવધાનતાથી એને કેદ કરી રાખજે. કાલે પ્રભાતકાળે ત્હારેજ તેને સરકારી થાણામાં લઇ જવાનો છે. આ ખૂનીને હુ પકડાવી દેવાની ઇચ્છા રાખું છું. "

ઇસ્કાન્દારખાનની પલાયન કરી જવાની ઇચ્છાજ નહોતી. તેથીજ તે કાંઇ પણ બોલ્યા સિવાય—શાન્તિથી ખોજાની પાછળ પાછળ જવા લાગ્યો.

ખોજો ઇસ્કાન્દારને ઉપર જણાવેલા ત્રીજા માળના એક ગુપ્ત ઓરડામાં લઇ ગયો. ઇસ્કાન્દારને એ ગુપ્ત ઓરડામાં કેદ પૂરી તેણે બારણાં બંધ કરી દઇ બ્હારથી તાળું મારી દીધું.

પછીથી ખોજાએ નીચે આવીને જોયું કે, જુલિયા ચિંતામગ્ન બની જઇને બેઠી છે ! તેનાં નેત્રોમાંથી અશ્રુજળ ઉભરાઇ જાય છે. તેણે ખોજાને જોઇ બીજી તરફ મ્હોં ફેરવી અશ્રુજળ સાફ કર્યું.

એ અશ્રુજળ જોઇને ખોજો જબરદસ્તખાન સહજ પણ વિસ્મિત થયો નહિ. તેણે જુલિયાને આજની માફક રૂદન કરતી

ઘણી વખતે જોઇ હતી. તેણે માત્ર એટલુંજ કહ્યું કેઃ—"મા ! મ્હેં તમારી આજ્ઞા અનુસાર કામ કર્યું છે ! બીજી કાંઇ આજ્ઞા છે ?"

જુલિયાએ ઉત્તર આપ્યોઃ—"ના. તું હવે જઇને સુઇ જા."

ખોજો ચાલ્યો ગયો. જુલિયા પોતાના મન સાથે કહેવા લાગીઃ—"ઇસ્કાન્દાર ! મ્હેં તમારા ચરણોમાં નમી પડીને પ્રેમ-યાચના કરી તો પણ તમે મ્હારો તિરસ્કાર કર્યો ? મ્હારૂં આવું ભયંકર અપમાન કર્યું ? અનેક અમીર ઉમરાવો તો હજી પણ મ્હારી ઉપાસના કરે છે ! હું સહજ સ્નેહ દર્શાવું એટલે તરતજ તેઓ પોતાનું યથાસર્વસ્વ મ્હને સમર્પણ કરી મ્હારા દાસ—ગુલામના ગુલામ બની જાય તેમ છે. તમે રસ્તાના ભિખારી છો—તમે એક સ્ત્રીનું લોહી પી ખૂની તરીકે જાહિર થયા છો—તમારે માટે મ્હેં બાદશાહી પંઝાની ચોરી કરીને, એ પંઝાની સહાયતાથી તમને કેદખાનામાંથી બચાવ્યા છે. એમ કરતાં જો કદાચ હું પકડાઇ ગઇ હોત તો મ્હારો જીવ જાત. વળી મ્હેં તમને બચાવ્યા તેથી હું શાહજાદા સેલિમના ક્રોધને પાત્ર થઇ પડી છું. મ્હેં તમારા ઉપર આટલા ઉપકાર કર્યા તેનો અંતે તમે મ્હને આવોજ બદલો આપ્યો કે ?

"ઇસ્કાન્દાર ! યાદ રાખજો કે રમણી એ કાળસર્પિણી જાતિ છે. ક્ષમા કેવી હોય છે એ તે સમજતી નથી. ઝેરી નાગણ છંછેડાતાં જેવું ભયંકર રૂપ ધારણ કરે છે તેવુંજ ભયંકર રૂપ અભિમાની સ્ત્રી તિરસ્કાર પામવાથી ધારણ કરે છે. હજી પણ તમે મ્હારો આટલો તિરસ્કાર કર્યો છે તો પણ હું તમને પ્રેમદૃષ્ટિથી જોઉં છું. હજી પણ જો તમે મ્હને મધુર વચનો સંભળાવો તો હું તમારો આ ભયંકર ગુન્હો ભૂલી જવાને તૈયાર છું; પરંતુ ઇસ્કાન્દાર ! યાદ

રાખજો કે, જ્યારે મ્હને એમ માલૂમ પડશે કે, મ્હારા પ્રેમના—મ્હારા આટલા બધા ઉપકારોના બદલામાં મ્હને માત્ર તિરસ્કારજ મળ્યો છે ત્યારે હું તમને છોડીશ નહિ. વેરની વસુલાત કેમ લેવી તે હું સારી રીતે જાણું છું. કાળી નાગણની માફક હું તમને દંશ દઇશ. તમે એ તીવ્ર વેદનાથી વ્યાકુળ બની જશો !"

જુલિયા દારૂણ મનોદુઃખથી રડી. તેણે અનેક ગાઢ નિઃશ્વાસ મૂક્યા. પછીથી વ્યાકુળ ચિત્તે નિરાશાથી તેણે શય્યાનો આશ્રય સ્વીકાર્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### શિકાર છટક્યો.

ચાલો વાંચક ! આપણે એક વખત જુલિયાના વિશ્રામાલયનો ત્યાગ કરી આજમદાદખાનને જોઇ આવીએ.

આજમદાદે એ અંધકારમયી કોટડીમાં પણ અપારદુઃખમાં દિવસો પસાર કર્યા. આ બે દિવસમાં ખોજો જબરદસ્તખાન આજમદાદ પાસે આવ્યોજ નહિ. પેલી કાળી બાંદીજ તેને માટે ખાણું લઇ આવતી હતી. હમણાં તેને ખાણું પણ સારૂં મળતું હતું. રોટી, તરકારી તેમજ ચટણીથી તે પોતાના ઉદરને પરિતૃપ્ત કરતો હતો.

આ કાળી બાંદીની ઉમ્મર પીસ્તાળીસ વર્ષની હતી; કિન્તુ તે ઘણીજ મહેનતુ અને બળવતી હતી. આજમદાદખાને પોતાના મન સાથે વિચાર્યું:—" આ ઘરડી બાંદીને હાથમાં લેવી પડશે. જો કદાચ હું અહિંથી મુક્ત થઉં તો માત્ર આ બાંદીની સહાયતાથીજ થઇ શકું તેમ છું. "

આજમદાદનો ચ્હેરો ઘણો સુંદર હતો. તે સ્વભાવદોષથીજ લુચ્ચો તેમજ બદમાશ બની ગયો હતો. તો પણ ગમે તેમ હોવા છતાં તે અમીરના ઘરનો છોકરો હતો.

આજમદાદે આ બાંદીને માતાના ઉચ્ચારથી બોલાવી. બાંદીને આજ સુધીમાં એક પણ સંતાન થયું નહોતું. આ પૃથિવીમાં કોઇએ તેને મા કહીને બોલાવી નહોતી; તેથીજ રૂપવાન્ યુવક આજમદાદના આ માતૃ સંબોધનથી તે અતિ પ્રસન્ન થઇ. અંતે આજમદાદના ઉપર તેને પ્રેમ ઉપજ્યો. આજમદાદ પોતાના ખાણામાં ચટણી, મિષ્ટાન્ન વગેરે મેળવી શકતો હતો તે પણ આ બાંદીનોજ પ્રતાપ હતો; કિન્તુ આ બાંદી ઘણી હોશિયાર હતી. એ અવિશ્વાસુ નહોતી. જે ઓરડીમાં આજમદાદને કેદ કરી રાખવામાં આવેલો હતો એ ઓરડીની ચાવી તેની પાસે નહોતી. જો કદાચ હોત તો પણ તે તેને મુક્ત કરી શકત નહિ. જબરદસ્તખાન તેને એમ કહી ગયો હતો કેઃ—“ ઘણીજ હોશિયાર રહેજે. કેદી નાશી ન જાય. જો આ શયતાન નાશી જશે તો બીબીસાહેબાના સર્વસ્વનો નાશ થશે. ”

તેને આવી સૂચના થયેલી હોવા છતાં તે આજમદાદના ઉપર સ્નેહમયી હતી. તે વિચાર્યા કરતી હતી કેઃ—“ આજે જો મ્હારે એકકે આટલો મ્હોટો છોકરો હોત અને તે કેદખાનામાં પડયો હોત તો મ્હારા દુઃખનો પાર રહેત નહિ. આ બિચારાની માતા જીવતી હોય એમ લાગતું નથી ! ”

એક દિવસે બાંદી હમ્મેશાંની માફક ખાણું લઇ આવી. તેણે હમ્મેશાંની માફક ગુપ્ત જાળી ઉઘાડી તેના સળીઆમાંથી ખોરાકનું પાત્ર અંદર મૂકી દીધું. આ સમયે આજમદાદે કહ્યુંઃ—“ મા ! ખુદા મ્હારા પર મિહરબાન હોય એમ જણાય છે. હવે આ ખાણું ખાઇને

હું શું કરીશ ? મ્હારા દુઃખને જોઇ ખુદા દયાળુ થયા હોય એમ મ્હને લાગે છે ! તેમણે એક ઝેરી સાપને આ કોટડીમાં મોકલ્યો છે! એ ફણિધર મ્હને દંશ દેશે એટલે મ્હારા સકળ દુઃખનો અંત આવશે ! ”

બાંદી આ વચનો સાંભળી આશ્ચર્યમાં પડી ગઇ. થોડા સમય પછી તેણે કહ્યું:—“ શું કહો છો ? સાપ! તમે તમારી નજરે સાપને જોયો છે ? ”

આજમદાદઃ—હા હા, મ્હેં મ્હારી નજરે તેને જોયો છે. હવે હું સમજ્યો કે, મનુષ્યોના કરતાં સાપ, વાઘ વગેરે વિશેષ દયાળુ હોય છે. એ સાપ આ ઓરડીમાં એક મ્હોટા દરની અંદર છુપાઇ ગયેલો છે, મ્હારી પાસે એવું એક પણ હથિયાર નથી કે જેની સહાયતાથી હુ તેનો નાશ કરી મ્હારા જીવને બચાવી શકું. આજે રાત્રેજ એ મ્હને કરડશે ! ભલે, એ મ્હને કરડશે એટલે મ્હારા આવા અસહ્ય દુઃખનો અંત આવશે. ”

બાંદીએ પોતાના મન સાથે વિચાર્યું કેઃ—“ જો આ સમયે મ્હારી પાસે કુંચી હોત તો હું આને છોડી દેત. અહા ! આવો સુંદર છોકરો—ભયંકર ફણિધરનો ભોગ થઇ પડશે ? ! ”

બાંદીએ થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યો. પછીથી તેણે કહ્યું:—“ ઠીક ત્યારે, હુ તમને એક હથિયાર લાવી આપું છું. ”

આજમદાદઃ—તમે હથિયાર તો આપશો; પરંતુ છંછેડાયલા સાપની સાથે હું યુદ્ધ કરી શકીશ કે ?

બાંદીઃ—ગમે તેમ પરંતુ આવી અવસ્થામાં પાસે એક ડંડો યા તો હથિયાર હોય તો સારૂં. આજે હું તમને છુપી રીતે બે

મીણબત્તીઓ લાવી આપું છું. એ બે મીણબતીઓ રાત્રે તમે સળગાવી રાખજો. રાત્રિ પસાર થઇ જાય એટલે કાલે હું કોઇ ઉપાય અજમાવીશ. વળી બીબીસાહેબા પણ ઘણું કરીને કાલે સ્હવારે આ મકાનમાં આવવાનાં છે.

આમ કહીને બાંદી હથિયાર લેવા ચાલી ગઇ. આજમદાદખાને મનમાં ને મનમાં ખુદાને ધન્યવાદ આપીને કહ્યું:—"ખુદા! ખુદા! હું મહાપાપી છું—શયતાન છું; છતાં તમે મ્હારા જેવા શયતાન ઉપર પણ કૃપા કરી છે! એમ ન હોય તો આ બાંદીના અંતઃકરણમાં તમે મ્હને સહાયતા કરવાની પ્રેરણા શા માટે કરો? લગભગ બાર કલાકનો વખત મ્હારા હાથમાં છે. એક હથિયાર મળવાથી હું સહેલાઇથી દિવાલના એક બે પત્થર ખસેડી મુકત થઇ શકીશ. વળી બાંદીએ મીણબત્તી આપવાનું જણાવેલું છે; તેથી હું મ્હારૂં આ કાર્ય સહેલાઇથી પાર ઉતારી શકીશ!"

એવામાં થોડે દૂર અવાજ થતો સંભળાયો. આજમદાદ સમજી ગયો કે, બાંદી પાછી આવે છે. તે નીચું મ્હોં કરી, ગાલ પર હાથ મૂકી ચૂપકીદી ધારણ કરીને બેસી રહ્યો. તે પોતાના મન સાથે આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો.

બાંદીએ જાળીમાંથી એક તીક્ષ્ણ છરો આજમદાદને આપ્યો અને તેણે કહ્યું:—"આ છરો ઘણો મ્હોટો તેમજ ધારવાળો હોવાથી તમે સહેલાઇથી સાપનો જીવ લઇ શકશો; પરંતુ ઘણાજ સાવધાન રહેજો; કેમકે સાપ ઘણું શયતાન જાનવર હોય છે!"

આજમદાદે અમૂલ્ય રત્ન સમજીને છરો પોતાના હાથમાં લીધો. બાંદીએ કહ્યું:—"આકાશમાં ઘણાં વાદળાંઓ ભરાયાં છે. વાયુ પણ જોરથી વાય છે. મ્હને લાગે છે કે, મુશળધાર વૃષ્ટિ થશે.

હું ઉપરનું કામકાજ કરીને સૂઇ જઇશ !"

આમ કહીને બાંદી ચાલી ગઇ. આજમદાદ અડધા કલાક સુધી સ્થિરતાથી બેસી રહ્યો. છરાને બરાબર તપાસીને તેણે વિચાર્યું કે, આ છરાની સહાયતાથી તેનો હેતુ અવશ્ય પાર પડશે.

એવામાં એકાએક બ્હાર અવાજ થવા લાગ્યો. આજમદાદ સમજ્યો કે, વૃષ્ટિ થવા લાગી છે. આમ છતાં તે બીજો એક કલાક ચુપચૂપ બેસી રહ્યો. આજ સુધીમાં મળેલી ન્હાની બત્તીઓનો ઉપયોગ નહિ કરતાં તે સઘળી તેણે સંગ્રહી રાખી હતી.

ધીમે ધીમે મુશળધાર વૃષ્ટિ થવા લાગી. હવે આજમદાદે દિવાલના પત્થર ખસેડવાનું કામ શુરૂ કર્યું. ક્રમે ક્રમે તેણે બે મ્હોટા પત્થર અપાર મહેનત કરીને ખસેડી નાખ્યા. આ સમયે તેણે કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. તે ગભરાઇ જઇ ચુપચૂપ બેસી રહ્યો; પરંતુ કોઇ તેની પાસે આવ્યું નહિ; તેથી તેને એમ લાગ્યું કે, તે વિના કારણ ભ્રમમાં પડયો હતો.

બીજો એક પત્થર ખસેડે એટલે તેનું કાર્ય પૂર્ણ થાય તેમ હતું. ત્રીજો પત્થર ખસેડતાં ખસેડતાં આજમદાદનું સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગયું. તૃષાથી તેનો કંઠ સુકાઇ જવા લાગ્યો. મીણબત્તીઓ પણ બળી જવા આવી. હમણાં જે છેલ્લી મીણબત્તી બળતી હતી તે હવે દશ મિનિટથી વધારે વખત સુધી બળી શકે તેમ નહોતી. હજી સુધી ત્રીજો પત્થર સંપૂર્ણ ખસેડી શકાયો નહોતો. આજમદાદ મનમાં ને મનમાં બોલી ઉઠયો:—" ખુદા ! પરવરદિગાર ! મ્હારૂં રક્ષણ કરો. મ્હારા બાહુમાં થોડું વિશેષ બળ આપો. હવે માત્ર થોડીજ મહેનત બાકી રહી છે. આ ત્રીજો પત્થર ખસી જાય એટલે મ્હારી આ નરકાગારમાંથી મુક્તિ થાય તેમ છે.—હું સ્વાધીન થઇ શકું તેમ છું."

આજમદાદ અપાર બળથી પોતાનું કામ કરવા લાગ્યો. તેના શરીરમાં એક ઉસ્તાદ શયતાનના જેટલી શકિત આવી. આ શકિતબળથી તેણે ત્રીજો પત્થર પણ ખસેડી નાખ્યો. પછીથી તે એ જગ્યાએથી બ્હાર નીકળ્યો, અને તેણે ખુલ્લા વાયુમાં શ્વાસ મૂકયો. ત્રણ દિવસથી તે કેદખાનામાં પડયો હતો. બ્હારના સુખમય જગત સાથેના તેના સઘળા સંબંધનો લોપ થયો હતો.

આજે પ્રકૃતિદેવી પણ તેના ઉપર ઘણી અનુકૂળ હતી. ચારે તરફ ઘોર અંધકાર જણાતો હતો. આકાશની જ્યોતિને વાદળાંઓએ ઝાંખી બનાવી દીધી હતી. હજી સુધી વાયુ જોરથી ફુંકાતો હતો. ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી.

આજમદાદખાને મનમાં ને મનમાં વિચાર્યું કે, જો તે ત્યાંથી જલદીથી પલાયન કરી નહિ જાય તો પાછો સપડાઇ જશે. આવી રાત્રે રાજમાર્ગ ઉપરનો કોઇ પહેરેગીર તેને જુએ તો પણ અડચણમાં ફસાવું પડે તેમ હતું. આવા વિચારથી તેણે ગલીકુંચીઓને રસ્તેથી આગળવધવા માંડયું. આગ્રા નગરની આસપાસના સઘળા રસ્તાઓથી તે જાણીતો હતો. ચાલતો ચાલતો તે એક ગલીમાં જઇ પહોંચ્યો. આ ગલીમાં તેની પિછાનવાળી એક યુવતી રહેતી હતી.

આજમદાદખાને એ યુવતીના મકાન પાસે જઇને ધીમેથી બારણાં ખખડાવ્યાં. અંદરથી એક રમણીએ આવી બારણાં ઉઘાડી પૂછયું:—" તમે કોણ છો ? "

આજમદાદે ઉત્તર આપ્યો:—" હું છું! હું આજમદાદખાન છું. "

એ રમણીએ પ્રથમ આજમદાદ પાસેથી થોડી ઘણી રકમ મેળવી હતી. તેથી તેણે વિવેક દર્શાવીને કહ્યું:–" ચાલો, ઉપર ચાલો. "

આજમદાદે પૂછયું:—" આ મકાનમાં બીજું કોઇ છે કે ?"

રમણી:—આવી તોફાની રાત્રે અહિં કોણ હોઈ શકે ?

આમ કહીને એ રમણીએ બારણાં અંદરથી બંધ કરી દીધાં. ઉપર જઇ રમણીના દિવાનખાનામાં એક આસન ઉપર બેસીને આજમદાદખાને કહ્યું:—" ગુલબદન ! મ્હારા મ્હોં તરફ શું જોઇ રહી છે ? આજે હું લુચ્ચાઓના પંઝામાં ફસાઇ પડયો હતો. ખુદાએ દયા કરીનેજ મ્હને બચાવ્યો છે. તું જલદીથી મ્હને થોડો શરાબ આપ. શિરાજી હોય તો શિરાજી આપ. થોડું ખાણું પણ લાવ. આ લે, હું તને એક સુવર્ણમુદ્રિકા આપું છું."

આજમદાદે હાથમાંની સુવર્ણમુદ્રિકા ગુલબદનને આપી. પછીથી તેણે કહ્યું:—" કાલે તને એક સોનામહોર આપી આ સુવર્ણમુદ્રિકા પાછી લઇ જઇશ. હવે તું મ્હને ગરમ બનાવી દે."

આ રમણીનું નામ ગુલબદન હતું. થોડા દિવસો પહેલાં આજમદાદ ગુલબદન પાસે આવતો જતો હતો. જરૂર પડયે તે પોતાની કોઇ વસ્તુ મૂકીને પોતાનું કાર્ય પાર ઉતારતો હતો અને પછીથી પૈસા આપી એ વસ્તુ પાછી લઇ જતો હતો. આથી કરીને આજમદાદના આવા વર્તનથી ગુલબદનને આશ્ચર્ય ઉપજયું નહિ. તેણે સુવર્ણમુદ્રિકા લઇ આજમદાદ પાસે શરાબનો શીશો મૂકયો. પછીથી તે ખાવાનું લેવા ચાલી ગઇ.

શરાબ પી તે ઉપર થોડો ખોરાક લઇને આજમદાદે બળ મેળવ્યું. તેના હૃદય ઉપરનો સઘળો ભાર જાણે કે હલકો થઇ ગયો. તેણે મનમાં ને મનમાં એમ વિચાર્યું હતું કે:—" કદાચ જુલિયા મ્હને કેદમાં પૂરી ભૂખના દુ:ખથી મ્હારો જીવ લેશે, અગર તો મ્હારૂં ખુન કરશે." પરંતુ તેની આ ચિંતા દૂર થઇ.

ગુલબદન આજમદાદને મુખે લુચ્ચાઓનું નામ સાંભળીને શો બનાવ બન્યો છે તે જાણવાને વ્યાકુળ બની ગઇ હતી. તેણે કહ્યું:– "સાહેબ! શું બન્યું છે તેનું બ્યાન કરશો ?"

આજમદાદે કહ્યું:—"ખાનસાહેબનું એક ઠેકાણે ત્રણસો સોના-મહોરોનું લ્હેણું હતું. એ લ્હેણું ઘણી મહેનત કરવામાં આવતી હતી છતાં વસુલ થતું નહોતું. અંતે એક પણ ઉપાય નહિ રહ્યાથી ખાનસાહેબે એ લ્હેણું વસુલ લેવાને માટે મ્હને મોકલ્યો. દેણદારે મ્હારો ચ્હેરો જોતાંની સાથેજ લ્હેણી રકમ તરતજ મ્હને આપી દીધી. એ ત્રણસો સોનામહોરો લઇ હું જંગલમાં થઇને આવતો હતો. એવામાં ભયંકર વંટોળીઉં થયું અને અલ્પકાળમાંજ મુશળ-ધાર વૃષ્ટિ થવા લાગી. હું એક વૃક્ષની છાયા નીચે બેઠો; પરંતુ થોડાજ સમયમાં ચાર પાંચ વિકરાળ પુરૂષોએ આવીને મ્હને ઘેરી લીધો. પછીથી તેઓ મ્હારા હાથમાંની સોનામહોરોની કોથળી ઝુંટાવી લઇને અંધકારમાં અદ્રશ્ય થઇ ગયા. એ જંગલના રસ્તાથી હું તદન અજાણ્યો હતો, અને તે ઉપરાંત વળી પ્રચંડ વૃષ્ટિ થતી હતી; તેથીજ એ લુચ્ચાઓની શોધ હું કરી શકયો નહિ. માત્ર જીવ લઇને હું નાશી આવ્યો છું; પરંતુ નિશારતખાન ઘણા કંજુસ છે! કાલે સ્હવારે હું તેમને શો ઉત્તર આપીશ—તે વિચારી શકતો નથી."

આજમદાદે ચતુરાઇથી આવી અસત્ય હકીકત ગુલશનને સમ-જાવી દીધી અને રાત્રે એ ગુલશનને ત્યાંજ શાન્તિથી સુઇ રહી પ્રભાતકાળે તે મકાન તરફ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૬ ઠું.

## બાંદી ઉપર અવિશ્વાસ!

"શું કહે છે? શિકાર છટકી ગયો છે?"

"હા—મા—હું કદાપિ આપની પાસે જૂઠું બોલ્યો છું?

"એ ગુપ્ત ઓરડીની કુંચી તો ત્હારી પાસે હતી ને?"

"હા, હું પણ એજ વિચારૂંછું કે, એ પાપાત્મા કેવી રીતે પલાયન કરી ગયો?"

"ત્યારે આવો વિશ્વાસઘાત કોણે કર્યો?"

"એ પણ કેવી રીતે જાણી શકાય?"

"ત્યારે શું બાંદીએ લાંચ લીધી હશે?"

"ના—મા—એમ બનવું અસંભવ છે! કુંચી તો મ્હારી પાસે હતી.

"ત્યારે હવે ઉપાય?"

"ઉપાય તો કાંઇ સમજમાં આવતો નથી."

"મ્હારા મત પ્રમાણે હમણાંજ થાણામાં સમાચાર પહોંચાડવાની જરૂર છે."

"પરંતુ-"

"પરંતુ શું?"

"એક માણસને થાણા તરફથી રજા મેળવ્યા સિવાય કેદ પૂરી રાખવાનો આપણને કોઇ પણ જાતનો અધિકાર નહોતો."

"ખરી વાત છે! એ પાપાત્મા જ્યારે પલાયન કરી ગયો છે ત્યારે તે હવે મ્હોટો અનર્થ કરશે. હવે કોઇ ઉપાય?"

"ઉપાય—ખુદા! આપણે પણ બરાબર કામ કર્યું નથી."

"ખરેખર; આપણે એક ભયંકર ભૂલ કરી છે."

"મા! હવે અફસોસ કરવાથી શું વળે તેમ છે?"

"ત્યારે હવે તું શું કરવાની સલાહ આપે છે?"

"આપ એક વખત જહાન્દારખાન સાહેબની પાસે જાઓ."

"જઇને હું તેમને શું કહું?"

"કહેજો કે, "તમારૂં કાર્ય સરળ કરવાના હેતુથી મ્હેં તેને કેદ કરી રાખ્યો હતો; પરંતુ આપે તેને કેદ કરવામાં વિલંબ કર્યો તેથીજ આમ બન્યું."

જુલિયાએ વિચાર્યું કે, આ યુક્તિજ ઠીક છે. તરતજ તેણે પાલખી મંગાવી, અને વિના વિલંબે અને તે જહાન્દારખાનના મકાન તરફ ગઇ. જહાન્દારખાન થાણામાં કેટલો વખત રહે છે. અને ઘેર કેટલો વખત રહે છે એ તે જાણતી હતી.

જુલિયાની સઘળી હકીકત સાંભળતાં જહાન્દારખાનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જ્યારે કેદી આજમદાદ દિવાલ તોડીને નાશી ગયાની હકીકત તેણે સાંભળી ત્યારે તેની ખાત્રી થઇ કે, જુલિયા સાચીજ હકીકત કહે છે. આ આજમદાદ ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલો હોવા છતાં તે શયતાન છે. તે નિશારતખાનનો ભત્રિજો થાય છે. તેથી તેને કેદ કરતાં પહેલાં જહાન્દારખાનને નિશારતખાનની સલાહ લેવાની જરૂર હતી. નિશારતખાન કોઇ જરૂરી કારણને લીધે ત્રણ દિવસથી દીલ્હી ગયો હતો તેથી જહાન્દારખાનને ત્રણ દિવસની રાહ જોવી પડી અને એ દરમ્યાન આ બનાવ બન્યો!

જહાન્દારખાને ચિંતાતુર બની જઇને કહ્યું:— "જુલિયાબીબી! જે થવાનું હતું તે થઇ ગયું છે. આ બનાવ સંબંધી હવે વધારે ગરબડ કરવામાં કલ્યાણ નથી. જ્યારે ગુન્હેગાર પલાયન કરી ગયો

છે ત્યારે નિશારતખાનને આ બનાવથી વાકેફ કરવામાં શો સાર છે ? તમે પણ ગુન્હેગારને તમારા મકાનમાં કેદ કરીને ન્યાય અનુસાર વર્ત્તન કર્યું નથી; કિન્તુ તમે સાવધાન રહેજો. તમે તેના ઉપર એટલો બધો જુલ્મ ગુજાર્યો છે કે એ પોતાના પ્રચંડ વેરની વસુલાત લેવાનો યત્ન કર્યા સિવાય શાન્ત રહેશે નહિ; અર્થાત્ તમારૂં જીવન હજી સંકટમુક્ત થયું નથી. એક વખત જે ભીષણ બનાવ બની ગયો છે તે કદાચ ફરીથી પણ બને."

જહાન્દારખાનનાં આ વચનો સાંભળી જુલિયા મ્હોટી ફિકરમાં પડી ગઇ; પરંતુ તે શું કરે ? હવે તો તેના હાથમાં એક પણ ઉપાય રહ્યો નથી; જ્યારે આજમદાદ પલાયન કરી ગયો છે, ત્યારે જુલિયા કોની વિરૂદ્ધ ફરિયાદ કરે ? તેથી તે ચિંતાતુર ચિત્તે જહાન્દારખાન પાસેથી વિદાય થઇ.

જુલિયા બારોબાર પોતાના મકાને ગઇ. આજે તેનું ચિત્ત ઘણું ચિંતામગ્ન હતું. આજમદાદખાન નાશી ગયો છે એ સંબંધીની તેને ચિંતા નહોતી; પરંતુ વાઘ જ્યારે સ્વતંત્રતા મેળવી શકયો છે ત્યારે ફરીથી તે હુમલો કર્યા સિવાય રહેશે નહિ. ફરીથી તે લાગ સાધીને તેનો જીવ લેશે યા તો તેના યથાસર્વસ્વનો નાશ કરશે.

આખો દિવસ જુલિયાએ વિચાર કરવામાં પસાર કર્યો. ભોજન ઉપર આજે તેની રૂચિ નહોતી. વસ્ત્રાભુષણો તરફ લક્ષ્ય નહોતું. સંગીત પર પ્રીતિ નહોતી કામમાં ઉમંગ નહોતો. ધીમે ધીમે તેનું ચિત્ત વિશેષ અધીરૂં બનતું જતું હતું.

આ વિશાળ સંસારમાં તે એકલી હતી. આ જગતમાં તેનું આત્મીય એક પણ નહોતું. જે કાંઇ તેનું પોતાનું છે તે પણ તેની સાથે શત્રુતા કરે છે; તેનું રૂપ તેનો શત્રુ હતું, તેનું દ્રવ્ય શત્રુ છે, તથા

તેનું પોતાનું મન પણ તેનો શત્રુ હતું. એકજ માણસને તેણે સમસ્ત જગતમાં પોતાનો વિચાર્યો હતો; પરંતુ એ તો તેનો થયો નહિ. જુલિયાએ પોતાના જીવનને સંકટમાં નાખી તેને કેદખાનામાંથી બચાવ્યો ! તેને માટે જ તેણે આટલું બધું દુઃખ વેઠયું તેની આટલી ઉપાસના કરી ! તો પણ હાય ! એ પાષાણ હૃદયનો પુરૂષ તેનો થયો નહિ !

સંધ્યાકાળ થયો હતો. જુલિયાના ઓરડામાં પ્રકાશ જળહળી રહ્યો હતો. પાસેજ શિરાજી પાત્ર પડેલું હતું. જુલિયા વચ્ચે વચ્ચે શિરાજી પીતી હતી. તેની પાસે ખડીઓ કલમ પડયાં હતાં. એક કાગળના ટુકડામાં કાંઇ લખીને લખેલી હકીકત એ ત્રણ વખત વાંચી જોઇ.

પેલો એક આંખે આંધળો ખોજોજ જુલિયાનો વિશ્વાસપાત્ર નોકર હતો. તેણે યત્ન કરીને બીજા પણ બે નોકરો રાખ્યા હતા; કેમકે આજમદાદખાન કયારે શો અનર્થ કરશે તે કાંઇ કહી શકાય તેમ નહોતું. આ બન્ને નોકરો પ્રથમ પણ કેટલાક વખતને માટે જુલિયાની નોકરી કરી ગયા હતા.

જુલિયા નિર્ભયતાથી સુરાપાન કરતી હતી. હાથમાંના પત્રને બે ત્રણ વખત વાંચી જુલિયા સ્વગત કહેવા લાગી:—“ આ પત્ર મોકલીને એક વખત છેવટનો યત્ન કરી જોઇશ. જો તે મ્હારે આધીન થશે તો ઠીક છે નહિ તો પછી મ્હારે જે કરવાનું છે તે હું કરીશજ. શયતાન બનીને હું મ્હોટો પ્રલય કરીશ. એ પ્રલયના મહા ભયંકર તોફાનમાં ઇસ્કાન્દારખાન તૃણખંડની માફક ઉડી જશે. મ્હને નિરાશ કરવાનું ભયંકર ફળ તેને ભોગવવું પડશે. ”

સ્વગત આમ કહીને જુલિયાએ પોતાના મુખ્ય ખોજાને બોલાવ્યો. ખોજાએ આવી એક સલામ ભરીને કહ્યું:—" મા ! મ્હને કેમ બોલાવવો પડયો ?"

જુલિયાએ કહ્યું:–" જો ત્હારા જેવો વિશ્વાસુ નોકર મ્હારી પાસે હોત તો હું કોઇ પણ શયતાનનો ભય રાખત નહિ. તું એમ ન સમજતો કે, હું ત્હારા ઉપકારની કૃતજ્ઞતા ભૂલી જઇશ. જ્યારે મ્હને ત્હારી જરૂર નહિ રહે ત્યારે હું તને પુષ્કળ પુરષ્કાર આપીને વિદાય કરીશ. તને એટલી બધી દોલત આપીશ કે જેથી ત્હારે પછી બીજા કોઇની સેવા સ્વીકારવી પડશે નહિ ! હમણાં હું તને એક જરૂરી કામ સોંપું છું. કાલે પ્રભાતકાળેજ આ ચીઠ્ઠી લઇને–તું વૃદ્ધ શેખની પાસે જજે અને તેમને આ ચીઠ્ઠી આપજે, તથા એ હતભાગિનીને એક વખત ત્હારી નજરે જોઇ આવજે ! મ્હેં જે પ્રકારનો બંદોબસ્ત કર્યો છે તેથી તે ત્યાં નિશ્ચય સુખમાંજ છે. એમ છતાં તું જાતે તેની સ્થિતિ જોઇ આવજે. તે સિવાય શેખજીને એમ કહેજે કે 'તમે ઘણીજ સાવધાનતા રાખજો.' હું અહિંની બધી જંજાળને પતાવી એ એકાંત સ્થાનમાંજ જઇ રહેવાને ઇચ્છું છું. સાવધાન ! જો જે, આ પત્ર બીજા કોઇના હાથમાં ન જાય."

આમ કહીને જુલિયાએ એ પત્ર તેમજ તે સાથે બે સોના-મહોરો તેના હાથમાં મૂકી.

જુલિયાએ મનમાં ને મનમાં વિચાર્યું:--" નારીની શકિતથી શું નથી થતું ? પુરૂષો તો સ્ત્રીઓના ગુલામ છે ! મ્હોટા મ્હોટા બળવાન્ યુવાનો, અમીર ઉમરાવો તેમજ રાજા મહારાજાઓ પણ સુંદરીઓના—તેમની સ્ત્રીઓના—ગુલામ હોય છે ! આવો મ્હોટો નિશારતખાન પણ શીરીનબીબીના હાથની આંગળીઓ પર નાચે છે.

આટલો મ્હોટો જહાન્દારખાન—આગ્રા શહેરનો મુખ્ય કોટવાલ—એ પણ સુંદરી બીબી નશીબનની આજ્ઞાનુસાર ઉઠે બેસે છે. પ્રલય કરવાને માટે જ ખુદાએ આ સંસારમાં સુંદરીઓને—રમણીઓને—મોકલી છે. હું પણ પ્રલય ઘટાવીશ. નારીશકિતનો મ્હારા શત્રુને સંપૂર્ણ પરીચય કરાવીશ. યત્નથી શું નથી થતું? યત્નથી મ્હોટો પર્વત તોડી શકાય છે. નદીના જળને સુકવી શકાય છે. તો પછી નારી શકિતથી શું ન થઇ શકે? જેને એક દિવસે જીવને જોખમે બચાવ્યો છે તેનુંજ જો જરૂર પડશે તો ખૂન કરીશ જેને એક દિવસ મૃત્યુના મ્હોંમાંથી બચાવ્યો છે તેને મ્હારો પોતાનો સ્વાર્થ સાધવાને માટે પુનઃ મૃત્યુના મ્હોંમાં મૂકીશ સેલિમા! સર્વનાશકારિણી! ત્હેં શું કર્યું છે?"

આમ કહી જુલિયા થોડો સમય શાન્ત રહી. વળી પાછી તે બોલવા લાગીઃ–" ના ના–દિવાલને પણ કાન હોય છે. પવનને પણ મ્હોં હોય છે. જે મરી ગઇ છે એમ લોકો જાણે છે તે હમણાં ભલે મરેલીજ રહે. ઇસ્કાન્દારખાન! સાવધાન! તને હવે એક વખત સમય આપીશ. આ વખતે ત્હારી છેલ્લી પરીક્ષા છે. આ વખતે જો કદાચ તું મ્હારો નહિ થાય તો હું આખા વિશ્વ—બ્રહ્માંડને મ્હારા ભયંકર કાર્યથી ધ્રૂજાવી મૂકીશ. ત્હારો બંધુ સિકન્દર હજી પણ ત્હારે માટે કેદમાં છે. તેને હાથમાં મેળવવાને માટે જ મ્હેં તેને કેદ કરી રાખ્યો છે. અને જો પ્રયોજન હશે તો હું મ્હારા માર્ગના કંટકનો જડમૂળથી નાશ કરીશ—તેનો જીવ લઇશ."

વળી થોડા સમય સુધી વિચાર કરી તે બોલીઃ–" ના ના–હું શું બોલું છું? શું બકું છું?"

જુલિયાએ એકાએક ગંભીરતા ધારણ કરી તેણે ફરીથી તૃપ્તિ થાય એટલો શિરાજી પીધો.

આ સમયે એકાએક એક કાળી દાસી એક હાથમાં ખાણું લઇને જુલિયા પાસે આવી ઉભી રહી. તેણે કહ્યું:–" મા! હમણાં તમે ખાણું લેશો કે?"

બાંદી નજરે પડતાંજ જુલિયાના મનમાં આજમદાદ સબંધીના વિચારો આવવા લાગ્યા હજી પણ તેના મનમાં એવો સંદેહ હતો કે, આ બાંદીની સહાયતાથીજ એ શયતાન પલાયન કરી ગયો છે. જુલિયાએ વિરક્તિપૂર્ણ સ્વરે કહ્યું:–" ખાણું અહિં મૂકી જા; પરંતુ હવે ત્હેરા હાથનું બનેલું ખાણું ખાવાની ઇચ્છા થતી નથી ત્હેં વિશ્વાસઘાત કર્યો છે. ત્હેં મ્હારૂં નિમક ખાઇ મ્હારીજ ખરાબી કરી છે. મ્હારી ખાત્રી છે કે, ત્હારી સહાયતા ન મળી હોત તો એ શયતાન કારાગારમાંથી નાશી જઇ શકત નહિ."

જુઠ્ઠી બાંદીએ ખાણાનું વાસણ એક ઠેકાણે મૂકી નમ્ર સ્વરે કહ્યું:–" મા! જો તમને મ્હારા પર આટલો બધો અવિશ્વાસ હોય તો તમે મ્હને રજા આપો. જો કે હું ગરીબ માણસ છું એ વાત ખરી છે તો પણ ખુદાના કસમ ખાઇને હું કહું છું કે, મ્હેં એને નાશી જવામાં કોઇ પણ પ્રકારની મદદ કરી નથી."

જુલિયા:–ત્યારે તેને હથિયાર કયાંથી મળ્યું?

બાંદી:—એ હું જાણતી નથી; છતાં સાપ મારવાને માટે તેણે મ્હારી પાસે એક હથિયાર માગ્યું હતું. મ્હારા કપાળમાં કલંક લખાયલું હોવાથી મ્હેં તેને એક બુઠ્ઠો છરો આપ્યો હતો.

જુલિયા:–બાંદી! એ છરાએજ મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે!

બાંદીઃ-મા ! હું શું જાણું કે, એ બુકા છરાથી શયતાન કેદી પત્થર તોડી નાશી જશે ! તમારી માફક મ્હને પણ આ બનાવ બન્યાથી ઘણું આશ્ચર્ય ઉપજ્યું છે. એ લુચ્ચો ઘણો શયતાન હોવો જોઈએ. હું તેનો જીવ બચાવવા ગઈ ત્યારે તેણે મ્હારા પેટપર પગ મુકયો.

આમ કહીને એ બાંદી રડવા લાગી. જુલિયા તેની સ્થિતિ જોઇને સમજી કે, પોતે વિના કારણ બાંદીના પર વ્હેમે ભરાઇ તેને દુઃખ દે છે. બીજા કોઇ ઉપાયથી તેને રડતી અટકાવવાનું અસંભવ વિચારી જુલિયાએ તેને એક રૂપિયો ઇનામ તરીકે આપ્યોઃ રૂપિયાથી પુત્ર શોક પણ દૂર થાય છે તો પછી કલંકનો શોક દૂર થાય એમાં શું આશ્ચર્ય ? !

---

## પ્રકરણ ૭ મું.

---

### આજમદાદ અને ગુલબદન

" મેરા દિલતો દિવાના જાન તેરે લિયે,
બાલબાલ ગજ મોતી પીરોઉં.
મેરા બાલાસા જોબના તેરે લિયે.
નાલિશ કરેંગે મંય કરને ન દુંગી.
મંયને છોડા જમાના જાન તેરે લિયે. "

પાઠકોને ગુલબદનની ઓળખાણ અમે આગળ કરાવી છે. પહેરેગીરોના પંઝામાં પકડાઇ જવાના ભયથી શહેરની ગલીકુંચીઓને રસ્તે થઇને આજમદાદખાને આ ગુલબદનને ત્યાંજ આવી પહોંચીને તેનો આશ્રય સ્વીકારી પોતાનો ભય દૂર કર્યો હતો.

જે દિવસથી આજમદાદખાન ગુલબદનને ત્યાં આવી રહ્યો હતો. તે દિવસ પછી તેણે ગુલબદનનું ઘર છોડયું નહોતું–તેની સોબત છોડી નહોતી. તેણે ગુલબદનને થોડા પૈસા પણ આણી આપ્યા હતા. હજી સુધી શીરીનબીબીનો તેના પરનો સ્નેહ તદ્દન ઓછો થઇ ગયો નહોતો. આજમદાદ કાકી પાસે જઇને, રડી કકળીને, તેની પાસેથી લગભગ બસો રૂપિયા લઇ આવ્યો હતો. હવે માત્ર બસો રૂપિયાજ તેનો આધાર હતો. આ સિવાય તેની બે કિંમતી વિંટીઓ તેણે એક સ્થળે છુપાવી રાખી હતી. એ બે વિંટીઓ ઉપર તેણે બીજા બસો રૂપિયા લીધા હતા. આજમદાદ હમણાં ચારસો રૂપિયાનો માલિક હતો.

તેણે ગુલબદનને સારાં સારાં વસ્ત્રો ખરીદી આપ્યાં હતાં જરીથી ભરેલું એક ઓઢણું ખરીદી આપ્યું હતું. એક મૂલ્યવાન્ સાડી વેચાતી લઇ આપી હતી. આજમદાદે આમ કરી અંતરનો સ્નેહ પ્રદર્શિત કરી તેના મનનું વલણ ફેરવ્યું હતું. આ સઘળો પ્રકાર જોઇ ગુલબદન એમજ સમજતી હતી કે, તેનો ભાગ્યદેવતા તેના પર પ્રસન્ન થયો છે.

એક સમયે ગુલબદન આ આજમદાદને ચ્હાતી હતી; પરંતુ હમ્મેશાં આજમદાદ તેની પાસે નહિ આવતો હોવાથી તેને ઘણું દુઃખ લાગતું હતું. કોઇ કોઇ સમયે આજમદાદ બે દિવસને માટે તેની પાસે આવતો હતો, પુષ્કળ પૈસા ઉડાવતો હતો, સુબેદારીનો મિજાજ દેખાડતો હતો; પરંતુ તે ઉપરાંત બીજું કાંઇ તેનાથી બનતું નહિ. પછી તે પાછો જ્યારે ગુલબદન પાસેથી ચાલ્યો જતો એટલે ચાર પાંચ અઠવાડીઆ સુધી તેનો પત્તોજ લાગતો નહિ–ત્યાર પછી

વળી પાછો એકાએક આવી ચઢતો હતો. કહેવાનું તાત્પર્ય એ છે કે, ગુલબદન આજમદાદને મનમાં ને મનમાં મ્હાતી હતી. આજમદાદ નિશારતખાન જેવા મ્હોટા અમીરનો ભત્રિજો હતો. જો કે હમણાં તે બગડી ગયો હતો; પરંતુ કદાચ ક્ષણિક આનંદ-વિનોદ તેમજ ઉદ્દામ ઇન્દ્રીય વિકારો તેના અંતરમાંથી દૂર થાય તો તે પાછો સુધરી શકે તેમ હતો—તે સુધરે તો તેને અપાર સુખ મળી શકે તેમ હતું.

ઘણા દિવસ પછી આજમદાદનું દર્શન થતાં ગુલબદન ગણી આનંદિત થઇ હતી તે પોતાને હાથેજ તેને શિરાજી પાતી હતી. તેને માટે પોતાને હાથેજ ખાણું તૈયાર કરતી હતી. વળી તે કોકિલ જેવા મધુર કંઠથી ગાન ગાઇ શકતી હતી. ગઝલ ખ્યાલ, તેમજ ટપ્પા ગાવામાં તે નિપુણા હતી. તેનો કંઠસ્વર ઘણો મધુર હતો. આજમદાદખાન ગુલબદનના સહવાસમાં રહીને અપાર સુખ તેમજ આનંદમાં પોતાના દિવસો પસાર કરતો હતો.

મધ્યરાત્રિનો સમય થયો હતો. શિરાજીનું શ્રાદ્ધ થતું હતું. આજમદાદ તેમજ ગુલબદનનું દિલ મદમસ્ત બની ગયું હતું. ચિંતાથી ઘેરાઇ રહેતું મન શરતના આકાશ જેવું સ્વચ્છ હતું. ગુલબદને શિરાજીનો પ્યાલો ભરી આજમદાદના હાથમાં આપ્યો. આજમદાદે અડધો ગ્લાસ ખાલી કરી બાકીનો શિરાજી ગુલાબદનને આપ્યો. પછી તે ગુલબદનના ગળામાં હાથ નાખીને કહેવા લાગ્યો:

"મેરી શૌકત મેરી સૌલત મેરી જાનો જીગર તુમ હો,
મેરી દૌલત મેરી હશમત મેરે નુરે નજર તુમ હો

ચજર મંય હું સમર તુમ હો સદફ મય હું ગુહર તુમ હો,
ફલક મંય હું કમર તુમ હો દવા મંય હું અસર તુમ હો "

આવા મધુર સંબોધનથી ગુલબદન ગળી ગઇ. મદિરાના અ-સાધારણ વ્યવહારથી, સ્થિતિના ફેરફારથી, દુઃખ પછી એકાએક સુખના અવિર્ભાવથી તેના અંતરમાં ઘણીજ સ્ફુર્તિ આવી. તદુપરાંત આજમદાદ તેના પ્રત્યે આજે આટલો બધો પ્રેમ દર્શાવતો હોવાથી તે આનંદથી આજમદાદને આલિંગન કરી બોલી:–" આજમ! આજમ— આપણા આવા સુખના દિવસો હમ્મેશાં કાયમ રહેશે કે? યાતો તમે મ્હારો ત્યાગ કરી પુનઃ નિષ્ઠુરતાથી ચાલ્યા જશો કે?"

આજમદાદે એક ગંભીર ઉદ્દેશ પાર ઉતારવાના હેતુથીજ ગુલ-બદનના ઘરમાં આશ્રય લીધો હતો. તેનો પ્રથમ ઉદ્દેશ એ હતો કે, શહેરની બ્હાર આવેલા ગુલબદનના મકાનમાં છુપાઇ રહેવાથી કોટ-વાલ જહાન્દારખાન યા તો રાક્ષસી જુલિયા તેને શોધી શકશે નહિ. તેણે જે કાર્ય કર્યું હતું તે કાયદા પ્રમાણે ઘણું ભીષણ હતું. એક નારીનું ખુન કરવાની કોશીષ કરવી એ મ્હોટો ભયંકર અપરાધ ગણાય! આ સિવાય તેનો બીજો ઉદ્દેશ જુલિયાના સર્વસ્વનો નાશ કરવાનો હતો. તેથીજ તે વિશેષ વ્યાકુળ બની ગયેલો હતો. તેણે મનમાં ને મનમાં એમ વિચાર્યું હતું કે, જો તે પોતે થોડા દિવસ ગુલબદનના મકાનમાં છુપાઇ રહેશે તો તેણે જે ગુન્હો કર્યો છે તે ગુન્હાની વાત સૌ કોઇ ભૂલી જશે અને પછીથી પોતાનાથી સહેલા-ઇથી જુલિયાના સર્વસ્વનો નાશ કરી શકાશે. આજમદાદને પોતાનો આ ઉદ્દેશ પાર ઉતારવાને માટે ગુલબદનની સહાયતાની જરૂર હતી; તેથીજ તે ગુલબદન પર આટલો બધો પ્રેમ દર્શાવતો હતો.

આજમદાદે ગુલબદનને સંબોધી સ્નેહસૂચક સ્વરે કહ્યું:–"મ્હારા બુલબુલ! હું તને મ્હારા ખરા જીગરથી ચ્હાઉં છું. હવે હું ત્હારો ત્યાગ કરી સંગદિલ થઇને નાશી જઇશ નહિ. મ્હારા જીગરમાં ઘણી વેદના થાય છે. એ વેદના ત્હારી પાસે આવીને રહ્યા પછી ઓછી થવા લાગી છે. જો કદાચ મ્હારી દશામાં ફેરફાર થશે—મ્હારૂં ભાગ્યચક્ર ફરશે તો તું રાજરાણી થઇશ. કદાચ મ્હારી દશામાં ફેર નહિ થાય–મ્હારૂં ભાગ્ય મ્હારા પર પ્રસન્ન નહિ થાય તો પણ હું તને અન્નવસ્ત્ર આપીશ અને તને હમ્મેશાં મ્હારી સાથેજ રાખીશ. વળી મ્હારે તને એક વાત કહેવાની છે. જો તું મ્હને એક કામમાં મદદ કરે તો ત્હારૂં અને મ્હારૂં નશીબ ફરી શકે તેમ છે."

ગુલબદન:—શું કામ?

આજમદાદ:—આપણે જુલિયાનો જીવ લેવાનો છે!

ગુલબદને ચમકી ઉઠીને કહ્યું:–" ઓ બાપરે! શું તમારે માણસનું ખૂન કરવું છે?! એ કામ મ્હારાથી નહિ બની શકે."

આજમદાદ:—હું ક્યાં તને એ કામ કરવાને કહું છું ત્હારે તેમજ મ્હારે—એમાંથી કોઇને ખૂન કરવાનું નથી.

ગુલબદન:—ત્યારે શું કરવાનું છે તે મ્હને સ્પષ્ટ કહો.

આજમદાદ:–ત્હારે માત્ર થોડા દિવસ સુધી દુઃખ ભોગવાનું છે.

ગુલબદન:—શું દુઃખ?

આજમદાદ:—ત્હારે છુપાવેષમાં જુલિયાને ત્યાં જઇ બાંદી તરીકે રહેવાનું છે—છુપી પોલિસનું કામ કરવાનું છે.

ગુલબદન:—એટલું તો કરી શકીશ; પરંતુ એમ કરવાનું કાંઇ કારણ?

આજમદાદઃ-એનાં બે કારણો છે. મ્હારી ચોક્કસ ખાત્રી છે કે, જુલિયાએ જેવી રીતે મ્હને કેદ કરી રાખ્યો હતો તેવીજ રીતે તેણે બીજા કોઇ એક પુરૂષને પણ કેદ કરી રાખ્યો છે. જો એ પુરૂષનો પત્તો લાગે તો આપણે ઘણી છુપી હકીકત જાણી શકીએ તેમ છીએ. મ્હેં એમ સાંભળ્યું કે, જુલિયાએ વેષ બદલીને થાણામાંના કેદખાનામાંથી ઇસ્કાન્દારખાન નામના કેદીને બચાવ્યો છે. તે સિવાય હું એ વાત જાણું છું કે, જુલિયા ઇસ્કાન્દારનો પ્રેમ પ્રાપ્ત કરવાને માટે ઉન્મત્ત બની ગઇ છે! એ ઇસ્કાન્દારને જ જુલિયાએ કોઇ ઠેકાણે છુપાવી રાખ્યો છે જો આપણે તેને શોધી કાઢીએ તો પછી જુલિયાનો જીવ લેવોની જરૂર નથી—આપણને બાદશાહ તરફથી જાહિર થયેલું દશહજાર રૂપિયાનું ઇનામ મળશે અને આ ત્હારો આજમદાદ એક રાતમાંજ મ્હોટો અમીર બની જશે!

ગુલબદનઃ—અને કદાચ ઇસ્કાન્દારનો પત્તો ન લાગે તો?

આજમદાદઃ—એમ થશે તો પણ આપણું ભાગ્ય ફરશે

ગુલબદનઃ—કેવી રીતે?

આજમદાદઃ-જુલિયા પાસે ઘણી દૌલત છે! એ દૌલત લૂંટવાનો હું યત્ન કરીશ. એ માટે જો જૂલિયાનું ખૂન કરવું પડશે તો તેમ પણ કરીશ. તેણે મ્હને ઘણું દુઃખ દીધું છે. એક ચોરની માફક મ્હને તેણે ત્રણ દિવસ સુધી કેદ પૂરી રાખ્યો હતો. જો કદાચ મ્હારાથી નાશી ન અવાત તો એ ઠેકાણેજ મ્હારો જીવ જાત.

ગુલબદને મનમાં ને મનમાં થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા કર્યો. પછીથી તેણે કહ્યું:-“મ્હારે શું કરવાનું છે!”

આજમદાદઃ—ત્હારે તો માત્ર એ રાક્ષસીને ત્યાં બાંદીનું કામ

કરવાનું છે ! ત્હારે મેલાં વસ્ત્રો પહેરવાં પડશે. દરિદ્રતા તેમજ ભૂખથી પીડાતી નિરાધાર સ્ત્રીની માફક રહેવું પડશે.

ગુલબદનઃ—એટલું તો મ્હારાથી બનશે; પરંતુ તેને કદાચ બાંદીની જરૂર નહિ હોય તો ? તે મ્હને નહિ રાખે તો ?

આજમદાદઃ—હું પણ એજ બાબતનો વિચાર કરૂં છું. ત્હારે ગમે તે ઉપાયે તેના મકાનમાં પ્રવેશ કરવાનો છે. તેમ કર્યા સિવાય ચાલે તેમ નથી. રડી કકળીને, તેને પગે લાગીને ત્હારે નોકરી મેળવવાની છે; પરંતુ ત્યાં એક આંખે આંધળો ખોજો છે. તેનાથી ઘણી સાવધાનતા રાખવાની છે. એ સાક્ષાત શયતાન છે. એ શયતાન જો કોઇ પણ પ્રકારે હાથમાં આવે તો બીજી કાંઇ ચિંતાજ નથી. એના મકાનમાં એક બીજી બાંદી રહે છે તેને તું સહેલાઇથી ત્હારા પક્ષમાં લઇ શકીશ. તેના પ્રાણમાં થોડી દયા માયા છે. જો તેણે મ્હને મદદ ન કરી હોત તો હું જુલિયાના મકાનમાંથી ત્હારી પાસે જીવતો આવી શકત નહિ.

ગુલબદનઃ—ઠીક છે; પરંતુ જો કદાચ મ્હારાથી આ કાર્ય થઇ શકશે તો ?

આજમદાદઃ—તો એમજ સમજ જે કે આ હૃદયમાં હું તને હમ્મેશાં પૂરી રાખીશ. હું ત્હારો ગુલામ થઇને રહીશ. હું ખુદાના કસમ ખાઇને કહું છું કે, હું કદાપિ ત્હારો ત્યાગ કરીશ નહિ.

ગુલબદનઃ—તમે પણ શયતાન પુરૂષ છો. તમે સાચું બોલો છો તેની ખાત્રી શી ?

આજમદાદઃ—ગુલ ! મ્હારા જીગર ! હું સોબતને લીધેજ શયતાન થયો છું. બદલો લેવાની—વેરની વસુલાત લેવાની ઇચ્છાથી હું શયતાન થયો છું. નિરાશ પ્રેમના પ્રચંડ અગ્નિથી શયતાન થયો છું;

પરંતુ મ્હારા ગુલ ! અમીરશ્રેષ્ઠ હજરત-ઉદ્દૌલાનું પવિત્ર લોહી મારા શરીરમાં કાયમ છે. હું ઉંચા મોગલવંશમાં જન્મ્યો છું. હું ધાર્મિક માતા પિતાનો પુત્ર છું. હું નરકમાં ડૂબ્યો છું તેથી કાંઇ મ્હારી સઘળી શુભવૃત્તિઓનો નાશ નથી થયો. મ્હેં મ્હારા જીવનમાં અનેક પાપકાર્યો કર્યાં છે; પરંતુ એ કાર્યો કરતાં પહેલાં પણ મ્હેં ખુદાનું નામ લીધું છે.

આજમદાદનાં આ આવેશભર્યાં વચનો સંભાળતાં ગુલબદનને તેના પર વિશ્વાસ બેઠો. તેણે કહ્યું:—" તમે જ્યારે મ્હને ચ્હાઓ છો, આ નિષ્ઠુર દુનિયામાં માત્ર તમેજ જ્યારે મ્હારા પર દયા કરી છે—બીજાઓનો ત્યાગ કર્યો છે, મ્હને આવા દુઃખના દિવસોમાં તમે મ્હને આશ્રય આપ્યો છે ત્યારે પછી હું તમારી સાથે નિમકહરામ થઇશ નહિ. તમારાં વચનો ઉપર હું સંપૂર્ણ વિશ્વાસ રાખું છું. તમારા કામમાં હું મ્હારા જીવનની પણ પરવાહ કર્યા સિવાય તમને સહાયતા કરીશ. હું પણ ખુદાના કસમ ખાઇને કહું છું કે, જેથી તમારૂં કાર્ય લોહી રેડાયા સિવાય સિદ્ધ થાય એવો હું યત્ન કરીશ; પરંતુ ક્યારથી મ્હારે આ કાર્ય કરવાનું છે ? "

આજમદાદખાનને ગુલબદનનાં આ વચનોથી પોતાના હાથમાં આકાશનો ચંદ્ર આવ્યો હોય એમ લાગ્યું. તેણે પ્રફુલ્લિત ચિત્તે કહ્યું:— " ત્યારે વિના કારણ વિલંબ કરવામાં શો સાર છે ? મ્હારા ગુલ ! તું કાલથીજ આ કાર્ય કર. હું બબ્બે દિવસને અંતરે છુપાવેષમાં તને મળીશ. વળી તું આ કાર્ય પાર ઉતારી એક દિવસે છુપી રીતે અહિં આવતી રહેજે. અહિં આવીને મ્હને સઘળી હકીકત જણાવજે. પછીથી જે કરવાનું હશે તે હું જાતે કરીશ; પરંતુ ઘણીજ સાવધાનતા રાખજે. જો ત્હારા ઉપર એ રાક્ષસીને યા તો પેલા

આંધળા ખોજાને સંદેહ આવશે તો ત્હારો જીવ જોખમમાં આવી પડશે. ત્હેં કદાપિ જુલિયાને ત્હારી નજરે જોઇ છે કે ?"

ગુલબદનઃ—ના—ના—પરંતુ મ્હેં તેનું નામ સાંભળ્યું છે.

આજમદાદઃ--એ કયા મકાનમાં રહે છે તે તું જાણેછે કે ?

ગુલબદનઃ—ના,

આજમદાદ;—ત્યારે હુંજ તને તેનું મકાન દેખાડીશ. રાત્રિ વીતી જવા આવી છે—ચાલ, આપણે હમણાંજ જઇએ. એક એકકો ભાડે લઇશું એટલે ઠીક થશે. કોઇ પણ આપણને જોઇ શકશે નહિ યા તો પકડી શકશે નહિ.

આમ કહીને તરતજ આજમદાદ ગુલબદનના મકાનમાંથી એકકો લઇ આવવાને બ્હાર નીકળ્યો. તેના સદ્‌ભાગ્યે આ સમયે એક એક્કાવાળો તેના તરફજ આવતો તેના જોવામાં આવ્યો. એક્કાવાળો એકકો લઇ પાસે આવ્યો એટલે તેણે તેને ઉભો રાખ્યો. એટલામાં સુંદરી ગુલબદન પણ કપડાં બદલી બ્હાર આવી. પછીથી બન્ને જણાં એકકામાં બેસી પોતાના કામે ચાલ્યાં ગયાં

---

# પ્રકરણ ૮ મું.

---

## અદ્‌ભુત ભેદ !
## શું સેલિમા જીવતી છે ?!

" આશક અને માશક બન્ને ઈશ્ક છે—ખુદ ઈશ્ક !
આસ્માં, ઝમીં, દરિયાવ કુલ ખુદ ઈશ્ક છે—ખુદ ઈશ્ક !

સાગર.

એક નિર્જન ઓરડામાં જુલિયા અને ઇસ્કાન્દાર બેઠાં હતાં. ઇસ્કાન્દાર ચુપકીદીથી જુલિયાની સ્હામે ઉભો રહયો હતો! જુલિયા પણ એક ખુરસીને અઢેલીને ઉભી રહી હતી.

બન્ને જણાં થોડા સમય સુધી શાન્ત રહ્યાં. કોઇએ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. ઓરડામાં ઉજ્વળ દીપક પ્રકાશી રહ્યો હતો. એ દીપકની શિખા મૃદુ વાયુથી કંપતી હતી. એ દીપકનો પ્રકાશ જુલિયાના મ્હોં પર પડતો હોવાથી જુલિયાનું મ્હોં વિશેષ પ્રકાશી રહ્યું હતું.

જુલિયાએ આસ્માની રંગનું ઓઢણું ઓઢયું હતું. તે સિવાય તેણે જરીથી ભરેલો એક કિંમતી પાયજામો પહેર્યો હતો. તેનો કેશ-કલાપ તેની પીઠ પર સ્વચ્છંદતાથી નૃત્ય કરી રહ્યો હતો.

જુલિયાએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—" ઇસ્કાન્દાર-ખાન! તમે શો નિશ્ચય કર્યો ? "

ઇસ્કાન્દારઃ—મ્હારો નિશ્ચય સાક્ષાત યમરાજ આવે—મ્હારો જીવ જાય તોપણ ફરનાર નથી—મૃત્યુથી હું ડરનાર નથી.

જુલિયાઃ—આવા દુરાગ્રહનું પરિણામ કેવું ભયંકર આવશે એ તમે જાણોછો કે ?

ઇસ્કાન્દારઃ—જાણુંછું; પરંતુ તેની મ્હને બિલકુલ ચિંતા નથી.

જુલિયાઃ—ઇસ્કાન્દાર ! આવો દુરાગ્રહ શા માટે કરો છો ? મૃત્યુનો પણ તમને ભય નથી એ અજાયબી જેવું છે !

ઇસ્કાન્દારઃ—એમાં અજાયબી જેવું શું છે ? હું અધમુઆના જેવીજ અવસ્થામાં છું. જો મૃત્યુ આવે તો હું તેને સ્નેહથી આલિંગન કરવાને ઇચ્છું છું.

જુલિયાઃ—પરંતુ ભૂખના દુઃખથી નિપજતું મૃત્યું કેવું ભયંકર હોય છે તે તમે જાણો છો કે ?

ઇસ્કાન્દારઃ—નહિ જાણુતો હોઉં તો હ્હારી કૃપાથી કદાચ જાણી શકીશ.

જુલિયાઃ—કેમ, મ્હેં તમારો એવો શો ગુન્હો કર્યો છે કે, તમે મ્હને તમારી દાસી બનાવવાને પણ નારાજ છો ?

ઇસ્કાન્દારઃ—તું નારી નહિ પણ પિશાચિની છે. આ પ્રાણ પર એક દેવીનો અધિકાર હતો—મ્હારો પ્રાણ હ્હારે લાયક નથી.

જુલિયાઃ—પરંતુ તમારી એ દેવી તો હવે આ દુનિયામાં નથી !

ઇસ્કાન્દારઃ—નથી તો પણ આ હૃદય તેનું છે, આ દેહ તેનો છે તેમજ આ મન પણ તેનું છે. હ્હારા જેવી કલંકિની નારીનો તેના પર બિલકુલ અધિકાર નથી.

જુલિયાઃ—સમજી, કે પુરૂષોમાં તમે તદ્દન નિષ્ઠુર છો–હૃદય–શૂન્ય છો.

ઇસ્કાન્દારઃ—હું પણ સમજું છું કે, નારીજાતિમાં તું તિરસ્કાર-પાત્ર તેમજ બેશરમ સ્ત્રી છે.

જુલિયાઃ—હું જ્યારે ઉપયાચિકા થઇને તમારા જેવા પાષાણુની પાસે પ્રેમભિક્ષા માગું છું ત્યારે હું નારીજાતિમાં નિર્લજ્જ છું; પરંતુ ઇસ્કાન્દાર ! ધૈર્યની પણ સીમા હોય છે. મ્હારી તમને મેળવવાની દૃઢ પ્રતિજ્ઞા છે. મ્હેં તમારે માટે શું નથી કર્યું ? પરંતુ તમે એવા કૃતઘ્ન છો કે જીવનદાનની પણ કૃતજ્ઞતા ભૂલી જાઓ છો. નિષ્ઠુર ! મ્હારા તરફ એક વખત જુઓ. હું તમારે માટે સર્વસ્વનો ત્યાગ કરવાને તૈયાર છું—વન જંગલમાં ભિખારિણી તરીકે રહેવાને તૈયાર છું.

ઇરકાન્દાર:—તું ભિખારિણી થાય યા તો રાજરાણી થાય તેથી મ્હારા જેવા એક ગરીબ માણસનું કાંઇ આવે જાય તેમ નથી ! મ્હારી તને માત્ર એટલીજ વિનંતિ છે કે, સ્ત્રી થઇને તું આવી કઠોર ન થા. મ્હારા પર કૃપા કર. જુલિયા ! મ્હને છોડી દે. ખુલ્લા પવનમાં મ્હારા પ્રાણને પ્રફુલ્લિત થવા દે ! પહેરેગીરોના હાથમાં હું ખૂની તરીકે કેદ પકડાઉં એ મ્હારે માટે સારૂં છે ! પરંતુ હવે હું ત્હારા આ નરકકુંડમાં રહી શકતો નથી. છોડી દે, જુલિયા ! હું તને હાથ જોડીને વિનંતિ કરૂંછું કે, તું મ્હને છોડી દે. હું જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી કૃતજ્ઞ હૃદયે ત્હારા કરેલા જીવનદાનના ઉપકારની વાત ભૂલીશ નહિ. ત્હારે ત્યાં રહીને મ્હેં જે દુઃખ ભોગવ્યું છે તે પણ હું ભૂલી જઇશ. હમ્મેશાં મિત્રરૂપે, સુહૃદરૂપે ત્હારૂં હિત થાય એવીજ હું ખુદાને પ્રાર્થના કરીશ.

જુલિયા ઇરકાન્દારનાં આ વચનો સાંભળી મનમાં ને મનમાં વિચારવા લાગી;—" આ દુરાગ્રહીને હું મેળવી શકું એ તદ્દન અસંભવિત છે ! શું પુરૂષોમાં આટલું બધું અભિમાન હોય છે કે, તેઓ પ્રેમભિખારિણી નારીની પ્રાર્થનાને લાત મારે છે ? જે સેલિમાને માટે એ આટલો બધો ઉન્મત્ત બની ગયો છે તેની વાત હું તેને કહું તો એ મ્હારા પર કૃપા કરશે કે ? જે ગંભીર રહસ્યજાળમાં જડીને તેને કેદ કરી રાખી છે એ રહસ્ય નાટકનો પડદો ઉંચો કરૂં તો પણ તે મ્હારૂં કહ્યું માનશે કે નહિ ? જ્યારે તે દૌલતના લોભથી ભૂલ્યો નહિ, આટલી કરૂણામય નમ્ર ભિક્ષાથી પણ તેનું પાષાણ હૃદય નમ્ર થયું નહિ ત્યારે મ્હને એમજ લાગે છે કે, અકબર રાજ્ય રહસ્યનો ગુપ્ત પડદો મ્હારે ઉંચકવોજ પડશે. "

જુલિયાએ ક્રોધી વાઘણના જેવી ગર્જના કરીને કહ્યું:—" ઇસ્કાન્દારખાન ?"

ઇસ્કાન્દાર:—શું કહે છે, જુલિયા ?

જુલિયા:—એજ કે, હજી પણ હું તમને પ્રાર્થના કરૂં છું, કરગરૂં છું કે, તમે મ્હારા થાઓ—સેલિમાને ભૂલી જાઓ.

ઇસ્કાન્દાર:—સેલિમાને ભૂલી જાઉં ? ના ના-આ શરીરમાં જીવ હશે ત્યાં સુધી તો તેમ બની શકનાર નથી.

જુલિયા:—હું મ્હારી પાસે જે કાંઇ છે તે બધું તમને અર્પણ કરૂં છું. આ લ્યો મ્હારી ત્રિજોરીની ચાવીઓ. મ્હારી ત્રિજોરીમાં પચાસ હજાર સોનામહોરો છે. તે ઉપરાંત દશ હજારની ઉપરની કિંમતનાં મ્હારાં ઘરેણાં હું તમને આપીશ. તેના બદલામાં તમારે મ્હને માત્ર તમારી એક દાસી તરીકે રાખવાની છે. તમે મ્હારી પ્રાર્થના કબૂલ કરો.

ઇસ્કાન્દાર:— જુલિયા! મ્હને ક્ષમા કર. હું આવો નીચ વ્યભિચારી થવાને ચ્હાતો નથી. વ્યભિચારને હું તિરસ્કારૂં છું.

જુલિયા:—ત્યારે તમે શું ચ્હાઓ છો ? ખુદાના કસમ ખાઇને કહો.

ઇસ્કાન્દાર:—એ તને કહેવાથી શું થનાર છે ? હું જે ચ્હાઉં છું તે તું મ્હને આપી શકે તેમ નથી—મ્હારા કમનશીબ કિસ્મતને તું પલટાવી શકે તેમ નથી.

જુલિયા:—કદાચ પલટાવી શકું તો ?

ઇસ્કાન્દાર:—ન બને, આ દુનિયામાં તો એમ નજ બને.

જુલિયા:—નહિ બને એવું હશે તે હું બનાવીશ. તમે સેલિમાને મેળવવાને ઇચ્છો છો ?

આ પ્રશ્નથી ઇસ્કાન્દાર, એકાએક પોતાના માર્ગમાં સર્પ જોઇને મનુષ્ય જેવી રીતે ચમકી ઉઠે તેવી રીતે ચમકી ઉઠયો. તેની નસે નસમાં પ્રબળ વેગથી લોહી વહેવા લાગ્યું. તેનું મ્હોં તેમજ નેત્રો લાલચોળ થઇ ગયાં. તેણે મનમાં ને મનમાં વિચાર્યું:–" આ પિશાચિની કોણ છે? સેલિમા! કોણ સેલિમા છે? મ્હારી જીવનાનંદદાયિની સેલિમા છે? ના ના. અસંભવ! અસંભવ! આ રાક્ષસી મ્હને વિના કારણ લોભાવે છે. મ્હારી આશા ચિરકાળને માટે નાશ પામી છે—મ્હારૂં સુખસ્વપ્ન હમ્મેશાંને માટે ઉડી ગયું છે. ત્યારે પછી હવે શા માટે? જે બની શકે તેમ નથી—બનનાર નથી—આખી પૃથિવીનું ઐશ્વર્ય આપતાં જેને પુનઃ મેળવી શકું તેમ નથી તેની ગાંડાની માફક શા માટે આશા રાખવી? ના ના—આ રાક્ષસી મ્હારા ચિત્તની પરીક્ષા કરે છે કે શું?"

ઇસ્કાન્દારખાન હવે ઉભો રહી શકયો નહિ. તે નીચે બેસી ગયો. એક નજરે, ઉદાસભાવથી, અશ્રુપૂર્ણ નેત્રે જુલિયા તરફ જોઇ રહીને તેણે કહ્યું:–"જુલિયા! હવે મ્હને લોભાવીશ નહિ. તને ખુદાના કસમ દઇને કહું છું કે, તું મ્હને બળેલાને વધારે બાળીશ નહિ."

જુલિયાએ ગંભીરતાથી કહ્યું:"—હું પણ ખુદાના કસમ ખાઇને કહું છું કે, હું તમારી મશ્કરી કરતી નથી. હું પ્રથમ તમને સેલિમાને બતાવીશ નહિ; પરંતુ એ જીવતી છે તેની તમને ખાત્રી આપીશ. હું ખરૂંજ કહું છું કે સેલિમા હજી જીવતી છે. તે મ્હારા તાબામાં છે. મ્હેં તેને જે ઠેકાણે રાખી છે તે ઠેકાણે મનુષ્ય તો શું પરંતુ સાક્ષાત યમરાજ પણ જઇ શકે તેમ નથી. હું તમારા હાથનો લખેલો પત્ર તેનાપર મોકલી તેનો ઉત્તર મંગાવી આપીશ. કેમ, પછી તો તમારી ખાત્રી થશે ને?! કહો જોઇએ કે, સેલિમાના મૃતદેહને કોણે ગુલા-

બનાં પુષ્પોથી સુવાસિત કર્યો હતો ? કહો જોઇએ કે, કોણ તેની કબર ખોદીને એટલી બધી મહેનત કરીને તેના મૃતદેહ પર ગુલાબનાં પુષ્પો નાંખી ગયું હતું? એ સઘળું કરનાર હુંજ હતી ! હું એકલી નહિ; પરંતુ મ્હારી સાથે મ્હારા વિશ્વાસુ હકીમ અને ખોજો હતા. એ ગુલાબનાં પુષ્પોમાં ઔષધનું મિશ્રણ કર્યું હતું. હકીમે સેલિમાનો દેહ જોઇને કહ્યું હતું કે, 'તેને એવી રીતેજ ઔષધ આપવું. એ મરી ગઇ નથી. તે ભયથી મૃતવત્ બની ગઇ છે; પરંતુ આજે તેનો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. આપણે સર્વ પ્રકારે તૈયાર થઇને આવ્યા નથી. આ ગુલાબનાં પુષ્પોમાં મેળવેલા ક્રિમિયાની સહાયતાથી તે હજી ચોવિસ કલાક સુધી જીવતી રહેશે. આટલા સમયમાં આપણે તેનો ઉદ્ધાર પણ કરી શકીશું.' પછીથી મ્હેં બીજે દિવસે મ્હારી સાથે કેટલાક વિશ્વાસુ લોકોને લઇ જઇ સેલિમાને કબરમાંથી બચાવી છે. અને મ્હારી સંભાળમાં રાખી છે, આ વાત સાચી છે કે કેમ તેની ખાત્રી કરવી હોય તો તમે મ્હને હમણાં એક પત્ર લખી આપો. ”

---

## પ્રકરણ ૯ મું.

---

### વિનાશનું મૂળ.

એક ભિખારિણી મલિન વસ્ત્રો પહેરી, રાજમાર્ગ ઉપર બેસીને ગાન ગાતી હતી. પ્રભાતકાળ થયો હતો, રસ્તા પર ઘણા થોડા લોકો જતા આવતા જણાતા હતા. તેથીજ આ ભિખારિણીની આસપાસ વિશેષ લોક એકઠા થયા નહોતા.

જે લોકો ભિખારિણીના મિઠા અવાજથી આકર્ષાઇને તેની પાસે આવતા એ સઘળા દરિદ્ર વર્ગના લોકો હતા. તેઓ ભિખારિણીનું ગાન સાંભળી ગયા. ભિક્ષા યા તો પૈસો આપી ગયા નહિ. આથી ભિખારિણી ઉઠીને ઉભી થઇ.

આ ભિખારિણી રસ્તા વચ્ચે ઉભી રહીને ગાન ગાતી હતી. તે કોઇની પાસે કાંઇ માગતી નહોતી. માગ્યા સિવાય આપે એવા દાતા આ જગતમાં ઘણા થોડા હોય છે. લોકો જ્યારે માગીને પણ કાંઇ મેળવી શકતા નથી તો પછી માગ્યા વિના તો કેવીજ રીતે મેળવી શકે ?

ભિખારિણીએ પોતાના મ્હોં પર બુરખો નાખ્યો હતો. મ્હોંનો અડધો ભાગ કોઇ જોઇ શકતું નહિ. આમ છતાં તેના હાથ પગનો રંગ જોઇને અનેક એમ સમજ્યા કે, એ છેક ગરીબ ઘરની છોકરી તો નથી. એક સમયે તેની સ્થિતિ સારી હોવી જોઇએ—હમણાં ખરાબ સ્થિતિ આવી ચઢ્યાથી તે ભિક્ષા માગીને જીવન નિર્વાહ કરતી હશે.

પથિકોમાં જેઓ રસિક હતા તેમણે વિચાર્યું:—“ભિખારિણીનો કંઠસ્વર ઘણો મધુર છે, તથા જો એ કોઇ પ્રેમનું ગાયન ગાય તો તો સૌનાં કાળજાંને વીંધીજ નાખે.”

ભિખારિણીએ રસ્તાની બીજી બાજુ તરફથી રસ્તાની સ્હામી બાજુએ આવેલા એક ન્હાના મકાનની તરફ થોડા સમય સુધી જોઇ રહી કાંઇ વિચાર કર્યો. તેણે જોયું કે, હજી પણ એ મકાનની બારીઓ ઉઘડી નહોતી. તેણે વિચાર્યું કે હજી એ મકાનમાંનું કોઇપણ માણસ જાગ્યું નહિ હોય.

થોડા સમય પછીથી કોઇએ એ મકાનના બીજા માળની એક બારી ઉઘાડી. આ ભિખારિણી યા તો દીવાનીએ વિસ્મય પામીને

જોયું કે, જેણે બારી ઉઘાડી તે એક પરમ લાવણ્યમયી સુંદરી હતી !

તરતજ ભિખારિણીએ ઉચ્ચ કંઠે નીચેનું ગાન ગાવા માંડયું:—

" ખુદા મેરે બડા મહેરબાન
અરે બડા મહેરબાન.
દિનકો દિયા રોશની બહુ
જમીન ઓર આસમાન !
દરિયા ચલે ધીરે ધીરે,
ઉડતી હવા ફિરે ફિરે
ખુદા મેરે બડા મહેરબાન.
કયસા બનાયા યહ
જમીન ઓર આસમાન.
બંદા બાંદી અમીર ફકીર,
કાજી હાજી રાજા વજીર
સબહી આજ શરણ માગો ભાઇ
ખુદા મેરે બડા મહેરબાન."

આ ગાને તરતજ બારીમાં ઉભી રહેલી લાવણ્યમયી લલનાના મનને આકર્ષ્યું. તેણે બારીનો એક ભાગ બંધ કરીને તેની ફાટમાંથી જોયું કે, એક દીવાની રાજમાર્ગ ઉપર ઉભી રહી ગાન ગાતી હતી.

આ ગાનનો મધુર સુર તેના કાનનો ઘણો મિષ્ટ લાગ્યો. આવા ઉજ્વળ પ્રભાતમાં આ ભિખારિણીના લય તેમજ તાનવાળા ગાને એ લલનાના મનને મોહિત કર્યું. તેણે તરતજ બારી પાસેથી ખસી જઇ બૂમ મારી:—" અમિના ! "

અલ્પકાળમાં પેલી પૂર્વ પરિચિતા કાળા રંગના શરીરવાળી બાંદી એ સ્થાને આવી હાજર થઇ. આ બારી પાસે ઉભી રહેલી

રમણી બીજી કોઇ નહિ; પરંતુ જુલિયાસુંદરી હતી ! આવા મધુર પ્રભાતમાં ભિખારિણીના મધુર ગાયને જુલિયાના જવાળામય જીવમાં જાણે કે અમૃતધારા વર્ષાવી. એ સુરે તેના બળીને ખાક થઇ જતા જીવની ચારે બાજુએ ફરીને જાણે કે એક પ્રકારની અપૂર્વ તૃપ્તિ અને વિમળ આનંદનો વિકાસ કર્યો.

અમીના પોતાની પાસે આવીને પોતાની આજ્ઞા સાંભળવા ઉભી રહી હતી તેનું જુલિયાને જ્ઞાન નહોતું. તે જાણે કે ભિખારિણીનું—દીવાનીનું આ મધુર સંગીત સાંભળીને આત્મજ્ઞાન ભૂલી ગઇ હતી. આમ બનવું સંભવિત હતું. જેના જીવનમાં સુખ નથી, જેનું હૃદય વિલાસના મોહથી ઉન્મત્ત બની ગયું છે, જે હમ્મેશાં લાલસામય પ્રેમનાં ગાન ગાય છે તે કદાપિ વિધાતાને બોલાવવાનો અવસર મેળવી શકતું નથી. જુલિયાના કાનમાં આવું ભક્તિરસાત્મક સંગીત પ્રવેશ કરે તો તેનો પાષાણ પ્રાણ મોહિત થાય એમાં શી નવાઇ ?

અમિનાએ જોયું કે તેની બીબી કોઇ મ્હોટી ચિંતામાં પડી ગઇ હતી ! તેથી તેણે પોતાના તરફ તેનું લક્ષ્ય ખેંચવાના હેતુથી કહ્યું:–" મા ! મ્હને કેમ બોલાવી છે ? "

આ પ્રશ્નથી જુલિયા ચમકી ઉઠી. તેણે વ્યાકુળતાથી કહ્યું:–" " હા હા અમિના ! મ્હેંજ તને બોલાવી છે. તું એક કામ કરી શકીશ કે ? "

અમીનાએ કહ્યું:—"જયારે તમારૂં નિમક ખાઉં છું ત્યારે પછી તમે જે ફરમાવશો તે હું કરીશજ."

જુલિયાએ કહ્યું:—" નીચે રસ્તા પર જે ગરીબ દીવાની મધુર સુરથી ગાન ગાય છે તેને એક વખત અહિં બોલાવી લાવ તેને

કહેજે કે બીબી સાહેબા ત્હારાં ગાન સાંભળવાની ઇચ્છા રાખે છે. તેઓ તને રાજી કરશે."

તરતજ અમિના નીચે ચાલી ગઇ ! જુલિયાએ સ્વગત કહ્યું:—"ખુદા ખુદા! મ્હેં કદાપિ તમને અંતઃકરણપૂર્વક યાદ કર્યા નથી—બોલાવ્યા નથી. તમે શી વસ્તુ છો તે વિચારવાનો પણ મ્હને સમય મળ્યો નથી. હું ઘણા ગાયનો શિખી છું; પરંતુ તમારો મહિમા દર્શાવે એવું એક પણ ગાયન શિખવાની મ્હને પ્રવૃત્તિ થઇ નથી. ખુદા! આજે એકાએક આ શું કર્યું? આજે કઠોર પત્થર ચુર્ણ થઇને આ જલધારા શા માટે વહી? વિલાસ વન્હિમાં બળી જતા નિરાશામય પ્રાણમાં આટલી બધી શાન્તિ શા માટે આવી? મિહરબાન ખુદા! આવો શાન્તિમય ભાવ મ્હારા અંતરમાં નિરંતર કાયમ રહે એમજ હું ઇચ્છું છું. તમારૂં નામ સાંભળતાં જ્યારે આટલો બધો આનંદ થાય છે, આટલી બધી શાન્તિ તેમજ તૃપ્તિ થાય છે ત્યારે રાત્રિ દિવસ તમારૂં ધ્યાન ધરીને બેસી રહેવાથી જીવમાં કેટલી બધી શાન્તિ આવતી હશે?"

જુલિયા સ્વગત આવા વિચારો કરતી હતી એટલામાં અમિના પેલી દરિદ્ર દીવાની-ભિખારીણીને સાથે લઇને ત્યાં આવી, તથા તેણે કહ્યું:-"મા! મહા કષ્ટે આપની આજ્ઞા પાળી શકી છું. આ ભિખારિણી કોઇના પણ મકાનમાં જતી નથી."

જુલિયાએ મનમાં ને મનમાં કહ્યું:-"મ્હારા જેવી હતભાગિનીનો સૌ તિરસ્કાર કરતું હોય એમ લાગે છે. જે ભિખારિણી રસ્તે ગાન ગાઇને ભિક્ષા માગતી ફરે છે તે પણ મ્હારી પાસે આવતાં સંકોચાય છે!"

જુલિયાએ એ ભિખારિણીને પ્રેમપૂર્વક આસન ઉપર બેસાડી. પછીથી તેણે મધુર સ્વરે પૂછ્યું:-"બ્હેન! તું કોણ છે?"

ભિખારિણીએ ઉત્તર આપ્યોઃ-" મા ! હું એક દરિદ્ર દીવાનીની છું."

"તું રસ્તે ભિખ માગીને ફર્યા કરે છે ?"

"ના, રોજ ભિખ માગવા નીકળતી નથી. જ્યારે ના છુટકો હોય ત્યારેજ ભિખ માગવા નીકળું છું !"

" ત્હારૂં નામ શું છે ?"

" મ્હારૂં નામ જેરિના છે."

" જેરિના ! વાહ, ઘણું સારૂં નામ છે ! કયાંની રહીસ છું ?"

" મ્હારી જન્મભૂમિ ઘણે દૂર છે. કાસગર પ્રદેશનું નામ તમે સાંભળ્યું છે કે ?"

" હા, સાંભળ્યું છે-તુ કાસગરથી અહિં કેવી રીતે આવી શકી?"

" હું, મ્હારી મા તથા મ્હારા બાપ' ભાગ્ય પરીક્ષા અજમાવવાને માટે આ હિંદુસ્તાનમાં આવતાં હતાં. હિંદુસ્તાનમાંના એક જંગલમાં લુંટારાઓએ અમારા પર હુમલો કર્યો. મ્હારા પિતાની પાસે થોડું દ્રવ્ય હતું; પરંતુ સહેલાઇથી મ્હારા પિતાએ એ દ્રવ્ય લૂંટારાઓને આપ્યું નહિ; તેથી લૂંટારાઓએ તેમનું ખૂન કર્યું. પછીથી તેમણે મ્હારી માતાનું પણ ખૂન કરીને તેમના શરીર પરના અલંકારો કાઢી લીધા. હું કાસગર પ્રદેશમાં એક ઉચ્ચ કુળમાં જન્મ પામી છું; પરંતુ આપના દેશના લૂંટારાઓના જુલ્મથીજ આજે મ્હારી આવી દુર્દશા થઇ છે,"

" હમણાં તું ક્યાં રહે છે ?"

" રહેવાનું એક પણ ચોક્કસ ઠેકાણું નથી-કોઇ વખતે વૃક્ષ નીચે, કોઇ વખતે મયદાનમાં તો કોઇ વખતે સરાઇખાનામાં પડી રહું છું."

" આ શહેરમાં કેટલા દિવસથી આવી છે ?"

" ઘણા થોડા દિવસથી."

" તે પહેલાં તું ક્યાં હતી ?"

" અનેક ઠેકાણે ! દીલ્લીમાં હું ઘણા દિવસ સુધી રહી હતી—અજમેરમાં પણ રહી હતી !"

" એ બન્ને શહેરો મ્હોટા હતાં છતાં તું અહિં કેમ આવી ?

" મ્હોટાં શહેર હતાં ખરાં; પરંતુ ત્યાં ગરીબના પર વિશેષ જુલ્મ ગુજરે છે."

" અહિં પણ એવો જુલ્મ ગુજરવાનો સંભવ છે."

" એવો જુલ્મ ન ગુજરે એના યત્નમાંજ હું ભટક્યા કરૂં છું."

" ત્હારા મનની શી ઇચ્છા છે ?"

" જો કોઇ સારા સંસારમાં આશ્રય મળે તો હું બાંદીનું કામ કરી શકું તેમ છું. હવે આ ભિક્ષાવૃત્તિ સારી લાગતી નથી; તો પણ પુરૂષો પ્રત્યે મ્હને ઘણો તિરસ્કાર છે ! હું એમજ સમજું છું કે, નિરાધાર નારીઓ પર નિષ્ઠુર પુરૂષો ઘણો જુલ્મ ગુજારે છે; તેથી મ્હેં એવી પ્રતિજ્ઞા કરી કે, જે મકાનમાં એક પણ પુરૂષ વાસ કરતો હશે એ ઠેકાણે હું રહીશ નહિ."

" સારી વાત છે ! તું મ્હારી પાસેજ રહે—ત્હારા ગાનથી મ્હારૂં મન ત્હારે માટે ઘણું આકર્ષાયું છે. હું તને મહિને પગાર આપીશ. મ્હારે ત્યાં એક પણ પુરૂષનો ઉત્પાત નથી."

" મ્હારે પગાર જોઇતો નથી. મ્હને માત્ર મ્હારા પેટ પૂરતું અન્ન મળશે એટલે બસ છે—એટલાથીજ મ્હને સંતોષ છે."

" ત્હારો વિવાહ થયો છે કે ?"

"ના—મ્હેં વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી છે."

"કારણ?"

"એ વાત ઘણી લાંબી છે. મ્હારા જેવી ગરીબ સ્ત્રી વિવાહ ક્યાંથી કરી શકે? ખુદાએ બળ્યું રૂપ આપ્યું છે તેથી અનેકે મ્હારા વિવાહની વાત કાઢી હતી; પરંતુ ભિખારિણીને—દીવાનીને વિવાહ શા માટે કરવો જોઇએ? મ્હારી એવી ચોક્કસ ખાત્રી છે કે, પ્રત્યેક પુરૂષ ભોગી ભ્રમરના જેવો હોય છે. તે શઠ—પ્રતારક—નિષ્ઠુર તેમજ હૃદયશૂન્ય હોય છે."

"ત્હારૂં કહેવું ખરૂં છે. ત્હારી ઉંમર ન્હાની હોવા છતાં ત્હારૂં જ્ઞાન ઘણું વિશાળ છે. ત્હારા સહવાસથી મ્હને ઘણો આનંદ થશે. જો, આ જગતમાં જેને હું મ્હારૂં પોતાનું કહી શકું એવું એક પણ માણસ નથી. રાત્રિ દિવસ હું એકલીજ બેસી રહું છું. વિવિધ પ્રકારના વિચારો કર્યા કરૂં છું. મ્હારા જીવમાં એક પ્રકારનો પ્રચંડ અગ્નિ સળગી રહ્યો છે. તું મ્હારી પાસે રહે. કહે કે ક્યારથી અહિં આવીને રહીશ?"

"મ્હારે આવવા જવાનું શું છે? પરંતુ તમે એક પ્રતિજ્ઞા નહિ કરો ત્યાં સુધી હું અત્રે રહી શકીશ નહિ."

"કહે, કે શી પ્રતિજ્ઞા કરૂં?"

"હું કદાપિ મદિરાને સ્પર્શ કરીશ નહિ—પરપુરૂષની હાજરીમાં હાજર થઇ શકીશ નહિ. આ સંબંધી મ્હને કદિ કાંઇ કહેશો નહિ. મ્હારા કહ્યા પ્રમાણે વર્ત્તશો તો હું તમારી બાંદી થઇને રહીશ."

"તું એ માટે બિલકુલ ભય રાખીશ નહિ. હું ત્હારી ઇચ્છાનુસાર વર્ત્તવાની પ્રતિજ્ઞા કરૂં છું. મ્હારા આ મકાનમાં કોઇ પુરૂષ નથી."

" કોઇ પુરૂષ નથી ! કેવું આશ્ચર્ય ! તમે તો અતુલનીય સુંદરી છો ! "

" મ્હારો ખસમ અહિં છે ! પરંતુ તે ભયંકર ઉન્માદ વશ બની ગયો છે ! તેથી મ્હેં તેને એક ઓરડામાં કેદ કરી રાખ્યો છે. અહિં રહ્યા પછી ધીમે ધીમે તું સઘળી હકીકત જાણી શકીશ. હવે તું જે ગાન ગાતી હતી તે ફરીથી એક વખત ગા. એ ગાન સાંભળવાના હેતુથીજ પ્રથમ મ્હેં તને બોલાવી હતી. "

એ ભિખારિણીએ પોતાના કમનીય કંઠથી બે વખત એ ગાન ગાયું. જુલિયાએ એ ગાન સ્થિરતાથી સાંભળ્યું.

આ સમયે પેલો એક આંખે આંધળો ખોજો જબરદસ્તખાન ત્યાં આવી પહોંચ્યો. તેણે આશ્ચર્ય પામીને જોયું કે, એક મલિનવેષધારિણી ભિખારિણી ગાન ગાય છે અને તેની શેઠાણી જુલિયાસુંદરી એકચિતે એ ગાન સાંભળે છે.

ગાને જાણે કે, એ નિષ્ઠુર ખોજાના પ્રાણને પણ સ્પર્શ કર્યો. જ્યાં સુધી ગાન ગવાયું ત્યાં સુધી તેણે ચુપકીદીથી ત્યાં ઉભા રહી સાંભળ્યા કર્યું.

સંગીત પૂર્ણ થતાં જબરદસ્તખાને કહ્યું:—" બીબીસાહેબા ! આ ભિખારિણી કોણ છે ? તેને કયાંથી બોલાવી છે ? "

જુલિયાએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—" આ એક રસ્તે રખડતી ભિખારિણી છે. એ રસ્તા પર બેસીને ગાન ગાતી હતી. તેનું ગાન સાંભળતાં જીવ ઘણો શાન્ત થયાથી મ્હેં તેને અહિં બોલાવી છે. "

જબરદસ્તખાન કાંઇ પણ બોલ્યા સિવાય, ભિખારિણીના મ્હોં તરફ એક તીવ્ર દૃષ્ટિ ફેંકીને ચાલ્યો જતો હતો; એટલામાં જુલિયાએ

કહ્યું:—"જબરદસ્ત! આજથી હું આ ભિખારિણીને—દીવાનીને મ્હારી સહચરી—સંગિની બનાવું છું. એને બિચારીને રહેવાનું એક પણ આશ્રયસ્થાન નથી આ જગતમાં તેનું કોઇ નથી—મ્હારૂં પણ એમજ છે. તું એના ખાનપાનનો બંદોબસ્ત કર. હું એક બાંદી ખોળતી હતી તેથી જાણે કે ખુદાએજ એને મ્હારી પાસે મોકલી છે!"

જબ્બદસ્તખાને સહજ ચિંતાતુર બનીને પૂછ્યું:—"એ આપણા પ્રત્યે વફાદાર રહેશે એની ખાત્રી શી?

આ પ્રશ્ન સાંભળી ભિખારિણી આસન પરથી ઉઠી ઉભી થઇ. તેનું અડધું મ્હોં બુરખામાં ઢંકાયલું હતું. તેણે સહજ વિરક્ત થઇ જબ્બને કહ્યું:—"આ દુનિયામાં કોઇ ઠેકાણે વિશ્વાસજ નથી એમ મ્હને લાગે છે. વિશેષતઃ ગરીબનો સૌ કોઇ અવિશ્વાસ કરે છે. મા! મ્હને રજા આપો. હું વિદાય થવા ચ્હાઉં છું"

ભિખારિણીનાં આવચનો સાંભળી જુલિયા મનમાં ને મનમાં ઘણી દુઃખિત થઇ. તેણે કહ્યું:—"સઘળા વિષયોનું વિચારક મન છે એના પર જ્યારે મ્હારૂં મન બેઠું છે,—એના પર વિશ્વાસ રાખવાની જ્યારે મ્હને પ્રવૃત્તિ થઇ છે ત્યારે હું તેને રાખીશજ. તું એમાં કશી અડચણ કરીશ નહિ. એ એક ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલો નિરાધાર અબળા છે. એ આપણું શું અનિષ્ટ કરી શકશે? જગતના મ્હોટા મ્હોટા શયતાનો પણ જ્યારે આપણને કાંઇ કરી શકતા નથી ત્યારે પછી એક સામાન્ય અબળા આપણું શું અહિત કરી શકશે?"

જુલિયાનાં આ વચનો સાંભળી જબરદસ્ત શાન્ત રહ્યો! તે કદાપિ જુલિયાની ઇચ્છા વિરૂદ્ધ વર્તતો નહિ. વિશેષતઃ એ ભિખારિણીનું સુંદર ગાન સાંભળી તેનું મન પણ થોડું ઘણું નમ્ર બની ગયું હતું. તેથીજ તે શાન્ત રહ્યો.

ભિખારિણીને જુલિયાને ત્યાં આશ્રય મળ્યો. કર્મફળનું નવીન બીજ રોપાયું જુલિયાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત થવાનો સંકેત થયો. વિધાતાની ઇચ્છાથી ક્યાં ક્યારે કેવી રીતે શું બને છે તે ક્ષુદ્રબુદ્ધિ મનુષ્ય કેવી રીતે સમજી શકે ?

અમે હવે એ ભિખારિણીને તેણે જુલિયા પાસે જે નામ કહ્યું છે તે નામથી સંબોધીશું.

સુબુદ્ધિમાન પાઠક ! આપ આ કાસગરપ્રદેશની ભિખારિણીને ઓળખી શકયા છો કે ? એ આપણી ઓળખાણમાં આવેલી, આજમદાદની આંગળીઓ પર નાચતી ગુલબદન ઘણી બુદ્ધિમતી હતી. કેવી ચતુરાઇથી તેણે જુલિયાના હૃદય પર અધિકાર મેળવ્યો એ આપણે જોયું હવે એ કેવી રીતે નવીન કર્મસૂત્રની સૃષ્ટિ કરે છે તે આપણે જોઇએ.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પિશાચોની મહત્વાકાંક્ષા.

જુલિયા અંતરના આવેગથી એક ગુપ્ત વાત બોલી ગઇ હતી. એ વાત કદાચ પાઠકોના જાણવામાંજ હશે. તેણે કહ્યું હતુ કેઃ–"મ્હારો ખસમ છે. તે ભયંકર ગાંડો બની ગયો છે. તેને મ્હેં એક ઓરડામાં કેદ પૂરી રાખ્યો છે—તેના સિવાય આ મકાનમાં બીજો એક પણ પુરૂષ નથી."

જુલિયાના જેવી બુદ્ધિમતીએ આવી ભયંકર ભૂલ કેમ કરી તે તો એજ કહી શકે. આ વાત કહીને પછી તે મનમાં ને મનમાં ઘણી પસ્તાઇ; પરંતુ તરતજ સ્વભાવસિદ્ધ ચતુરાઇને લીધે પોતાના

અંતરનો ભાવ છુપાવીને તેણે બીજી વાત ઉપાડી. તેણે મનમાં ને મનમાં વિચાર્યું:–" આ નિરાધાર અનાથ નારીને સદય વ્યવહારથી હું મ્હારી પોતાની કરી લઇશ." જુલિયાના જીવમાં નિરાશાનો ભયાનક અગ્નિ ધક ધક સળગી રહ્યો હતો. ભૂત સ્મૃતિ તેને ઘણું દુઃખ દેતી હતી. નદીમાં જ્યારે બન્ને બાજુએ પૂર આવે છે ત્યારે જો કદાચ તેની પ્રચંડ ગતિને શાન્ત કરવી હોય છે તો તેના બન્ને કિનારા તરફ ન્હાનાં ન્હાનાં નાળાંઓ કરી તે માર્ગે જળને જવા દેવું પડે છે. જુલિયાનો જીવ ભૂતકાળના બનાવોથી ઘણોજ ચિંતામગ્ન રહેતો હતો. હમણાંની તેની ચિંતા વળી વિશેષ દુઃખદાયિની હતી. તે ઇસ્કાન્દારખાનને ચ્હાતી હતી–ઇસ્કાન્દારખાન તેનો તિરસ્કાર કરતો હતો.

જુલિયાએ ઇસ્કાન્દારખાનને માટે શું નથી કર્યું ? જો તે અત્યારસુધી કેદખાનામાં હોત તો ત્યાંના દુઃખથી, યા તો પહેરેગીરોના સખ્ત જુલ્મથી કદાચ તેનો જીવ ગયો હોત; પરંતુ જુલિયાએ પોતાના જીવનની ચિંતા રાખ્યા સિવાય તેનો જીવ બચાવ્યો તે ઉપરાંત તે પોતાનું યથાસર્વસ્વ તેને સમર્પણ કરી દેવાને તૈયાર થઇ. જુલિયાએ ઘણા કાળથી અભિમાનમાંજ પોતાનું જીવન પસાર કર્યું હતું. મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોની પ્રેમ પ્રાર્થનાઓનો તેણે તિરસ્કાર કર્યો હતો. તેને માટે સર્વસ્વ સમર્પણ કરનારની પણ તેણે પરવાહ કરી નહોતી. હજી પણ અનેક અમીર ઉમરાવો તેની ઉપાસના કર્યા કરતા હતા. તોપણ એ તેમના પર બિલકુલ પ્રસન્ન થતી નહિ. તેના ઇસ્કાન્દારખાન પ્રત્યેના આવા દઢ પ્રેમનો આવો તિરસ્કાર ! આવો વિચિત્ર બદલો !

જેરિના ઉર્ફે ગુલબદનને તેના કપટતામય સરળ વ્યવહારથી

જલદીથીજ જુલિયાના હૃદય પર અધિકાર મેળવ્યો. રમણી રમણીના અંતરનો ભાવ જેટલો જલદી તેમજ સહેલાઇથી સમજી શકે છે તેટલો બીજાથી સમજી શકાતો નથી. વિશેષમાં આ જેરિના નામ-ધારિણી ગુલબદને અત્યાર પહેલાંજ આજમદાદખાન પાસેથી જુલિયા અને ઇસ્કાન્દાર સંબંધીની સઘળી હકીકત સાંભળી હતી. આથી તે જુલિયાનો જીવ શું ચ્હાય છે, શાને માટે તે શું કરે છે એ તે ઘણી સહેલાઇથી સમજી શકી હતી.

જુલિયાએ ઇસ્કાન્દારને કયે ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યો છે એ વાત ગુલબદન અને આજમદાદ—બન્ને જાણતાં હતાં. આજમદાદને બે વસ્તુઓ જોઇતી હતી. પ્રથમ તો જુલિયાએ તેને દીધેલા અપાર દુઃખનો બદલો—વેરની વસુલાત અને બીજી તેની પાસેની અપાર દોલત તેને જોઇતી હતી. હજી પણ તે જુલિયાનું ખૂન કરીને તેનું સર્વસ્વ ચોરી લાવવાને તૈયાર હતો. પરંતુ એ પહેલાં જો તે ઇસ્કા-ન્દારખાનનો ચોક્કસ પત્તો મેળવી શકે તો, અને એ ખબર થાણામાં પહોંચાડી શકે તો એક કાંકરે અનેક પક્ષીઓ મારી શકાય તેમ હતું. સેલિમાના ખૂનીને પકડી લાવનારને યા તો તેનો પત્તો આપનારને મ્હોટું ઇનામ આપવાનું, જાહિરનામું અકબરશાહે કાઢયું હતું. હજી સુધી મુખ્ય કોટવાલ જહાન્દારખાન અને મહારાજ બિરબલ ખૂની-નો પત્તો મેળવવાના પ્રયત્નો કર્યા કરતા હતા. બાદશાહે એમ જોયું કે, આટલો બધો યત્ન થયા છતાં, આટલું મ્હોટું ઇનામ આપવાનું જાહિર કર્યા છતાં જ્યારે ખુની પકડાતો નથી ત્યારે તેમની એવી ખાત્રી થઇ કે, આ ખૂની મામલામાં ગંભીર રહસ્ય સમાયેલું હોવું જોઇએ. આવી ખાત્રી થયા પછી તેમણે પ્રથમ જે કઠોર આજ્ઞા કરી હતી તે નમ્ર કરી. જ્યારે અકબરશાહે જોયું કે, મહારાજ બિરબલના

જેવો બુદ્ધિશાળી માણુસ, તેમજ જહાન્દારખાનના જેવો જબરદસ્ત કોટવાલ—બન્ને મળીને હજી કાંઇ કરી શકતા નથી ત્યારે તેઓ સમજ્યા કે, આ રહસ્યનો ભેદ ઉકેલવાને માટે વધારે સમયની જરૂર છે. આથી તેમણે એક દિવસે મહારાજ બિરબલને પોતાની પાસે બોલાવીને એમ કહી દીધું કેઃ—" ખૂનીને પકડવાના આટલા બધા યત્નો કર્યા છતાં તમે તેને પકડી શકતા નથી ત્યારે મ્હને એમ લાગે છે કે, ઉતાવળ કરવાથી બધી બાજી બગડશે; પરંતુ આ ઉપરથી તમે એમ ન સમજશો કે, આ પ્રકારને હું આટલેથીજ અટકાવી દેવાને ઇચ્છુંછું. જે ગુન્હેગાર મ્હારા તીક્ષ્ણદૃષ્ટિવાળા, સુચતુર રાજ્યાધિકારીઓને આવી રીતે છેતરે છે—તેમને આટલી બધી મહેનત કરાવે છે એ ગુન્હેગાર તો મ્હારી પાસે ખડો થવોજ જોઇએ. તમે આ બાબતની શોધ ચાલુ રાખજો. "

આથી હજી પણ આ બાબતની તપાસ ધીમે ધીમે ચાલતી હતી. જહાન્દારખાન પણ નિશ્ચિંત થઇ શક્યો નહોતો. તેના હાથ નીચેની છુપી પોલિસ અત્યાર પહેલાં બે ચાર નિરપરાધી માણુસોને ગુન્હેગાર સમજીને પકડી લાવી હતી; પરંતુ તપાસમાં તેઓ ગુન્હેગાર નહિ ઠર્યાથી તેમને છોડી દેવામા આવ્યા હતા.

આજમદાદ અઠંગ ઉઠાઉગીર તેમજ બદમાશ હતો. તેને આગ્રા શહેરમાં રહેતા કેટલાક બદમાશો તરફથી એવા સમાચાર મળ્યા કેઃ—" હજી પણ સેલિમાનું ખૂન કરનાર ખૂનીને શોધી કાઢવાને છુપી પોલિસ ફર્યા કરે છે. આથી તેણે પણ શહેરના કોટવાલ જહાન્દારખાન કરતાં વિશેષ બહાદુરી બતાવવાનો નિશ્ચય કરી, ગુલબદનને ભિખારિણી બનાવી, ચતુરાઇથી તેને જુલિયાના આશ્રયમાં રાખીઃ

હવે બાકી રહી માત્ર ઇસ્કાન્દારખાનની તપાસ. ઇસ્કાન્દારને ક્યાં છુપાવી રાખેલો છે એ તેના જાણવામાં આવે એટલે તે પોતાનો નિશ્ચય પાર ઉતારી શકે તેમ હતો.

જેરિના ઉર્ફે ગુલબદને ધીમે ધીમે જુલિયાના વિશ્વાસને પ્રાપ્ત કર્યો. તે હવે જુલિયાની ખાસ બાંદી—સહચરી હતી;—ટૂંકમાં તે જુલિયાની વિશ્વાસપાત્ર સંગિની હતી. જુલિયા હવે તેની આગળ ખુલ્લા મનથી બધી વાત કરતી હતી ગુલબદન જુલિયા કરતાં વિશેષ ચાલાક હતી તેથીજ તે પોતાનો ભેદ છુપાવી શકતી હતી–તેથીજ તે આવા હાવભાવ દર્શાવી શકતી હતી. જુલિયા તેના પર કોઇ પણ જાતનો વ્હેમ નહિ લાવતાં દિવસે દિવસે તેના પ્રત્યે સવિશેષ આકર્ષાતી હતી. તે મનમાં ને મનમાં એમ વિચારતી હતી કે, " ખુદાએ દયા લાવીને આટલા દિવસ પછી મ્હને એક સહચરી મેળવી આપી છે. "

એક દિવસે મધ્યાન્હકાળે જુલિયા અને તેની સહચરી જેરિના વચ્ચે જે વાતચિત થઇ હતી તે અત્રે નિવેદન કર્યાથી તેમનો ઉભયનો આટલા ટૂંક સમયમાં કેટલો બધો સ્નેહસંબંધ થઇ ગયો હતો એ વાંચકોના જાણવામાં આવશે.

જુલિયાએ કેટલીક વાતચિત પછી એમ કહ્યું કે:—" જેરિના ! ત્હારા આહં આવ્યા પછી મ્હારો હ્રદયભાર ઘણો હલકો થઈ ગયો છે. "

જેરિના:—તમારી મ્હારા પર અપાર કૃપા છે ! તમારા જેવી દયાવતી સ્ત્રી આ આખી આલમમાં ભાગ્યેજ બીજી કોઇ હશે ! પરંતુ બીબીસાહેબા ! કેટલીક વખત તમે તદ્દન ચિંતામગ્ન બની જાઓ છો એનું શું કારણ છે? તમને જ્યારે હું ચિંતામગ્ન સ્થિતિમાં જોઉં છું ત્યારે મ્હને પણ ઘણું દુઃખ થાય છે.

જુલિયાઃ—શું કરૂં ? ખુદાએ મ્હારી ફિકરનો પાર રાખ્યો નથી. પરંતુ એ માટે હું ખુદાને દોષ દઇ શકતી નથી. મનુષ્યને પોતાનાં કર્મનું ફળ ભોગવવુંજ પડે છે. મ્હેં પણ મ્હારા જીવનમાં અનેક પાપકર્મ કર્યા છે; તેનું ભીષણ દુઃખ હું ભોગવુંછું.

જેરિનાઃ—બાબી ! હું તો તમારી બાંદીની પણ બાંદી છું. અંતરના દુઃખની વાત સ્નેહીજનને કહી સંભળાવ્યાથી હૃદયભાર હલકો થાય છે. તમે તમારૂં ચિંતાનું કારણ મ્હને બેલાશક જણાવો. એક વાતનો મ્હને હમ્મેશાં ઘણો વિચાર આવ્યા કરે છે. એક દિવસે તમે મ્હને એમ કહ્યું હતું કે, તમારા ખાવિંદ આ મકાનમાંજ છે, તેમનું મસ્તક સ્થિર નથી.

આ વચનો સાંભળી જુલિયાએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યુંઃ-" ના ના-હું શું બોલી હતી તેનું મ્હને ભાન નથી હવે એ સંબંધી તું મ્હને એક પણ પ્રશ્ન પૂછીશ નહિ.",

નિરૂપાયે જેરિના એ સંબંધી કાંઇ બોલી નહિ. તેણે મનમાં ને મનમાં કહ્યુંઃ-" હજી મ્હારે મ્હારો ઉદ્દેશ પાર ઉતારવાને થોડું વિશેષ દુઃખ વેઠવું પડશે, સહેલાઇથી કાંઇ જુલિયા અંતરની હકીકત જાણી શકાય તેમ નથી."

જેરિનાને આ પ્રમાણે ચિંતામગ્ન જોઇ જુલિયાએ સ્વગત એમ વિચાર્યું કે, તેના ઉત્તરથી જેરિનાને માઠું લાગ્યું છે. આથી તેણે તદ્દન નમ્ર સ્વરે કહ્યુંઃ-" જેરિના ! વખત આવ્યે તું સઘળી હકીકત જાણી શકીશ. વિવિધ કારણને લીધે મ્હારા મનની સ્થિતિ ઘણી ભયાનક છે. હું એક દિવસે તને સઘળી હકીકત જરૂર કહીશ."

જેરિના વિશેષ કાંઇ બોલી નહિ. તેણે આ વાતચિતને આટલેથીજ બંધ પાડી દેવાના હેતુથી એક ગાન ગાવા માંડયું.

જેરિનાના મધુર કંઠથી ગવાતું સંગીત સાંભળતાં સાંભળતાં જુલિયા અંતરનું અપાર દુઃખ ભૂલી ગઇ. તે ઘણે અંશે શાન્ત થઇ તેના મનમાં જેરિના પર સહજ પણ સંદેહ રહ્યો નહિ.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### પ્રપંચનું પહેલું પગથીઉં.

“ બીબીસાહેબા ! ”

“ કેમ જેરીના ? ”

“ આજે મ્હને એક કલાકની રજા આપશો ? ”

“ શું કામ છે ? ”

“ મ્હારા દેશમાંથી કેટલાક લોકો આવ્યા છે; તેમને મ્હારે મળવા જવું છે. ”

“ આ સમાચાર તને કોણે કહ્યા ? ”

“ કાલે એ માણસોને એક્કામાં બેસીને આ રસ્તેથી જતા મ્હેં જોયા હતા તેઓ આપણી પાસેજ રહે છે; કેમકે એક્કો પાસેની ગલીમાંજ વળી ગયો હતો. ”

“ ભલે ત્યારે, ત્હારા દેશના માણસો આવ્યા છે તો તું તેમને બેલાશક મળી આવ. તું અહિંથી ક્યારે જઇશ ? ”

“ રાત્રે. ”

“ દિવસે જાય તો શી હરકત છે ? ”

“ ના, દિવસે મ્હને બ્હાર નીકળવું વ્યાજબી લાગતું નથી. આ આગ્રા નગરના બદમાશ પુરૂષોનો નિરંતર મ્હને ઘણો ભય રહે છે. ”

"રાત્રે ભય રહેવાનો વિશેષ સંભવ છે."

"બુરખો નાખીને જવાથી કોઇ પણ જાતની હરકત નડશે નહિ."

"તું કહેતી હોય તો ત્હારી સાથે કાળી બાંદીને મોકલું?"

"ના ના–તેની કાંઇ જરૂર નથી. રાત્રે જવાનો વિચાર હોવાથી તમારી રજા લેવી મ્હને ઉચિત જણાઇ છે. દિવસે જઇને હું એ મકાન જોઇ આવી છું. એ વખતે તેઓ શહેરમાં ગયા હતા, તેથી તેમની સાથે મ્હારી મુલાકાત થઇ નહોતી."

"ઠીક રાત્રે જવું હોય તો તું બેલાશક જજે, પરંતુ રાત્રે ને રાત્રેજ પાછી આવજે."

"એ માટે તમે નિશ્ચિંત રહો."

"એ ત્હારા દેશના લોકો છે કદાચ રાત્રે તને તેઓ પોતાની પાસેજ રહેવાનો આગ્રહ કરશે તો?"

"હું તેમના એવા આગ્રહને આધીન થઇશ નહિ. તમે અહિં એકલાં રહો એમ હું ઇચ્છતી નથી! વળી તેઓ વ્યાપારી લોકો છે આગ્રામાં માલ ખરીદવાને આવ્યા છે. મ્હને લાગે છે કે, અહિં તેઓ વધારે દિવસ સુધી રહેશે નહિ. તો પણ તેઓ જેટલા દિવસ સુધી રહેશે ત્યાં સુધી હું વચ્ચે વચ્ચે તેમની મુલાકાતે જઇ આવીશ એટલે ચાલશે."

આ વચનો પર જુલિયાને સહજ પણ સંદેહ આવ્યો નહિ. હવે તે જોરના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતી હતી. તે તેને બ્હાર જવાની રજા આપી બીજા ઓરડામાં ચાલી ગઇ.

થોડો સમય વીતી ગયા પછી રાત્રિના નવ વાગ્યા. એ ગલી નિર્જન જેવી હોવાથી ત્યાં લોકોનો અવર જવર ઘણોજ થોડો રહેતો

હતો. વચ્ચે વચ્ચે સરકારી ફાનસો સળગતાં હતાં. એ ફાનસોમાં સળગતા દીપકોના પ્રકાશથી રસ્તે સારી રીતે જોઇ શકાતું હતું.

જેરિના એક કાળા વસ્ત્રમાં પોતાનું સર્વાંગ છુપાવી, મ્હોં પર બુરખો નાખી બ્હાર નીકળી. ખોજો જબરદસ્તખાન આવીને બારણાં બંધ કરી ગયો. જુલિયાની માફક આ નરરાક્ષસ ખોજો પણ જેરિનાને સ્નેહદૃષ્ટિથી જોતો હતો. તેણે અત્યારપહેલાંજ એમ સાંભળ્યું હતું કે, જેરિના તેના દેશના લોકોને મળવા જવાની છે; તેથી તેણે પણ તેને કાંઇ પ્રશ્ન કર્યો નહિ. જેરિના મકાનની બ્હાર નીકળી પડી એટલે ખોજો જબરદસ્ત બારણાં બંધ કરી પાછો મકાનમાં ચાલ્યો ગયો.

રાજમાર્ગ પર થોડો અંધકાર હતો; કિન્તુ સડકનો રસ્તો હોવાથી તેના પર ચાલતાં હરકત નડી નહિ. જેરિના થોડે દૂર ગઇ હશે એટલામાં કોઇ એક માણસે પાછળથી કહ્યું:–"જેરિના-બીબી! ઉભી રહે."

જેરિના ઉર્ફે ગુલબદન આ વાક્ય સાંભળી ચમકી ઉઠી. અસ્પષ્ટ તેમજ ભયભીત સ્વરે તેણે પૂછ્યું:–"કોણ છો, તમે?"

અંધકારમાં ઉભા રહેલા માણસે કહ્યું–"એ તો હું છું આમ ભયભીત કેમ બની જાય છે?"

જેરિના:—કોણ, આજમદાદ કે? તમે અહિં કેમ આવ્યા છો? ખોજો જબરદસ્તખાન ઘણો પહોંચેલો છે. તે જો કદાચ આપણી પૂંઠ લેશે તો આપણો બન્નેનો અકાળે જીવ જશે.

આજમદાદ:—ખરૂં કહે છે, ચાલ આપણે જલદીથી મકાન તરફ જઇએ.

આગળ જેરિના ચાલવા લાગી, અને તેની પાછળ થોડા અંતરે

આજમદાદ ચાલવા લાગ્યો. આવી રીતે થોડે દૂર ગયા પછી આજમદાદખાન એક મકાન પાસે જઇને ઉભો રહ્યો. એ મકાનને બ્હારથી તાળું મારીને બંધ કરી રાખેલું હતું. આજમદાદે તાળું ઉઘાડી એ મકાનમાં પ્રવેશ કર્યો. તેની પાછળ ગુલબદને પણ એ મકાનમાં પ્રવેશ કર્યો.

બન્ને જણાં એક વિશાળ ઓરડામાં ગયાં. એ ઓરડામાં બત્તી સળગી રહી હતી. આજમદાદે પોતાની છાતી પાસે છુપાવી રાખેલા છરાને બ્હાર કાઢી એક તાકામાં મૂકીને કહ્યું:—"હા...શ. હવે શાન્તિ વળી. ગુલબદન ! કહે તો ખરી કે શી હકીકત છે ? આઠ દિવસથી મ્હને ત્હારી તરફના કશા સમાચાર મળ્યા નથી !"

ગુલબદનઃ—આટલા બધા અધીરા બની જશો તો કેમ ચાલશે ? તમે જે જગ્યાએ મ્હને મોકલી છે એ જગ્યા કાંઇ સાધારણ નથી. આવી રાત્રે તમે કટાર લઇને ક્યાં ગયા હતા ?

આજમદાદઃ—ત્હારી તપાસમાં !

ગુલબદનઃ—ઠીક, જુઓ તે દિવસે હું તમને મ્હને જુલિયાના મકાનમાં આશ્રય મળ્યાના શુભ સમાચાર આપી ગઇ ત્યાર પછી મકાનની બ્હાર નીકળવાનોજ મ્હને અવકાશ મળ્યો નથી.

આજમદાદઃ—હું આ તરફમાં ત્હારી ચિંતામાં ને ચિંતામાં અડધો થઇ ગયો હતો. પછીથી ચતુરાઇ ચલાવીને જ્યારે મ્હેં એવા સમાચાર મેળવ્યા કે, તું ત્યાં નિર્ભય છે ત્યારેજ મ્હારા જીવમાં જીવ આવ્યો. જે બાઇ તમારે ત્યાં લાકડાં નાખવા આવે છે તેને મ્હેં પૈસાની લાલચ આપીને વશ કરી લીધી છે.

ગુલબદનઃ—શું કરૂં, કહો ? મ્હને કાંઇ તમારી પાસે આવ-

વાનું નથી ગમતુ કે શું ? મ્હારા જાન ! તમારા વિયોગથી જુલિયાનો વિશાળ મહેલ પણ મ્હને શ્મશાન સમાન જણાય છે; પરંતુ લાચાર છું કે, તમારે લીધેજ મ્હારે ત્યાં રહેવું પડે છે, પેલા ખોજાથી હુ ઘણી બ્હીઉં છું. તેનો ચ્હેરો જોતાંજ ધ્રૂજી જવાય તેમ છે. વળી એ એવો ઉસ્તાદ ડિટેક્ટિવ છે કે તે ક્યારે શું કરી બેસશે તેની કલ્પના કરી શકાતી નથી.

આજમદાદઃ—વારૂ, પણ તું હવે જરૂરી હકીકત મ્હને કહે.

ગુલબદન;—જુલિયા હમણાં મ્હારા ઉપર ઘણો વિશ્વાસ રાખે છે.

આજમદાદઃ—ઇસ્કાન્દારખાનનો પત્તો લાગ્યો કે ?

ગુલબદનઃ—ના. મ્હને લાગે છે કે, અમે જે મકાનમાં રહીએ છીએ એ મકાનમાં તે નથી. જુલિયાએ થોડા દિવસમાંજ આગ્રા શહેરની બ્હાર આવેલા તેના મકાનમાં જવાનું કહ્યું છે, તથા ત્યાં તેણે મ્હને સાથે લઇ જવાનો વિચાર પણ દર્શાવ્યો છે.

આજમદાદઃ—વાતચિતમાં તેણે એ સંબંધી એક અક્ષર પણ ઉચ્ચાર કર્યો નથી કે શું ?

ગુલબદનઃ—શું જુલિયાને તમેઃ એવી મૂર્ખ સ્ત્રી સમજો છો ?

આજમદાદઃ—એને હું સારી રીતે ઓળખું છું. તેથીજ મ્હારે ત્હારી સહાયતા લેવી પડી છે, ત્હારૂં ગાનતાન તો તેને પસંદ છે ને ?

ગુલબદનઃ—ઘણુંજ પસંદ પડયું છે.

આજમદાદઃ—જો, તને ઉર્દુ તેમજ ફારસીનાં જે સારાં સારાં વિરહનાં ગાયનો આવડે છે તે ગાયનોમાં પણ તને જે વધારે મજાદાર જણાય તેજ તું તેને ગાઇ સંભળાવજે. એમ કરવાથી તે ત્હારા ઉપર વિશેષ પ્રસન્ન થશે.

જુલિયાઃ—તમે ભૂલો છો ! પ્રથમ પ્રથમ તેને એવાં પ્રેમનાં ગાન પસંદ હતાં ખરાં; પરંતુ હવે તેનું મન ધર્મ તરફ આકર્ષાયું છે. તેને ખુદા સંબંધીની ગઝલો વગેરે ઘણું પસંદ પડે છે.

આજમદાદઃ—વારૂ, તેનો ઉદ્દેશ શો છે તે તું સમજી શકી છે ?

ગુલબદનઃ—તેનો ઉદ્દેશ સમજી શકાતો નથી. ક્ષણે ક્ષણે તેના હાવભાવ બદલાય છે. કોઇ કોઇ વખતે તે વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહે છે તો કોઇ કોઈ સમયે રડયા કરે છે. મ્હને લાગે છે કે, તેના દુઃખનો પાર નથી.

આજમદાદઃ—એજ તેનો રોગ છે. એ રોગથીજ સ્ત્રીજાતિ મૃત્યુને આધીન થાય છે. વારૂં, ગુલ ! સાચું કહે જોઇએ કે તે છેક ગાંડીના જેવી બની ગઇ છે ? !

ગુલબદનઃ—ત્યારે શું હું તમને ખોટી હકીકત કહુંછું ?

આજમદાદઃ—ગુલ ! મ્હારા બુલબુલ !

ગુલબદનઃ—કેમ ?

આજમદાદઃ—બીજું એક કામ કરી શકીશ ? ત્હારાથી સાહસ કરી શકાશે ? જો એક કામ કરી શકે તો આપણો હેતુ સહેલાઇથી પાર ઉતરે.

ગુલબદનઃ—તમે એ કામની વાત તો કહો.

આજમદાદઃ—આવી સ્થિતિમાં મ્હને ઝેહરનો ઉપયોગ કરવો ઠીક જણાય છે ! દૂધની યા તો શિરાજીની સાથે જહર ભેળવી દઇશ એટલે કોઇ પણ પ્રકારની હરકત સિવાય આપણો હેતુ પાર પડશે. પેલા બદમાશ ખોજાએ મ્હને જે લાકડી મારી હતી તે હું ભૂલી ગયો નથી. જુલિયાએ મ્હને કેદ પૂરી રાખીને જે દુઃખ દીધું હતું તે પણ હું ભૂલી ગયો નથી. હવે હું વિલંબ કરી શકતો નથી.

ગુલબદન આ વચનો સાંભળી ચમકી ઉઠી. તેણે કહ્યું:--"ના ના--આટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. મ્હને અહિં આવ્યાને ઘણો વખત થઇ ગયો છે. હું એકજ કલાકની રજા લઇને અહિં આવી છું; તેથી જો વિશેષ રોકાઇશ તો એ લોકો વ્હેમે ભરાશે, હું જઉં છું. વળી પાછી એક બે દિવસમાં મળી જઇશ. તમે ચિંતા કરશો નહિ."

ગુલબદન વિશેષ કાંઇ બોલ્યા સિવાય બ્હાર ચાલી ગઇ, તથા પિશાચિનીની માફક અંધકારમાં અદ્રશ્ય થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### પાપીની પ્રપંચજાળમાં જબરદસ્તખાન !

જેરિના એ ગંભીર રાત્રે આજમદાદને મળી આવી પાછી જુલિયાના મકાનમાં આવી. ખોજો જબરદસ્તખાન હજી સુધી ઉંઘ્યો નહોતો. તેણે આવીને બારણાં ઉઘાડયાં.

જેરિનાએ જબરદસ્તને જોઇ, માનદર્શક કુરનસ બજાવી હાસ્ય મુખે કહ્યું:-" અદબ સાહેબ ! અત્યાર સુધી તમે જાગતા છો કે ?"

જબરદસ્ત આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યા સિવાય મુછમાં ને મુછમાં એક વખત હસ્યો. જેરિનાએ તેને કદિ હસતો જોયો નહોતો; તેથી હમણાં તેને હસતો જોઇ તે એમ સમજી કે, જે ખોજાનો તે ભય રાખે છે તે ખોજો તેના ઉપર પ્રસન્ન થયો છે. આમ છતાં જેરિના ગમે તેટલી સુચતુર હતી તો પણ જબરદસ્તખાનની માત્ર એકજ તીક્ષ્ણ આંખ કેટલી પરિક્ષક છે એ તે સમજી શકતી નહિ.

જુલિયાએ જેરિનાને તેના ઉપયોગને માટે એક સ્વતંત્ર ઓરડો સ્વાધીન કર્યો હતો. જેરિના તરતજ પોતાના ઓરડામાં ચાલી ગઇ.

જબરદસ્ત સૂઇ રહેતાં પહેલાં પોતાના મન સાથે વિચારવા લાગ્યો:—" આ ભિખારિણી કોઇ લુચ્ચી હોય એમ જણાય છે ! એના મનમાં શી મતલબ છે તે સમજી શકાતું નથી. તેની મુખ-મુદ્રા ઉપરથી તો તે સારા કુટુંબની સ્ત્રી જણાય છે; પરંતુ આ આગ્રા શહેરમાં આટલા અમીર ઉમરાવોનાં મકાનો હોવા છતાં તે અહિં કેમ આવી ? અનેક સમયે વાતચિતમાં મ્હેં તેના અંતરનો હેતુ જાણવાનો યત્ન કર્યો છે; પરંતુ મ્હારા યત્નમાં હું ફળિભૂત થયો નથી. હમણાં પણ હું તેની પાછળ ગયો હતો. તેની સાથે એક માણુસને મ્હેં જોયો છે. એ માણુસ કોણ છે એ હું જાણી શકયો નથી." ચતુર ખોજો મનમાં ને મનમાં આવા વિચારો કરવા લાગ્યો.

આ પ્રકાર બન્યા પછી બે દિવસને અંતરે જુલિયાની પાસેથી રજા મેળવીને જેરિના બ્હાર નીકળી. ખોજો પણ જેરિના કયારે બ્હાર જાય એટલીજ રાહ જોતો હતો; તેથી જેરિના બ્હાર નીકળે તે પહેલાંજ એ બ્હાર નીકળી પડયો.

જેરિના ઉર્ફે ગુલબદન થોડે દૂર જઇ બે ત્રણ ગલીઓ વટાવી આગળ નીકળી. વળી થોડે દૂર આગળ જતાં પોતાની પાછળ કોઇનાં પગલાંનો અવાજ થતો હોય એમ લાગ્યાથી તે ઉભી રહી. આ સમયે ચોતરફ ઘોર અંધકાર હતો ! એ ઠેકાણે ગલી હોવાથી ત્યાં એકકે દીપક નહોતો. જેરિના ભયની ભાવનાથી ધ્રૂજી ઉઠી. એક વખત તેને એવો વિચાર આવ્યો કે, પ્રથમની માફક આજે પણ કદાચ આજ-મદાદ તેની પાછળ પાછળ આવતો હશે.

કોઇએ એકાએક પાછળથી કહ્યું:—" ગુલબદન ? "

ગુલબદને એ અવાજને ઓળખી જઇને કહ્યું—" કોણ, આ-જમદાદ કે ? "

જે વ્યક્તિએ ગુલબદને બોલાવી હતી તેણે આગળ આવીને કહ્યું:–" હા, તું આવી ભીષણ અંધકારમયી રાત્રે આ ઉંધે રસ્તે કેમ આવી ? "

ગુલબદને કહ્યું:-" તે દિવસની રાત્રિની હકીકત ધ્યાનમાં છે ને ? પેલા કાણા ખોજા જબરદસ્તખાનથી હું ઘણી બ્હીઉં છું. પ્ર-થમ તો તે અંહકારથી મ્હારી સાથે વાત સુદ્ધાં કરતો નહોતો; પરંતુ હવે તે પણ ઘણી માયા બતાવે છે. એક દિવસે તેણે એમ પણ પૂછ્યું હતું કે, " ત્હારા દેશના લોકો કયાં ઉતર્યા છે ? તું તેમની પાસે કયારે જઇશ ? " આવો પ્રશ્ન થયા પછી હું ઘણીજ સાવધાનતાથી વર્તું છું. એ અભાગીઓ આજે સંધ્યા સમયનો કોઇ ઠેકાણે ગયેલો હોવાથી હું સુયોગ સાધીને ચાલી આવી છું. "

આજમદાદઃ-તુ ખરૂં કહે છે. એ ભયંકર રાક્ષસ છે. જો આવી ગલીકુંચીમાં એક વખત તેની મુલાકાત થાય તો હું તેને મ્હારૂં જોર બતાવું.

ગુલબદન-ઠીક છે; પરંતુ કહો જોઇએ કે, તમે મ્હારી પાછળ પાછળ આવતા હતા કે નહિ ?

આજમદાદઃ-મ્હારા સિવાય બીજું કોણ ત્હારી પાછળ આવતું હોય ! પરંતુ હા, મ્હારી સાથે બીજા બે માણસો છે. પરિસ્થિતિનો વિચાર કરી હમણાં હું પણ ઘણી સાવધાનતા રાખું છું.

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ પ્રથમ દર્શાવેલા મકાન પાસે

જઇ પહોંચ્યાં. આજમદાદની પાસે એ મકાનની કુંચી હતી. તેણે તાળું ઉઘાડી બારણાં ખોલી એ મકાનમાં પ્રવેશ કર્યો. આજમદાદના જે બે સાથીદારો હતા તેમણે પણ છુપી રીતે મકાનમાં પ્રવેશ કર્યો. આજમદાદે તેમને કહ્યું:—"તમે હમણાં હવે થોડો સમય વિશ્રામ લ્યો. આ બીબીને પાછી મૂકવા જતી વખતે પાછી તમારી જરૂર પડશે."

પ્રવેશદ્વારની પાસે એક અંધકારમય સ્થાન હતું. એ સ્થાને એક પલંગ બિછાવેલો હતો. આજમદાદના બન્ને સાથીદારો એ પલંગ ઉપર સૂઇ ગયા. એ મકાન જાણે કે, તેમનું પોતાનુંજ હતું; કારણ કે તેમનામાંના એક જણે કહ્યું:-"દોસ્ત! આજે શરીર ઘણું નરમ જણાય છે. ચાલ, થોડો દારૂ ચઢાવીએ."

આ બન્ને જણા આગ્રા શહેરના નામજાદા લુચ્ચાઓ હતા. આજમદાદે આત્મસંરક્ષણાર્થે પોતાના બળની વૃદ્ધિ કરવાને તેમને પગાર ઠરાવીને પોતાની સેવામાં રાખ્યા હતા.

ચાલો પાઠક! આપણે એક વખત ઉપરના ઓરડામાં જઇએ, અને ત્યાં આજમદાદ અને ગુલબદન વચ્ચે શી વાતચિત ચાલે છે તે સાંભળી આવીએ.

આજમદાદ એક ભાંગ્યા તૂટયા ટેબલ ઉપર બેઠેલો હતો. ઓરડામાં એક ઝાંખો દીવો સળગતો હતો. આજમદાદે ગુલબદન તરફ જોઇને કહ્યું:-"કેમ, શું છે ગુલબદન? ઇસ્કાન્દારખાનનો પત્તો લાગ્યો કે?"

ગુલબદના—હા લાગ્યો છે.

ઇસ્કાન્દાર:-શો?

ગુલબદન:—હમણાં તેને શહેરની બ્હાર આવેલા મકાનમાં રાખેલો છે.

ઇસ્કાન્દારઃ-ત્હેં કેવી રીતે જાણ્યું કે એ ઇસ્કાન્દારખાન છે?

ગુલબદનઃ—એક દિવસે કોણ જાણે કે શા કારણથી એકાએક મ્હારી ઉંઘ ઉડી ગઇ. મ્હારો ઓરડો જુલિયાબીબીના શયનાલય પાસેજ આવેલો છે. શયનાલય તેમજ મ્હારા ઓરડા વચ્ચેનાં બારણાં હમ્મેશાં ખુલ્લાં રહે છે. તે દિવસે પણ હું ઉંઘી ગઇ ત્યારે બારણાં ખુલ્લાં હતાં; પરંતુ જ્યારે હું જાગી ઉઠી ત્યારે મ્હેં બારણાં બંધ જોયાં.

આજમદાદઃ—પછી ?

ગુલબદનઃ-પેલો કાણો ખોજો જુલિયાબીબી સાથે ધીમેથી કાંઇ વાતચિત કરતો હતો ! તેમની સઘળી વાતચીત હું સાંભળી શકી નથી તો પણ એ ત્રણ વખત 'ઇસ્કાન્દાર' શબ્દ મ્હારા સાંભળવામાં આવ્યો હતો.

આજમદાદઃ-ઇસ્કાન્દાર ત્યાંજ હતો કે શું ?

ગુલબદનઃ—ના; કેમકે અંતે જુલિયાબીબીએ ખોજાને એમ એમ કહ્યું હતું કે, હું એ હતભાગ્ય ઇસ્કાન્દારને મ્હારે આધીન કરવા ચ્હાઉં છું. એને આજથી આપણા મકાનમાં જે ભોંયરૂં છે તે ભોંયરામાંની ઓરડીમાં કેદ કરી રાખો.

આજમદાદે આ વાત સાંભળી થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા પછી તેણે હર્ષપ્રફુલ્લ સ્વરે કહ્યું:-"શાહબાશ ! ગુલબદન ! ત્હેં ઘણી ચતુરાઇ ચલાવી છે. એ ભોંયરામાંની ઓરડી મ્હારાથી અજાણી નથી. મ્હને પણ ત્યાંજ કેદ પૂરી રાખેલો હતો. આપણા સારા નશિબે જો ઇસ્કાન્દારને એ ઓરડીમાં છુપાવી રાખેલો હશે તો આપણે સહેલાઇથી તેને બચાવી લઇશું. એ ઓરડીના સળીઆ મ્હેં ભાગી નાખ્યા છે. તે હજી ઠીક થયા નહિ હોય. કદાચ તું એમ

પૂછે કે, એવા ભાંગેલા સ્થળે તેને શા માટે પૂરી રાખ્યો હશે? તો તેનો ઉત્તર એટલોજ છે કે, મ્હારે માટે જુલિયાને એવો ભય હતો કે, હું નાશી જઇશ, પરંતુ ઇસ્કાન્દાર નાશી જાય એવો તેને ભય નથી; કેમકે તે ખૂની છે!"

ગુલબદનઃ—હું તેમની સઘળી વાતચિત બરાબર સાંભળી શકી નથી, તેમ સમજી શકી પણ નથી. બિછાનામાંથી ઉઠતાં કદાચ ખડખડાટ થાય એવા ભયથી તેમ કરવાનું સાહસ પણ મ્હારાથી થઇ શકયું નહોતું. જો બારણાંની પાસેજ હું ઉભી રહી શકી હોત તો તેમનો સઘળો ભેદ જાણી શકત; તો પણ એટલું હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, ઇસ્કાન્દારખાનનું નામ મ્હેં સ્પષ્ટતાથી સાંભળ્યું હતું. આજમદાદે કહ્યુંઃ-" સારી વાત છે. આજ સુધી જુલિયાને ત્યાં રહીને તું કાંઇ કરી શકી નહોતી. આજેજ તું અગત્યના સમાચાર લઇ આવી. હવે શું કરવું તેનો નિશ્ચય હું એક બે દિવસમાંજ કરી નાખીશ. આજે તું અહિં વધારે વખત રોકાઇશ નહિ. પેલો કાણો બોજો ઘણો હોશિયાર છે. ચાલ, હું તને મૂકવા આવું છું."

ગુલબદન તરત્તજ ઉઠી ઉભી થઇ. આજમદાદ તેને સાથે લઇ નીચે ઉતર્યો. તેના બન્ને મિત્રો બેવડો—શરાબ પી ઉત્તેજિત બની ગયા હતા. આજમદાદ નજરે પડતાંજ તેઓમાંના એકે પૂછ્યુંઃ-" સાહેબ! હમણાંજ બ્હાર જવું છે કે શું?"

આજમદાદે સ્મિત હાસ્ય કરીને કહ્યુંઃ-" હા દોસ્ત! બીબીને આવી મધ્યરાત્રે એકલી જવા દેવાય કે?"

તરતજ આજમદાદના બન્ને મિત્રો બે ન્હાની બંદુકો એક વસ્ત્રમાં છુપાવી આજમદાદ અને ગુલબદનની પાછળ ચાલવા લાગ્યા.

આજમદાદે મકાનની બ્હાર નીકળી, બારણાં બંધ કરી તાળું વાસી દીધું. પછીથી તે ગુલબદનને લઇ રાજમાર્ગ પર ચાલવા લાગ્યો.

ગુલબદને પોતાનું સર્વાંગ એક કાળા ઝબ્ભામાં ઢાંકી દીધું હતું. આજમદાદ કાંઇ પણ બોલ્યા સિવાય તેની સાથે ચાલવા લાગ્યો.

ગંભીર અંધકારમયી રાત્રિ હતી. આકાશમાં અસંખ્ય તારાઓ પ્રકાશી રહ્યા હતા તારાઓની જ્યોતિ ઉજ્વળ હોવા છતાં તેથી પૃથિવી ઉપરનો અંધકાર ઓછો થતો નહિ.

સમસ્ત રાજમાર્ગ નિસ્તબ્ધ હતો. રસ્તામાં કોઇ પણ મનુષ્ય પ્રાણી જણાતું નહોતું. રસ્તા ઉપર સૂઇ રહેલાં માત્ર એક બે કૂતરાંઓએ તેમનો પગરવ સાંભળી ભસવા માંડયું—અંતે થોડા વખત સુધી ભસીને તેઓ શાન્ત થઇ ગયા.

ગુલબદન પ્રથમ જે માર્ગે આવી હતી તે માર્ગનો ત્યાગ કરી આજમદાદ આ સમયે તેને સીધે રસ્તે લઇ આવ્યો હતો. આથી એક બે ગલી વટાવી ગયા પછી ગુલબદને કહ્યું:-" હવે શા માટે મ્હારી સાથે આવો છો ? આ ગલીમાંથી બ્હાર નીકળતાંજ સડકનો રસ્તો આવશે; અને એ રસ્તા ઉપર જુલિયાબીબીનું મકાન છે. હવે તમે ચાલ્યા જાઓ."

કહેવાની જરૂર રહેતી નથી કે, આજમદાદના બન્ને સાથીદારો તેમની સાથે નહિ આવતાં થોડે દૂર પાછળ ચાલતા હતા.

ગુલબદનનો આગ્રહ જોઇ આજમદાદે કહ્યું:—" ભલે ત્યારે, હવે અમે પાછા ફરીએ છીએ. જો ગુલબદન! જે માણસ સાવધાન રહે છે તેનો વિનાશ થતો નથી. આ સીટી તું ત્હારી પાસે રાખ. કદાચ કાંઇ સંકટ આવી પડે તો તું આ સીટીનો ઉપયોગ કરજે. આવા રાત્રિના સમયે આ તરફ બીજું કોઇ પણ માણસ જોવામ

આવતું નથી. ત્હારા ગયા પછી પણ અમે થોડા સમય સુધી આટલામાં છુપાઇ રહીશું. જો રસ્તામાં કાંઇ સંકટ આવી પડે તો તું તરતજ આ સીટી વગાડજે એટલે અમે તને મદદ કરવાને આવી પહોંચીશું."

આજમદાદ ત્યાંજ સ્થિરતાથી ઉભો રહ્યો. ગુલબદન ઉર્ફે જેરિના અંધકારમાં આગળ ચાલવા લાગી.

ગુલબદન અંતે સડકના રસ્તા ઉપર જઇ પહોંચી. એવામાં તેણે પોતાની પાછળ કોઇનાં પગલાંનો થતો અવાજ સાંભળ્યો. તેણે પાસેના ફાનસના થાંભલા નજીક ઉભી રહીને એક વખત ભય ચકિત દૃષ્ટિથી ચારે દિશાઓ જોઇ લીધી! તેણે આશ્ચર્ય પામીને જોયું કે એ અંધકારમાં એક માણસ ઝડપથી તેના તરફ આવતો હતો. જેરિનાએ ભયચકિત ચિત્તે તેમજ ધ્રૂજતા સ્વરે કહ્યું:—"કોણ છે?"

અંધકારને ભેદીને આવતા માણસે ભયંકર હાસ્ય કરીને કહ્યું:—"જેરિના! તું મ્હને ઓળખી શકતી નથી કે શું?"

જેરિનાની ખાત્રી થઇ કે, ખોજો જબરદસ્ત એ રાત્રે તેની સ્હામે આવીને ઉભો રહ્યો છે! આવી ખાત્રી થતાંજ તે ભયથી ધ્રૂજી ઉઠી! ત્યારે શું આ શયતાન સઘળું કારસ્થાન જાણી ગયો છે?!

પરંતુ જેરિના ઘણી બુદ્ધિમતી હતી. તેણે સાહસ એકઠું કરીને કહ્યું:—"કોણ જબરદસ્તખાન સાહેબ કે? હું પણ એમજ ધારતી હતી કે, તમેજ આવતા હશો!"

જબરદસ્તખાને વિદ્રુપમય સ્વરે કહ્યું:—"જેરિના! તું ઘણીજ બુદ્ધિમતી જણાય છે! તું આજમદાદને કેવી રીતે ઓળખી શકી?

હું એક ઉસ્તાદ શયતાન છું, સમજી ? માણસના પગનો અવાજ સાંભળવામાં આવતાંજ તે કેવું માણુસ છે એ હું કહી શકું તેમ છું. તને રાખવા માટે મ્હેં બીબીને ઘણીય વખત ના કહી હતી; પરંતુ તે વખતે તેમણે મ્હારૂં કહ્યું સાંભળ્યું નહોતું. ત્હારા ઉપર તેમનો ઘણો વિશ્વાસ બેઠો છે; પરંતુ હવે તું કયાં છટકી જનાર છે ? મ્હેં તમારી વાતચિત સાંભળી લીધી છે. લુચ્ચો આજમદાદજ ત્હારા દેશનો માણુસ છે કે ?"

જેરિનાઃ—જબરદસ્તખાન ! તમે ભૂલ કરો છો. તમે જે આજમદાદની વાત કરો છો તેની સાથે મ્હારો બિલકુલ સંબંધ નથી.

જબરદસ્તે કઠોર સ્વરે કહ્યું:—"તું મ્હને મૂર્ખ બનાવવાને ચ્હાય છે કે ? આજે હું જોઇશ કે ત્હારામાં કેટલી બુદ્ધિ છે ! પ્રથમ તું ઘેર ચાલ. ત્યાર પછી હું તને મ્હારી બુદ્ધિનો અનુભવ કરાવીશ."

આ વચનો સાંભળી જેરિના વાયુથી ધ્રૂજતી લતા પ્રમાણે ધ્રૂજી ઉઠી તે પોતાના અંતરમાં સમજી ગઇ કે, સૌથી પહેલાં જે પગરવ સાંભળ્યો હતો તે આ શયતાન આજમદાદનોજ હતો. હાય ! શા માટે તેણે આજમદાદને રસ્તામાંથી પાછો વિદાય કરી દીધો ?

નિરૂપાયે આ ચતુર જેરિનાએ બની શકે તેટલું સાહસ એકઠું કરીને કહ્યું:—"જબરદસ્તખાન ! જ્યારે તમે અમારી સઘળી વાતચિત સાંભળી છે ત્યારે તમારાથી કોઇ વાત છુપાવવી નિષ્પ્રયોજન છે: પરંતુ સાવધાન ! મ્હારા પર સહજ પણ જુલ્મ ગુજારશો નહિ. હવે હું તમારા મકાનમાં આવીશ નહિ. હું મ્હારા મુકામ તરફ ચાલી જઇશ. હું હવે સ્પષ્ટ સમજી શકી છું કે, જે ઠેકાણે તમારા જેવા

સુચતુર શયતાન નિમકહલાલીથી નોકરી કરે છે તે ઠેકાણે મ્હારા જેવી એક સામાન્ય અબળાનું કાંઇ વળી શકે તેમ નથી.”

આમ કહીને જેરિના બીજા રસ્તા તરફ વળવા લાગી; પરંતુ જબરદસ્તખાને તેને કમરમાંથી જોરથી પકડી. પછી તેના ગળાને દબાવીને તેણે કહ્યું:—“ કેમ લુચ્ચી ! મ્હારા પંઝામાંથી તું સટકી જવાનો યત્ન કરે છે ? ”

જેરિનાએ હાંફતાં હાંફતાં કહ્યું:-“છોડી દો—ખુદાની ખાતર મ્હારૂં ગળું છોડી દો. મ્હારો શ્વાસ બંધ થઇ જવા આવ્યો છે ! રાજમાર્ગ પર સ્ત્રીહત્યા ન કરો.”

જેરિનાનાં નમ્ર વચનોથી જબરદસ્તખાનના પાષાણ પ્રાણમાં થોડી દયા આવી. તેણે કહ્યું:-“તું આગળ ચાલ—હું ત્હારી પાછળ ચાલું છું; સાવધાન ! પાછી જો પલાયન કરી જવાનો પ્રયત્ન કરીશ તો જીવથી જઇશ. આ હાથે અનેક જંગી જવાંમર્દોને જમીનદોસ્ત કરી નાખ્યા છે તો તું એક સાધારણ અબળા શા હિસાબમાં છે ? ! ”

જેરિનાએ કંપતાં કંપતાં કહ્યું:—“ જબરદસ્ત ! તમે પ્રથમજ ભૂલ કરી છે ! શા માટે તમે વિના કારણ મ્હને દુઃખ દ્યો છો ? ”

જબરદસ્તે રોષાવેશમાંજ કહ્યું:—“ એ કળિયુગની કુલટા ! વિશ્વાસઘાતિની ! તું જાણતી નથી કે, આજમદાદ મ્હારી બીબીનો મ્હોટો શત્રુ છે, છતાં તું તેને મળેલી છે ? મ્હને લાગે છે કે, ત્હેં અને એ શયતાને મળીને મ્હારાં બીબીનું ખૂન કરવાનો વિચાર કર્યો હશે ! ”

જબરદસ્તખાનમાં અનેક દોષ હોવા છતાં ઇશ્વરે તેને એક મ્હોટો ગુણ આપ્યો હતો. તે ગુણ એ હતો કે, પોતાના નિમકની મર્યાદા એ સારી રીતે જાણતો હતો. જુલિયાનું ભલું કરવાને માટે

જો પોતાનો જાન આપવો પડે તો તે આપવાને પણ એ તૈયાર હતો. કેમકે એ સમજતો હતો કે, જુલિયાના મૃત્યુ પછી તેની અઢળક સંપત્તિનો થોડો ભાગ તેને મળશે. એક પ્રાણથી એક મનથી જુલિયાની સેવા કર્યાથી જુલિયા ભવિષ્યમાં તેનું દુઃખ અવસ્ય દૂર કરશે !

આથી જબરદસ્તખાન ગુલબદન ઉપર વિશેષ ક્રોધે ભરાયો હતો. તેણે મનમાં ને મનમાં એમ વિચાર્યું કે, "આ દીવાની યુવતીની સાથે આજમદાદનો આટલો બધો ગાઢો સંબંધ કેમ છે? આજમદાદ એક લુચ્ચો બદમાશ છે. એક દિવસે તે મ્હારાં બીબીસાહેબાનું ખૂન કરવાને આવ્યો હતો, અને આ દીવાની, ભિખારિણી થઇને અમારા મકાનમાં આવીને રહી છે. તે રસ્તે રખડીને પોતાનું ગુજરાન ચલાવતી હતી. મ્હારાં બીબીએ દયાભાવે તેને આશ્રય આપ્યો છે. આ એક વિશ્વાસઘાતિની છે! તેણે કેવી નિમકહરામી કરી છે ?!"

આવા વિચારો આવતાંજ વિશેષ ક્રોધે ભરાઇને જબરદસ્તખાને કહ્યું:—"હું તને કાળાંતરે પણ છોડીશ નહિ. જો પુનઃ પલાયન કરવાનો પ્રયત્ન કરીશ તો આ રાજમાર્ગ ઉપરજ ત્હારૂં લોહી રેડાશે. ક્ષણ માત્રમાં ત્હારો જીવ દોજખમાં જઇ પહોંચશે."

ગુલબદનને જ્યારે એમ લાગ્યું કે, તેનો એક પણ શબ્દ જબરદસ્ત સાંભળનાર નથી ત્યારે તેણે આજમદાદે આપેલી સીટી એકદમ વગાડી.

આ સીટીનો અવાજ સાંભળી જબરદસ્ત સમજી ગયો કે, જેરિનાનો કોઇ રક્ષણકર્ત્તા આટલામાં અવસ્ય છુપાઇ રહેલો છે, તેથી તેણે તરતજ ગુલબદન પાસે જઇને તેનો હાથ જોરથી પકડી લીધો, અને એ તેને તાણતો આગળ ચાલવા લાગ્યો.

એ ગલ્લી વાંકીચુંકી હતી. તેની બન્ને બાજુએ મકાનો આવેલાં હતાં. જબરદસ્તે પોતાની પાછળ કોઇ આવે છે કે કેમ એ બાબતની ખાત્રી કરવા એક વખત પાછળ દૃષ્ટિ ફેંકી; પરંતુ કોઇ માણસ તેના જોવામાં આવ્યું નહિ! પછીથી તેણે ગુલબદનના હાથને જોરથી હલાવીને કહ્યું:—"લુચ્ચી! કહે કે, ત્હારી સાથે બીજું કોણ આવ્યું છે?"

ગુલબદનનો હાથ ઘણો દુઃખી આવ્યો. જબરદસ્તના પ્રશ્નનો તે કાંઇ ઉત્તર આપે એટલામાં તો એ ગલ્લીમાં બંદુકનો અવાજ થયો. જબરદસ્ત ગુલબદનનો હાથ છોડી પોતાની કટાર બ્હાર કાઢવા જતો હતો એટલામાં ફરીથી બંદુકનો અવાજ થયો. એ અવાજની સાથેજ એક ગોળી આવીને જબરદસ્તના જમણા ખભામાં વાગી. ગુલબદન છુટી થઇને એક ચોર ગલ્લીમાં છુપાઇ ગઇ.

જોતજોતાંમાં ત્રણ પુરૂષો એ ગંભીર રાત્રે જમીન ઉપર પડેલા જબરદસ્તખાનના દેહ પાસે આવીને ઉભા રહ્યા. પાઠકોએ તેમને કદાચ ઓળખ્યા હશે. તેઓમાંનો એકજણ આજમદાદ હતો, અને બીજા બે તેના સાથીદારો હતા!

આજમદાદ એ ઠેકાણે આવી ગુલબદન જોવામાં નહિ આવ્યાથી મ્હોટી ચિંતામાં પડી ગયો. ગુલબદન ગઇ ક્યાં? ત્યારે શું પહેલી ગોળીથી તે ઘાયલ તો નહિ થઇ હોય!

આજમદાદ બૂમ મારી બોલી ઉઠયો:—"દોસ્ત! સર્વસ્વનો નાશ થયો છે! તમારી ગોળીથી મ્હારી ગુલબદન મરી ગઇ છે."

આ સમયેજ ગુલબદને ચોરગલ્લીમાંથી બ્હાર નીકળી આવીને કહ્યું:—"ના ના-તમારી ગુલબદન મરી ગઇ નથી. જો એ જલદી

મરી જશે તો પછી આ બધું કારસ્થાન કોણ કરશે ? તમે જલદીથી આ લાસ ઉપાડો. આવી ગંભીર રાત્રે બંદુકોના અવાજ થયેલા હોવાથી આસપાસનાં માણસો જાગી ઉઠશે. હમણાંજ ઘણી ગડબડ થઇ રહેશે. ”

આજમદાદને આ વચનોથી જ્ઞાન આવ્યું. તેણે તેમજ તેના સાથીદારોએ જબરદસ્તખાનના દેહની પરીક્ષા કરી જોઇ તો તેમને માલૂમ પડયું કે, તે મરી ગયો નથી; પરંતુ બેશુદ્ધ બની ગયો છે.

આજમદાદે ભાવી ભયની ભાવનાથી અધીરા બની જઇને પોતાના સાથીદારોને કહ્યું:—ભાઇઓ ! આ લાસ ઉપાડી ચોરગલીમાં પેસી જાઓ; નહિ તો ભોગ મળશે. હવેલી લેવા જતાં હિન્દુસ્તાન ખોવા જેવું થશે. એને એકદમ અડ્ડામાં લઇ જાઓ.

તરતજ બન્ને બદમાશો જબરદસ્તખાનના બેશુદ્ધ બની ગયેલા દેહને ઉંચકી લઇ ચોરગલીમાં પેઠા, અને ત્યાંથી ઉતાવળા ઉતાવળા અડ્ડા તરફ જવા લાગ્યા. તેઓ સઘળા છુપા રસ્તાઓથી જાણીતા હતા.

પછીથી આજમદાદ ગુલબદનને સાથે લઇ જુલિયાના મકાન તરફ જવા લાગ્યો. જુલિયા જે મકાનમાં રહેતી હતી તેની બીજી બાજુએ એક ગલી આવેલી હતી. આજમદાદ અને ગુલબદન એ ગલીમાં એક ગુપ્ત સ્થાને સંતાઇ ગયાં. બન્ને જણાં ભયનાં માર્યાં થોડા સમય સુધી શાંત રહ્યાં. પછીથી શાંતિનો ભંગ કરી આજમદાદે કહ્યું:— “ગુલબદન ! હવે શો ઉપાય અજમાવીશું ? ”

ગુલબદનઃ—શી બાબતનો ઉપાય ?

આજમદાદઃ—તું પાછી જુલિયા પાસે જઇશ કે ?

ગુલબદનઃ—જવુંજ પડશે. હજી જે કામ કરવાનું છે તે થયું નથી. વારૂ, હું એક પ્રશ્ન પૂછું છું કે, એ ખોજો બચશે કે નહિ?

આજમદાદઃ—એ બચે કે મરે તેથી આપણને કાંઇ નુકસાન થવાનું નથી. જો બચશે તો સાલાને તેની જીંદગી સુધી કેદ પૂરી રાખીશ, અને મરી જશે તો એક પેટીમાં પૂરી યમુનાના અગાધ જળમાં ડુબાવી દઇશ. એ મરી જાય તો આપણા એક મહાન્ શત્રુનો આ દુનિયામાંથી નાશ થાય—આપણા સુખનો માર્ગ સ્વચ્છ થાય.

ગુલબદનઃ—જુઓ, વિના કારણ એક નરહત્યા થઇ!

આજમદાદઃ—એવી દયા શા કામની? એ ત્હારૂં ખૂન કરવાની કોશીષમાં હતો! જવા દે એ બધી વાત હવે પછી તું મ્હને સહેલાઇથી મળવા આવી શકીશ. હવે શું કરવાની ત્હારી ઇચ્છા છે?

ગુલબદનઃ—હું જુલિયાબીબીના મકાનમાં જવાનીજ ઇચ્છા રાખું છું. જો નહિ જઉં તો તેને મ્હારા પર વ્હેમ આવશે.

આજમદાદઃ—અત્યારે બારણાં કોણ ઉઘાડશે?

ગુલબદનઃ—ખોજો જબરદસ્ત જયારે સંધ્યા પૂર્વે મકાનમાંથી બ્હાર નીકળી પડયો છે ત્યારે પેલી કાળી બાંદીએજ બારણાં બંધ કર્યાં હશે. એ બાંદી ઘણી ભોળી અને મૂર્ખ છે! તેને મ્હારા પર સહજ પણ વ્હેમ આવશે નહિ; છતાં જો કદાચ તે વ્હેમાશે તો હું તેને કોઈ પણ પ્રકારે સમજાવી દઇશ. હવે માત્ર ભય જુલિયાબીબીનો છે. ખુદ્દા જુલ્નિયાને સમજાવવાને માટે મ્હારા મસ્તકમાં નવી યુક્તિ સૂચવશેજ.

આજમદાદઃ—ઠીક છે! જો આ જુલિયાનું મકાન આવી પહોંચ્યું.

ગુલબદનઃ—ત્યારે તમે હવે ચાલ્યા જાઓ.

આજમદાદઃ—ના, હું આટલામાંજ છુપાઇ રહીને ત્હારી સંભાળ રાખીશ જો બારણાં ખુલ્લાં હોય તો ઠીક, નહિ તો તું પાછી આવતી રહેજે.

ગુલબદન ઉર્ફે જેરિનાએ આજમદાદના ઉપદેશાનુસાર કાર્ય કર્યું. તેણે જુલિયાના મકાન પાસે પહોંચીને સાંકળ ખખડાવી એટલે પેલી કાળી બાંદીએ અંદરથી બારણાં ઉઘાડયાં.

આટલી રાત્રે જેરિનાને એકલી પાછી આવેલી જોઇને એ કાળી બાંદીએ કહ્યું:–"કેમ જેરિનાબીબી! કયાં ગયાં હતાં?"

જેરિનાએ કહ્યું:–"બ્હેન! હું ત્હારા કરતાં પણ વિશેષ કમનશિબ છું; માટે મ્હને માન આપીને બોલાવવાની જરૂર નથી. મ્હારા દેશમાંથી જે લોકો આવ્યા છે તેમનું એક માણસ ઘણું બિમાર હોવાથી તેની પાસે આજે મ્હને વાર લાગી છે. અહિં તેમનું કોઇ પણ આત્મીય નથી; તેથી હું તેની સેવા ચાકરી માટે ન રોકાઉં તો કેટલું ખરાબ દેખાય? શું કરવું? મ્હારૂં કમભાગ્ય કિસ્મતજ એવું છે."

આમ કહેતાં કહેતાં જેરિનાએ પોતાના ઓઢણાનો છેડો આંખો ઉપર દબાવ્યો. તે જાણે રૂદન કરતી હોય એવો ભાવ દર્શાવતી કાંઇ પણ બોલ્યા સિવાય ઉપર ચઢી ગઇ. ઉપર જઇને તેણે જોયું કે, જુલિયા શાન્તિથી ઉંઘે છે. તે પણ તરતજ શય્યાવશ થઇ.

---

# પ્રકરણ ૧૩ મું.

## જુલિયાની નિરાશા.

રાત્રિ તેમજ દિવસ કોઇને પણ માટે રાહ જોતાં નથી. જેરિના જ્યારે જુલિયાના મકાનમાં પાછી આવી ત્યારે રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. બિછાનામાં સૂઇ રહીને પણ તે ઉંઘી શકી નહિ. રાજમાર્ગ ઉપર પોતાના લીધેજ એક ખૂન થઇ ગયું એ બાબતનો વિચાર કરતાં કરતાં તે ઉન્માદિની બની ગઇ. જુલિયા હજી સુધી ઉંઘતી હતી એ તેનું પરમ સૌભાગ્ય હતું. ભય ચિંતા તેમજ ઉત્તેજનાથી જેરિનાનું મુખમંડળ એટલું બધું મલિન થઇ ગયું હતું કે, જુલિયાની તીક્ષ્ણદૃષ્ટિથી તે પોતાનો મનોભાવ છુપાવી શકત નહિ. જુલિયા નિદ્રાધીન સ્થિતિમાં હોવા છતાં જેરિના નિદ્રાધીન થઇ શકી નહિ. પાપનો ભય મનુષ્યના અંતરમાં નિરંતર કાયમ રહે છે. જેરિના બદઆશ હોવા છતાં એક અબળા હતી; તેથી તેણે રાત્રિનો છેલ્લો પ્રહર અપાર ઉદ્વેગ તેમજ ભયમાં પસાર કર્યો. બીજે દિવસે પ્રભાતકાળે જુલિયા જાગ્રત થાય તે પહેલાં જાગ્રત થઇને તેણે સાંસારિક કાર્યો કરવા માંડયાં.

તે દિવસે જુલિયાને જાગ્રત થતાં થોડો વિલંબ થયો. તેને પણ આગલા રાત્રે બરાબર ઉંઘ આવી નહોતી. મધ્યરાત્રિ થયા પછી પણ ખોજો જબરદસ્ત પાછો નહિ આવ્યાથી તેની તેને ફિકર થયા કરતી હતી. તે ઉપરાંત મધ્યરાત્રિ સુધી જેરિનાનો પત્તો પણ નહોતો! એ સંબંધીના વિચારો કરતાં કરતાં જુલિયાએ અંતરની શાન્તિ ગૂમાવી હતી. શય્યાવશ થઇને તે વ્યાકુળતાથી આમતેમ આળોટવા

લાગી હતી, તથા રાત્રિના ત્રિજા પ્રહરના અરસામાં તેને નિદ્રા આવી હતી.

જુલિયા પ્રભાતકાળે શય્યાત્યાગ કરી પ્રાતઃકાર્ય પૂર્ણ કરી પછીથી કૉફી પીતી હતી. જેરિનાએ એ દિવસે વિશેષ તત્પરતાથી કૉફી બનાવી, તથા જુલિયાની નિદ્રા ભંગ કરવાના હેતુથી તેણે મધુરકંઠે એક ભજન ગાવા માંડયું.

જુલિયા જાગ્રત થઇ. તેણે જાગ્રત થતાંજ જોયું કે, જેરિના તેની શય્યા પાસે બેસીને આલાપથી ભજન ગાય છે. હાફિજના રચેલા ભક્તિભાવપૂર્ણ સુંદર સંગીતે તથા દીવાની જેરિનાના સુમધુર કંઠસ્વરે જુલિયાના વિષદગ્ધ જીવમાં જાણે કે શાન્તિ વર્ષાવી.

જુલિયાને જાગ્રત થયેલી જોઇને જેરિનાએ કહ્યું:—" મા ! વખત થઇ ગયો છે ! ખુદાનું સ્મરણ કરી શય્યાનો ત્યાગ કરો. મ્હેં કૉફી તૈયાર કરી રાખી છે. "

જુલિયાએ જેરિના ઉપર બિલકુલ સંદેહ કર્યો નહિ તેમજ રોષ સુદ્ધાં દર્શાવ્યો નહિ. પ્રસન્ન મુખે તેણે કહ્યું:—" જેરિના ! ત્હારૂં મધુર ભજન સાંભળી હું અતિ આનંદિત થઇ છું. હં, પણ કાલે મધ્યરાત્રિ સુધી તું કયાં હતી ? "

જેરિનાએ મનમાં ને મનમાં ખુદાના નામનું સ્મરણ કરીને કહ્યું:— " મા ! એ દુઃખની વાત શા માટે પૂછો છો ! મ્હારા દેશના જે લોકો આવ્યા છે તેઓમાંનો એક કાલે એકાએક બિમાર થઇ ગયા છે. આ સમસ્ત આગ્રા નગરમાં તેનું એક પણ સ્વજન નથી ! તેથી ઘણી રાત્રિ સુધી મ્હારે તેની સેવા ચાકરી કરવાને માટે રોકાવું પડયું હતું. "

જુલિયાએ કહ્યું: —" હું ત્હારી રાહ જોઇને મધ્યરાત્રિ સુધી જાગતી પડી રહી હતી. જબરદસ્ત પણ મ્હને કહ્યા સિવાય કયાં

ચાલ્યો ગયો છે તે હું સમજી શકતી નથી. આટલા વિશાળ મકાનમાં હું અને કાળી બાંદી સિવાય બીજું કોઇ નહોતું. કાલે હું ઘણો ભય પામી હતી ! વિવિધ વિચારો કરતાં કરતાં ઉંઘી ગઇ હતી. અત્યારે તને તો પાછી આવેલી જોઉ છું; પરંતુ એ ખોજો ક્યાં ગયો ?! આજે મ્હારે દૂર આવેલા એક ઠેકાણે જવાનું છે! તેથી એ ખોજાની ખાસ જરૂર છે ! આજે એ ઠેકાણે તેને મોકલ્યા સિવાય મ્હારો બીજો કોઇ ઉપાય નથી ! તેનો પત્તો નહિ લાગે તો મ્હારે તને મ્હારી સાથે લઇ જવી પડશે !"

જેરિના જુલિયાનાં આ વચનો સાંભળી ચમકી ઉઠી ! જુલિયાએ પોતાના મન સાથે કાંઇ વિચાર કરીને કહ્યું:-"ના ના—ત્હારી મ્હારી સાથે કશી જરૂર નથી; એ ઠેકાણું અહિંથી ઘણે દૂર આવેલું છે. વળી આપણે બન્ને સાથે જઇએ તો અહિં કોણ રહે? મ્હને લાગે છે કે, જબરદસ્ત એ ઠેકાણેજ ગયો છે. ત્યાં તેની સાથે મ્હારી મુલાકાત થશે. મ્હેં તેને મ્હારી આગળ ત્યાં જવાનું કહ્યું હતું."

જબરદસ્ત કયાં ગયો છે એ જેરિના સારી રીતે જાણુતી હતી; તેથીજ તે જુલિયાને મુખે તેનું નામ સાંભળીને ભયથી કંપી ઉઠી હતી. તેણે મનમાંને મનમાં વિચાર્યું:-"જો જબરદસ્તખાન મરી નહિ ગયો હોય અને જીવતો હશે તો તે કેદમાં પડી રહીને મરી જાય એવો નથી. મુર્ચ્છા વળતાંજ તે અત્રે આવવાનો પ્રયત્ન કરશે. તેના અપાર જોર આગળ આજમદાદનું કે તેના સાથીદારોનું કાંઇ ચાલવાનું નથી, અને જો કદાચ તે મ્હારા દુર્ભાગ્યે એ ત્રણ દિવસ પછી અહિં આવી પહોંચશે તો મ્હને રિબાવી રિબાવીને એ મ્હારો જીવ લેશે!"

ગંભીર અંધકારમાં જેરિનાએ જાણે કે એક દીપકનો સામાન્ય પ્રકાશ જોયો ! તેણે તરતજ પોતાના મન સાથે વિચાર્યું:-"જો જુલિયાબીબી કદાચ આજે મધ્યાન્હકાળેજ ચાલી જાય તો મ્હારે માટે એ ઘણી સુગમતા થશે; હું અવકાશ મળતાં આજમદાદની સાથે મસલત કરીશ. એ શયતાન જબરદસ્તખાન મુઓ છે કે જીવતો તે સમાચાર પણ મેળવી શકીશ."

તે દિવસે આવા ઉદ્વેગમાંજ જેરિના તેમજ જુલિયાનો પ્રભાતકાળ પસાર થયો.

---

# પ્રકરણ ૧૪ મું.

---

## પાષાણ પર ઉપદેશરૂપ પાણી !

ધીમે ધીમે મધ્યાન્હકાળનો સમય થયો તો પણ ખોજો પાછો ફર્યો નહિ. એ માટે જુલિયાને ઘણી ચિંતા થવા લાગી. તો પણ તેના મનમાં એક વાત જાગતી હતી. તે એમ વિચારતી હતી કે, "મ્હેંજ તે દિવસે તેને એકલાને શેખજીની પાસે જવાનું કહ્યું હતું. હું પોતે શેખજીની પાસે જઇશ એ વાત તો મ્હેં તેને કહી નથી. કદાચ તે શેખજીની પાસેજ ગયો હશે. ગમે તેમ હોય, એક વખત મ્હારે પણ ત્યાં જવાની જરૂર છે. મ્હારી સાથે આઠ માણસો રહેશે પછી શી ચિંતા છે? અહિંથી શેખજીનો મુકામ કાંઇ એ ગાઉથી વિશેષ દૂર નથી. જો દિવસે જઇશ તો દિવસેજ પાછી આવી પહોંચીશ. ભય રાખવા જેવું કાંઇ કારણ નથી. કદાચ જેરિનાને સાથે લઇ જઉં તો પણ શી હરકત છે? તેને સાથે લઇ જવીજ ઠીક છે."

આ પ્રમાણે વિચાર કરી, કાળી દાસીને મોકલી જુલિયાએ એક પાલખી મંગાવી. આ મુસલમાન પાલખી ઉંચકનારાઓને જુલિયા પ્રથમથીજ પિછાનતી હતી. બરાબર મધ્યાન્હકાળે જુલિયા આગ્રાથી આત્માદપુર નામના એક ગામ તરફ જવા નીકળી. તેણે જેરિનાને પણ પોતાની સાથે લીધી.

જોતજોતાંમાં લગભગ એક કલાક પસાર થઇ ગયો. આ સમય દરમ્યાન પાલખી ઉંચકનારાઓએ રસ્તામાં બે ઠેકાણે વિશ્રામ લીધો. પછીથી તેમણે એક મયદાન વટાવીને એક ન્હાના ગામડામાં પ્રવેશ કર્યો. ગામ વટાવી ગયા પછી કેટલાંક વિશાળ મકાનનાં ભાંગ્યાં તૂટયાં ખંડેરો જોવામાં આવ્યાં. એ ખંડેરોની આસપાસ ગંભીર જંગલ આવેલું હતું. કોઇ મ્હોટા શહેરનો નાશ થતાં અનેક વર્ષ પછી તેનાં જેવી સ્થિતિ થાય તેવી જ સ્થિતિ આ સ્થાનની થયેલી હતી.

અમને એમ લાગે છે કે, પઠાણ યા તો હિંદુ બાદશાહના રાજત્વકાળ સમયે આ સ્થાને એક મ્હોટું શહેર હોવું જોઇએ; પરંતુ કોઇના પણ સઘળા દિવસો સરખા જતા નથી. કાળચક્રના પરિવર્ત્તન સાથે અનેક પ્રકારના અવનવા ફેરફારો થયાજ કરે છે. આજે જે મ્હોટું શહેર હોય છે તે કેટલાક કાળ પછી સ્મશાન થઇ જાય છે. આજે જ્યાં પર્વત હોય છે ત્યાં કેટલાક કાળ પછી સુનીલ સલીલા વહેતી જણાય છે. આ વિધાતાનું લીલાવૈચિત્ર્ય છે. ક્ષણભંગુર અને પરિવર્તનશીલ જડ જગતનો આવોજ નિયમ છે.

જેરિના શાંતિથી પાલખીમાં બેસી આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. જુલિયા કાંઇ બોલતી નહિ હોવાથી તે શાંત બેસી

રહી હતી; પરંતુ સ્ત્રીજાતિ ક્યાં સુધી શાંત રહી શકે? જેરિનાએ કહ્યું:—" મા! તમે હમણાં ક્યાં જાઓ છો એ મ્હને જણાવી શકશો કે?"

જુલિયાએ કહ્યું:—" આજકાલ મ્હારો સમય શાન્તિમાં જતો નથી. મ્હારી ચોતરફ અનેક સંકટો આવેલાં છે. આ જંગલમાં એક ધર્મનિકેતન આવ્યું છે; ત્યાં શેખજી નામના એક મુલ્લાં રહે છે, તેઓ ઘણું સારૂં જ્યોતિષશાસ્ત્ર જાણે છે. એક વખતે તેમણે મ્હારા ભવિષ્યની જે ગણના કરી હતી તે ખરી પડી છે. મ્હેં એમ સાંભળ્યું છે કે, એ મુલ્લાંની ઉમર સો વર્ષની છે છતાં તેઓ એક બહાદુર યુવાનના જેવા દેખાય છે. તેમને જોતાંજ તું સમજીશ કે હું જે કહું છું તે સાચું છે કે નહિ. તું ધારૂં છું કે હું આગ્રા શહેરના એક પ્રતિષ્ઠિત અમીરની કન્યા છું એ તું જાણતી નથી. મ્હારા કર્મફળથીજ મ્હારી આવી શોચનીય સ્થિતિ થઇ છે. શેખજીને મ્હારા પિતા પાસેથી નિયમિત અમુક રકમ દર વર્ષે આપવામાં આવતી હતી. હજી પણ હું તેમને એ રકમ આપું છું. તેઓ મ્હારા પર અપાર પ્રેમ રાખે છે, તથા હું પણ તેમની ઘણી ભક્તિ કરૂં છું. જગતમાં જો કોઇ મ્હારૂં પોતાનું હોય તો તે માત્ર આ શેખજી છે. હું તેમની પાસેજ જઉં છું."

જુલિયા એક નિશ્વાસમાં અંતરના આવેગની આટલી હકીકત બોલી. જેરિનાએ જુલિયાનાં આ વચનો ઉપર વિશ્વાસ મૂક્યો. થોડા સમય પછી તેઓ શેખજીના ધર્મનિકેતનમાં જઇ પહોંચ્યાં.

મુલ્લાંજી આ ધર્મનિકેતનમાં એકલાજ રહેતા હતા. તેમણે પોતાની સેવા ચાકરી માટે બે નોકરો રાખ્યા હતા. ધર્મનિકેતનની જમણી બાજુએ એક સમાધિભૂમિ હતી. તેમાં અનેક પ્રતિષ્ઠિત માણસોની કબરો હતી; પરંતુ એ માણસોના વંશનો લોપ થવાથી

મગર તો દિવસે દિવસે તેમના વંશજોની સ્થિતિ દીનહીન થઇ જવાથી એ કબરો ભાંગેલી તૂટેટી જોવામાં આવતી હતી. પ્રત્યેક દિવસે સંધ્યાકાળે એ સઘળી કબરો પર દીપક મૂકવામાં આવતો હતો. પવિત્ર દિવસે મુલ્લાંજી એ સઘળી કબરો પાસે ઉભા રહીને કુરાન વાંચતા હતા. આથી પીરોત્તર સંપત્તિની વ્યવસ્થા થઇ હતી. એ સંપત્તિમાંથી મુલ્લાંજીનું ઘણી સારી રીતે ગુજરાન થતું હતું.

મુલ્લાંજી એક એકાંત ઓરડીમાં બેસી કુરાન વાંચતા હતા; એવા સમયે જુલિયા તેમની પાસે જઇ પહોંચી. જુલિયાએ મુલ્લાંજીની પાસે આવતી વખતે જેરિનાને એક ઓરડામાં બેસાડી હતી.

વૃદ્ધ મુલ્લાંની સ્હામે એક લાકડાનું મેજ હતું. એ મેજના પર કુરાન ગોઠવેલું હતું. જુલિયાને જોતાંજ મુલ્લાંજી અતિ પ્રસન્ન થયા. તેઓ જુલિયાને પોતાની પુત્રી સમાન સમજતા હતા. મુલ્લાંજીની પાસે એક આસન પડેલું હતું. જુલિયા એ આસન ઉપર બેઠી.

મુલ્લાંજીએ પ્રસન્ન મુખે કહ્યું:-"જુલિયા! કેમ છે? ઘણા દિવસથી તું અહિં આવી નહોતી તેથી હું એમજ સમજતો હતો કે તું મ્હને ભૂલી ગઇ છે."

જુલિયાએ પણ આનંદસૂચક સ્વરે કહ્યું:—" ના ના—એમ ન બોલો. સમસ્ત દુનિયામાં આપના સિવાય બીજું કોણ મ્હારૂં પોતાનું માણસ છે? માત્ર એક ખુદા છે; મગર ખુદાને તો હું જોઇ શકતી નથી. અત્યાર સુધીમાં મ્હારા પર અનેક સંકટો આવી ગયાં છે."

મુલ્લાંજીએ ઉત્સુકતાથી કહ્યું:—" મ્હેં તો પ્રથમથીજ ત્હારા ભાગ્યની ગણના કરીને તને સાવધાન રહેવાની સૂચના કરી હતી. શું બન્યું હતું તે મ્હને કહે તો ખરી?"

જુલિયા:—એક માણસ મ્હારૂં ખૂન કરવાને આવ્યો હતો.

શેખજી:—કેમ ?

જુલિયા:—દૌલતના લોભથી.

શેખજી:—તું કેવી રીતે બચી ગઇ ?

જુલિયા:—મ્હારા વિશ્વાસુ ખોજાએ મ્હને બચાવી.

શેખજી:—જબરદસ્તખાને કે ?

જુલિયા:—હા.

શેખજી:—જે માણુસ ત્હારૂં ખૂન કરવાને આવ્યો હતો તે ચોર હતો કે ?

જુલિયા:—ના, તે મ્હારો ઓળખીતો હતો. આપે પણ કદાચ તેનું નામ સાંભળ્યું હશે.

શેખજી:—તું કહેને કે એ કોણ હતો ?

જુલિયા:—આજમદાદખાન.

શેખજી:—નિશારતખાનનો ભત્રિજો આજમદાદખાન ? એ બદમાશ કે ?

જુલિયા:—હા, એજ.

શેખજી:—એણે તને કોઇ રીતે આઘાત તો કર્યો નહોતોને ?

જુલિયા:—ના, પણ જે સમયે એ મ્હારૂં ખૂન કરવાની તૈયારીમાં હતો એ સમયેજ ખોજાએ આવી મ્હને બચાવી.

શેખજી:—ત્યારે થાણામાં ખબર મોકલીને ત્હેં એ શયતાનને ગિરફતાર કેમ ન કરાવ્યો ?

જુલિયા:—એ માટે ખોજાએ તેને કેદ કરી રાખ્યો હતો; પરંતુ એ શયતાન લુચ્ચાઇથી નાશી ગયો છે.

આમ કહીને જુલિયાએ એ સઘળી હકીકત ટૂંકમાંજ શેખજીને કહી સંભળાવી. સઘળી હકીકત સાંભળી રહ્યા પછી શેખજીએ

કહ્યું:–" ત્હારી જન્મપત્રિકા મ્હારી પાસે છે. તે દિવસે મ્હેં એ તપાસી હતી. ત્હારા શિર પર હજી મ્હોટું સંકટ આવી પડશે. જયારે આજમદાદખાને ત્હારી સાથે શત્રુતા કરી છે ત્યારે તેનાથીજ આ મહાસંકટ ત્હારા પર આવશે. તું અહિં એકલી આવી છે?"

જુલિયા:—ના મ્હારી સાથે એક નવી બાંદી આવી છે. તેનું નામ જેરિના છે.

શેખજી:—એ કયાં છે?

જુલિયા:—તેને હું નીચે બેસાડીને આવી છું.

શેખજી:—જબરદસ્તખાન કેમ ન આવ્યો?

જુલિયા:—ત્યારે શું એ મ્હારી પહેલાં આપની પાસે નથી આવ્યો?

શેખજી:—ના,

જુલિયા:—ત્યારે તો તે જરૂર કોઇ ઠેકાણે સંકટમાં ફસાયો હશે.

શેખજી:—એ ત્હેં કેવી રીતે જાણ્યું?

જુલિયા:—આજે બે દિવસથી તે જોવામાં આવતો નથી–તેનો કાંઇ પતો લાગતો નથી.

શેખજી:—ઘણી અજાયબીની વાત!

જુલિયા:—જબરદસ્તખાન મ્હને કહ્યા સિવાય કોઇ પણ ઠેકાણે જતો નથી. વળી આજમદાદની સાથે તેને ઘણી શત્રુતા છે. મ્હને એમ લાગે છે કે, એ ગૂમ થયો છે તેનું કારણ આજમદાદજ હોવો જોઇએ—કદાચ એ પાપાત્માએ મ્હારા વફાદાર ખોજાનો જીવ લીધો હશે."

શેખજી:—મ્હારા મત પ્રમાણે માત્ર બે સ્ત્રીઓની સહાયતા ઉપર નિશ્ચિત રહીને તું ત્હારા વિશાળ મકાનમાં એકલી રહે એ શ્રેયસ્કર નથી. આગ્રામાં મ્હારો એક પ્રિય શિષ્ય છે. તેનાપર હું પત્ર

લખી આપું છું. મ્હારો પત્ર તું કોઇ પણ રીતે તેને પહોંચાડજે એટલે એ તને એક સારો માણુસ શોધી આપશે.

જુલિયાએ થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—"આપની સલાહ વ્યાજબી છે. હવે હું આપને એક વાત પૂછું છું કે, સેલિમાના શા સમાચાર છે?"

શેખજી:—એ તદ્દન સારી હાલતમાં છે. જે વિષપ્રયોગથી તેના દેહમાં પુનઃ જીવ લાવવામાં આવ્યો હતો તેની ક્રિયાનો લોપ થયો છે; આમ છતાં તે શી ચિંતાથી દિવસે દિવસે સુકાતી જાય છે તે હું કહી શકતો નથી. ઇસ્કાન્દારખાનના શા સમાચાર છે?

જુલિયાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:-"હું તેને મુક્તિ આપવાની ઇચ્છા દર્શાવું છું; પરંતુ એ મુક્ત થવાને ઇચ્છતો નથી. તે જો મ્હારો આશ્રય છોડી દે તો સરકારી પોલીસ તેને પકડે એવો તેને ભય રહે છે."

જુલિયાએ ઇસ્કાન્દાર સંબંધી અસત્ય હકીકત કહીને શેખજીને છેતર્યા. શેખજીએ જુલિયાનાં વચનો પર કશો સંદેહ કર્યો નહિ.

થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી જુલિયાએ કહ્યું:—"મ્હારે આજેજ અત્રેથી વિદાય થવું પડશે. હવે માત્ર બે કલાકનો વખત છે. સંધ્યાકાળ થતાં ન થતાંમાં મ્હારે આગ્રા પહોંચવું જોઇએ. હું અત્રે આવી તેથી આપની ધર્માલોચનાને વ્યાઘાત થયો છે; પરંતુ શું કરૂં? આ દુનિયામાં આપના સિવાય મ્હારી દાઝ જાણે એવું બીજું એક પણ માણુસ નથી!"

આમ કહીને હતભાગિની જુલિયાએ આંખો સાફ કરી. શેખજી જુલિયાનાં નેત્રોમાં અશ્રુજળ જોઇને દુઃખિત થયા. તેમણે નમ્રતાથી તેને કહ્યું:—"બ્હેન! રડીશ નહિ! અત્યાર સુધી ત્હેં જે રીતે ત્હારૂં

જીવન પસાર કર્યું છે તે રીત તું બદલી નાખ. પ્રવૃત્તિની ઉપાસના કરીને ત્હેં દુઃખ સિવાય બીજું કાંઇ મેળવ્યું નથી. હવે તું નિવૃત્તિ-માર્ગનું અનુસરણુ કર. એથી ત્હારા અંતરમાં અપૂર્વ શાન્તિ આવશે. જો ત્હારાથી બની શકે તો તું આગ્રા શહેરનો ત્યાગ કરી મ્હારી પાસે આ ધર્મનિકેતનમાં આવીને રહે."

જુલિયાએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:—"આપ તો સઘળું જાણો છો. અત્યાર સુધી જે ઐશ્વર્યને સાચવી રાખ્યું છે તેની શી વ્યવસ્થા કરૂં ?"

શેખજીએ ગંભીરતાથી કહ્યું:—"જુલિયા ! જો, હમણાં થોડા દિવસથી હું ત્હારીજ વાતનો વિચાર કરૂં છું. કયા વંશમાં ત્હારો જન્મ થયો છે તેનો તું વિચાર કરી જો—ત્હેં કેવી રીતે ત્હારી જાતનું અધઃપતન કર્યું છે ? ત્હારા શોચનીય કલંકને તેમજ ત્હારી મતિગતિની વિચિત્ર સ્થિતિ જોઇને ત્હારા પિતાએ ભગ્ન હૃદયે પોતાનો પ્રાણ છોડયો છે. પ્રવૃત્તિની દાસી થઇને ત્હેં શું નથી કર્યું ? પ્રેમની ઇર્ષ્યાથી બળી જઇને ત્હેં સેલિમા પર કેટલો બધો જુલ્મ ગુજાર્યો છે ? ઇસ્કાન્દારને મેળવવાની આશાથી ત્હેં સુલતાનની વીંટી ચોરી, તેની છાપ મારીને સેલિમાને ત્હેં શાહજાદાનો બનાવટી પત્ર લખ્યો છે. એ પત્રથી સેલિમાના સર્વસ્વનો નાશ થયો છે. ત્હારીજ ચાતુરાઇથી એ પત્ર ઇસ્કાન્દારના જોવામાં આવ્યો છે; તેથીજ તેણે ક્રોધથી ઉન્મત્ત બની જઇ સેલિમાનું ખૂન કર્યું: પરંતુ સેલિમાને સખ્ત ઘા નહિ થવાથી ખુદાની કૃપાથી તેમજ મ્હારી મહેનતથી તે બચી ગઇ છે. તે સિવાય બીજી અનેક બાબતોનો ત્હારે વિચાર કરી જોવાનો છે. હું તને ત્હારી બાલ્યાવસ્થાથીજ ઓળખું છું. તું મ્હારા ખોળામાં ઘણા દિવસ સુધી રમી છે. મ્હેં ત્હારા પર ઘણો પ્રેમ કર્યો છે. ત્હારા પિતા મ્હારા

પ્રિય શિષ્ય હતા. તેમની તું કન્યા છે. તને હું મારી પુત્રીની માફક ચ્હાઉં છું; તેથીજ મ્હારે આ સંકટજનક કાર્યોમાં તને સહાયતા કરવી પડી છે. સેલિમાનું ખૂન થયા પછી પશ્ચાતાપની પ્રચંડ જ્વાળા ત્હારાથી વેઠી નહિ શકાયાથી જ્યારે ત્હેં મ્હારી પાસ આવીને સજળ નયને કહ્યું કે, " મ્હારૂં રક્ષણ કરો. જીવનમાં જે પાપની મ્હેં કદિ કલ્પના પણ નહોતી કરી તે કાર્ય મ્હારે કરવું પડયું છે. વિના દોષે હું એક ખૂનના કારણરૂપ થયો છું. સેલિમા મરી ગઇ છે અને આજે રાત્રે તેને કબરમાં દાટવામાં આવનાર છે. જો બની શકે તો તમે સેલિમાને બચાવો. આપ ઘણાં અલૌકિક ઔષધો જાણો છો." ત્હારાં આ વચનો સાંભળતાં, ત્હારૂં અશ્રુજળ મ્હારાથી જોઇ નહિ શકાયાથી એ દેહની તેને કબરમાં દાટવામાં આવ્યા પછી મ્હેં તપાસ કરી. તપાસ કરતાં જ્યારે મ્હને એમ માલૂમ પડયું કે, સેલિમા મરી ગઇ નથી. તેના દેહમાં ગરમ લોહી વહે છે—ભયથી ને મુર્છિત બની ગઇ છે ત્યારે હું તેના ઘા ઉપર 'મૃત સંજીવની' વિષનો પ્રયોગ કરી આવ્યો. ગુલાબનાં પુષ્પોથી તેના દેહને સજ્જિત કરી એ પુષ્પો પર મ્હેં 'મૃત સંજીવની' વિષ છાંટયું. એ ઔષધની પરીક્ષા કરવાનો મ્હને તે પહેલાં સમય મળ્યો નહોતો; તેથી તેની પરીક્ષા કરી જોવાના હેતુથી મ્હેં તને સહાયતા કરી હતી. પછીથી ખુદાએ મ્હારા તરફ દૃષ્ટિ ફેરવી. ઔષધની ક્રિયા દેખાવા લાગી. એ ઔષધપ્રયોગથી સેલિમા વાયુપ્રવાહશૂન્ય કબરમાં પણ જીવતી રહી; પરંતુ જો ત્રણ દિવસમાંજ તેને કબરમાંથી બ્હાર કાઢવામાં ન આવે તો તે મરી જાય તેમ હતું ! બીજી તરફથી તેના ખૂનની તપાસ માટે ઘણી શોધખોળ ચાલતી હતી. કબરસ્થાન પાસે પણ પહેરેગીરો પહેરો ભર્યા કરતા હતા ! મનમાં વિચારી જો કે, મ્હેં ત્હારે માટે કેટલાં સંક-

ટોની પરવાહ કરી નથી ? ખુદાની મ્હારા પર મિહરબાની હોવાથી એ રાત્રે મુષળધાર વૃષ્ટિ થઇ. વંટોળીઆનું મ્હોટું તોફાન થયું; તેથીજ આપણે સેલિમાને બચાવી શકયાં. મ્હેં પણ કેટલું બધું દુઃખ વેઠયું ? હું સંસારવિરાગી થઇને પણ ત્હારા પ્રત્યેના અપૂર્વ સ્નેહને લીધે આવા નીચ કાર્યમાં ત્હારો મદદગાર થયો. તે પછી પણ ત્હેં કેટલું દુઃખ ભોગવ્યું ? આ બધું ત્હારી પ્રવૃત્તિનું શોચનીય પરિણામ નથી કે શું ? આથીજ કહું છે કે, હજી પણ સમય છે. હજી તું માત્ર નરકના દ્વાર સુધી ગઇ છે. નરકકુંડમાં ગઇ નથી. હવે આ નરક-દ્વાર પાસેથી પાછી ફરવાનો યત્ન કર. શયતાનને લાત મારી, દૂર કરી, ખુદાના ચરણોમાં આશ્રય લે. પ્રવૃત્તિની ચરિતાર્થતાજ હવે ત્હારે માટે પ્રેમ છે. એ પ્રેમમાં દુઃખ નથી. તું ચિત્ત પર જય મેળવ. ખુદાની બંદગી કરવામાં ત્હારો વખત પસાર કર. સાંભળ જુલિયા ! હજી પણ ત્હારા સંકટોનો અંત આવ્યો નથી. ત્હારી જન્મપત્રિકા ઉપરથી મ્હેં જે ગણના કરી જોઇ છે તે ઉપરથી ત્હારા શિરે એક મહા ભયંકર સંકટ આવશે એમ મ્હને લાગે છે. એ સંકટથી કદાચ ત્હારો જીવ પણ જોખમમાં આવી પડશે. એ સંકટ કેવી રીતે આવશે તે ચોક્કસ રીતે હું કહી શકતો નથી. જો ભવિષ્યમાં આવી પડનારા ભયંકર સંકટમાંથી મુક્ત થવાની ત્હારી ઇચ્છા હોય, અંતરમાં શાન્તિ મેળવવાની ત્હારી અભિલાષા હોય, જો પાપપંકમાં ડૂબવા ન ઇચ્છતી હોય તો હું તને જેમ કહું છું તેમ કર. ત્હારૂં આવું ભુવનમોહન સૌંદર્ય કાંઇ સદા કાયમ રહેશે નહિ ! રોગના પ્રભાવથી આ સૌંદર્યમય દેહ કદાચ હાડપિંજર જેવો પણ બની જાય. ત્હારૂં જે કાંઇ છે તે કાયમ રહેશે નહિ. રહેશે માત્ર કલંક, પાપ અને અપકીર્ત્તિ. એના બદલામાં ત્હારે પરલોકમાં અનંત દુઃખ ભોગ-

વવું પડશે. જુલિયા ! હજી પણ સન્માર્ગે આવ. હજી પણ સમય છે. હજી જો તું પાપમાર્ગનો ત્યાગ કરી પુણ્યમાર્ગે ચાલીશ તો ત્હારા સુખ તેમજ શાન્તિનો પાર રહેશે નહિ. હું તને મ્હારી પોતાની પુત્રી સમાન સમજું છું. હજી પણ તું મ્હારો ઉપદેશ સાંભળ."

જુલિયા વૃદ્ધ ફકીર શેખજીનાં આ મર્મભેદક તિરસ્કારયુક્ત વાક્યો સાંભળી ક્ષણે ક્ષણે ધ્રૂજવા લાગી. તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેના જીવમાં એક પ્રકારનું અસહ્ય દુઃખ થવા લાગ્યું ! તેણે ઓઢણાના છેડાથી ચક્ષુજળ સાફ કરીને કહ્યું:—"કહો કહો કે હું શું કરૂ? શું કરવાથી મ્હારા આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત થશે ?"

શેખજીએ ગંભીર સ્વરે કહ્યું:—"સાધારણ રીતે હું એમ જાણું છું કે, ત્હારી પાસે લાખ રૂપિયા ઉપરની સંપત્તિ છે. એ સંપત્તિ તું કોને માટે સાચવી રાખે છે ? એક માણસ કદિ પોતાની સંપત્તિ ભોગવી શકે છે કે ? ત્હારી આ અપાર સંપત્તિનો રક્ષક કોણ છે ? જે સંપત્તિનો રક્ષક નથી તે સંપત્તિ જોતાંજ ચોર લૂંટારાઓ લોભાય છે. તું ઇસ્કાન્દારને છોડી દે. સેલિમાને પુનઃ ઇસ્કાન્દારને સ્વાધીન કર. જે સેલિમા અને ઇસ્કાન્દાર ઉપર ત્હેં આટલો બધો જુલ્મ ગુજાર્યો છે તેમને તું ત્હારી અડધી સંપત્તિ સર્પણ કર. એમ કરવાથી ત્હારા પાપનું પ્રાયશ્ચિત્ત થશે. આ પ્રાયશ્ચિત્ત ત્હારી સ્વાધીન ઇચ્છાને આધીન છે. એમ કરવાથી તું અપૂર્વ શાન્તિ અનુભવી શકીશ. જુલિયા ! તું તેમનું બન્નેનું પુનર્મિલન કર. ત્હારી પ્રવૃત્તિના બંધનને તું તોડી નાખ."

શેખજીનાં આ વચનોનો જુલિયાએ કશો ઉત્તર આપ્યો નહિ. માત્ર એક ગાઢ નિઃશ્વાસમાંજ તેનું મનોદુઃખ જણાઇ આવ્યું. પછીથી તેણે અસ્પષ્ટ કંઠે કહ્યું:—"આ પ્રવૃત્તિના બંધનને શિથિલ કરવાનો હું પ્રયત્ન કરી જોઇશ ! સેલિમાની હમણાંની

હાલત જોઇ મ્હારા હૃદયમાં દયા ઉપજે છે કે નહિ તે જોઇશ. આપ નિરંતર શાસ્ત્રચર્ચા કર્યા કરો છો—આપે આપના જીવનમાં કદિ અન્યાય કાર્ય કર્યું નથી. જે કાંઇ કરો છો તે માત્ર મ્હારે માટે જ કરો છે; પરંતુ પિતા! ખુદાએ આ સંસારમાં રમણીની સૃષ્ટિ કેવી રીતે કરી છે એ માત્ર તેજ જાણે છે. રમણીઓ કોઇ ઠેકાણે શાન્તિ અને કરૂણામયી દેવીમૂર્તિરૂપે બિરાજે છે ત્યારે કોઇ કોઇ ઠેકાણે તેમના કલુષિત નિશ્વાસોથી, વિધાતાના આ શાન્તિમય સંસારમાં પાપનો દાવાનળ સળગી ઉઠે છે. એ અગ્નિમાં કેટલાં માણસો તેમજ કેટલા સંસારો બળીને ખાકસાર થઇ જાય છે? તેઓ એકરૂપે પુણ્ય છે ત્યારે અન્યરૂપે પાપ છે. એકરૂપે દેવી છે અન્યરૂપે દાનવી છે. મ્હારા આ અધઃપતનને માટે હું એકલીજ જવાબદાર છું—બીજું કોઇ નથી. વળી જો મ્હારા પોતાનાજ પ્રયત્નથી હું દેવી થઇ શકું તેમ હોઇશ તો તેવી થવાનો પ્રયત્ન કરીશ. ખુદા મ્હને ખરો માર્ગ બતાવે એ માટે હું તેની પ્રાર્થના કરીશ. હવે મ્હને અહિંથી વિદાય થવાની રજા આપો. વખત થઇ ગયો છે. હું એક વખત સેલિમાને જોઇ આવું."

શેખજી જુલિયાનાં આ પશ્ચાત્તાપ પૂર્ણ વાકયો તેમજ તેનાં નેત્રોમાંથી વહેતી અશ્રુધારા જોઇને સમજ્યા કે, પાષાણ ચુર્ણ થવાનો પ્રારંભ થયો છે. તેમણે સંધ્યાકાળને થોડોજ વિલંબ જોઇ, નમાજ કરવાને માટે બીજા ઓરડાંમાં પ્રવેશ કર્યો. જુલિયા પણ તેમની પાછળ ગઇ.

*　　*　　*　　*　　*

બીજી તરફ જુલિયા અને શેખજીની દૃષ્ટિ તેમજ જ્ઞાન બ્હાર જે પ્રકાર બનતો હતો તેની તેમને કોઇને ખબર નહોતી. જુલિયાને

પોતાની પાસે આવતાં વિલંબ થતો જોઇ જેરિના મેડા પર ચઢતી હતી; પરંતુ એકાએક ઇરકાન્દારખાન અને સેલિમાનું નામ સાંભળવામાં આવતાં તેણે વિસ્મિત થઇ જઇને જુલિયા તેમજ શેખજી વચ્ચે જે વાતચિત થઇ તે ચુપકીદીથી સાંભળી લીધી અકબરના રાજત્વ-કાળનું ગંભીર રહસ્ય તે જાણી શકી.

તેણે આજમદાદને મુખે એમ સાંભળ્યું હતું કે, સેલિમા જીવતી છે. ઇરકાન્દારને મેળવવાને માટેજ જુલિયાએ તેનું મૃત્યુ નિપજાવ્યું હતું. હવે તે સમજી શકી કે, સેલિમા જીવતી સ્થિતિમાં આ ધર્મ-નિકેતનમાંજ છે. આ સમાચાર આજમદાદને જણાવ્યાથી તે કેટલો બધો આનંદિત થશે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. જે સેલિમાના ખૂની મામલાને માટે આટલી બધી ઉથલપાથલ થઇ રહી હતી—જે ખૂનનું રહસ્ય જાણવાને અસંખ્ય શક્તિશાળી માણસો અનેક પ્રકારના યત્નો કરતા હતા—એ સેલિમા જીવતી છે! જેરિના સઘળી હકીકત સાંભળી લઇ સાવધાનતાથી પાછી નીચે ઉતરી, અને જુલિયાએ તેને જે ઠેકાણે બેસાડી હતી તે ઠેકાણે બેસી ગઇ.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### જુલિયાની જીવનકથા.

જેરિના જુલિયાને વિલંબ થયો તેથી યા તો વૃદ્ધ શેખજી તેના ભવિષ્યની કેવી ગણના કરે છે તે જાણવાના હેતુથી સાવધાનતાથી મેડા ઉપર આવી હતી: પરંતુ પછી જ્યારે તેણે શેખજી અને જુલિયા વચ્ચે ઇરકાન્દાર અને સેલિમા સંબંધીની વાતચિત ચાલતી સાંભળી

ત્યારે તેણે કુતુહલતાથી તેમની અથેતિ વાતચિત સાંભળી લીધી. એ વાતચિત સાંભળી રહેતાંની સાથેજ તને રોમાંચ ખડાં થયાં.

સેલિમા મરી ગઇ નહોતી—જીવતી હતી ! અને એ સેલિમાના ખૂની મામલાનું રહસ્ય જાણવાને માટે રાજદરબારમાં આટલી બધી ખટપટો ચાલી રહી હતી.

જેરિનાએ પ્રથમ એક વખત પોતાના મન સાથે વિચાર્યું:—"અહિંથી ચુપકીદીથી ચાલો જઇને એક વખત જહાન્દારખાનને આ સમાચાર જણાવું. એમ કરવાથી જે ઇનામ જાહેર કરવામાં આવ્યું છે તે મ્હને એકલોનેજ મળશે. એક દિવસમાંજ મ્હારા ભાગ્યનો ભાનુ પૂર્ણતેજથી પ્રકાશશે." પરંતુ તરતજ તેના મનમાં પાછો એવો વિચાર આવ્યો કે:—"એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી. જો આ સંબંધી જુલિયા કદાચ વ્હેમાય અને મ્હારા ગૂમ થયાની વાત તે જાણે તો તે સેલિમાને બીજે ઠેકાણે છુપાવી દે, અને મ્હારી કરેલી સઘળી શોધ વ્યર્થ થઇ પડે. વળી મ્હારા જેવી એક સામાન્ય સ્ત્રીની વાત પર વિશ્વાસ મૂકીને આગ્રા શહેરના મુખ્ય કોટવાલ જહાન્દારખાન પણ કષ્ટ વેઠીને આટલે દૂર શા માટે આવે? વળી કદાચ મ્હારી વાત પર વિશ્વાસ મૂકીને જહાન્દારખાન જો અહિં સુધી આવે અને એ સમય દરમ્યાન જુલિયા સેલિમાને અન્ય સ્થળે છુપાવી દે તો જહાન્દારખાનને નિરાશ થવું પડે, અને મ્હારે તેમની નિરાશાને કારણે મહાદુઃખ ભોગવવું પડે !"

વળી થોડા વખત પછી ચતુર જેરિનાએ મનમાં ને મનમાં વિચાર્યું:—"હું પતિતા તેમજ કલંકિની છું તો પણ મ્હારામાં થોડી ઘણી ધર્મભાવના તો છેજ. આજમદાદ ઘરકાન્દારને પકડાવીને ઇનામ મેળવવાના પ્રયત્નો કરે છે. તેની સાથે હું લુચ્ચાઇ કરૂં તો તે

અધર્મ કર્યોજ કહી શકાય. કદાચ મ્હારી વિશ્વાસઘાતકતા જોઇને નિષ્ઠુર આજમદાદ મ્હારો જીવ લેતાં પણ સંકોચાય નહિ."

આટલા વિચારો કરીને જેરિના પોતાના પ્રથમના સંકલ્પનો ત્યાગ કરી નીચે ઉતરી ગઇ.

હવે જુલિયા ? તે શેખજીનાં વચનોથી ઘણી ઉત્તેજિત બની ગઇ હતી. તેના જીવમાં એક મ્હોટો વિપ્લવ ઉપસ્થિત થયો હતો. જેરિના ચુપકીદીથી આવીને તેની સઘળી હકીકત જાણી ગઇ તેની તેને બિલકુલ ખબર પડી નહિ. શેખજીની સ્થિતિ પણ તેના જેવીજ ઉત્તેજિત હતી જેરિના જ્યાં બેઠી હતી ત્યાંજ ઢોંગ કરીને ઉંઘી ગઇ.

જુલિયાએ જેરિના પાસે આવતાંજ જોયું કે, તેને ઘણો વિલંબ થયાથી જેરિના ઉંઘી ગઇ છે. આ સમય દરમ્યાન તેને એક જરૂરી કાર્ય કરી લેવાનું હતું. સંધ્યા થવાને ઘણો વિલંબ હતો. સંધ્યા થતાં પહેલાંજ તેને એક જરૂરી કાર્ય કરી લેવાનું હતું. એ કાર્ય હતભાગિની સેલિમાની સાથે એક વખત મુલાકાત કરવાનું હતું. તેથી તેણે જેરિનાની ઉંઘ ભાંગી નહિ. તે એક જીર્ણ ચોક પસાર કરીને એક ન્હાની ઓરડી પાસે ગઇ. શેખજીના ઓરડામાંથી તે એક કુંચી પોતાની સાથે લઇ આવી હતી. કુંચીની સહાયતાથી તેણે એ ઓરડીનાં દ્વાર ઉઘાડયાં. એ ઓરડીમાં કોઇ પણ માણસ નહોતું. જુલિયાએ પોતાની પાસેના કુંચીઓના ઝુંમખામાંથી બીજી એક કુંચીથી એ ઓરડીમાંના બીજા એક ન્હાના બારણાને ઉઘાડયું. આ બારણાની સાથેજ એક સીડી હતી. જુલિયા એ સીડી પરથી નીચે ઉતરવા લાગી. જે ઓરડીમાં આ સીડી હતી તે ઓરડીની સઘળી બારીઓ બંધ હતી. જુલિયાએ એક બારી ઉઘાડી ત્યારેજ સીડી પર થોડો પ્રકાશ પડયો,

અને તે કોઇ પણ જાતની હરકત વેઠયા સિવાય સહેલાઇથી નીચે ઉતરી શકી.

આઠ દશ પગથીઆં ઉતર્યા પછી જુલિયા એક ન્હાના ઓરડામાં ઉપસ્થિત થઇ. આ ઓરડાની આસપાસની દિવાલો ઘણી ઉંચી હતી, તથા તેને ત્રણ બારીઓ હતી તે પણ ઘણે ઉંચે હતી. ઉપરથી જોવા જતાં આ ઓરડો ધર્મનિકેતનના ભોંયરા જેવો હતો; પરંતુ ખરી રીતે તેમ નહોતું ધર્મનિકેતન ઉંચી જગ્યા પર આવેલું હોવાથી આ ઓરડો સપાટ જમીનથી લગભગ ચાર પાંચ ફિટ નીચે આવેલો હતો.

આ ધર્મનિકેતન અને તેની સાથેનાં ગૃહો જુલિયાના પિતામહે તૈયાર કરાવ્યાં હતાં. મુલ્લાં શેખજી બાલ્યાવસ્થાથીજ એક ફકીરના શિષ્ય હતા. એ સમયે એ ફકીર આ ધર્મનિકેતનના રક્ષક તરીકે હતા. જુલિયાના પિતામહે આ ધર્મનિકેતનમાં કેટલીક સંપત્તિ આપી હતી. જેના વ્યાજમાંથી ધર્મનિકેતનનું સઘળું ખર્ચ ચાલી શકતું હતું; આ ધર્મનિકેતનની પાસેજ એક ખુલ્લા સુરમ્યસ્થાને જુલિયાના પિતાની કબર હતી.

ઉપર દર્શાવેલા વૃદ્ધ ફકીરનો પરલોકવાસ થયા પછી શેખજી મુલ્લાં આ ધર્મનિકેતનના રક્ષક થયા. જુલિયાના પિતા જ્યાં સુધી જીવતા હતા ત્યાં સુધી તેઓ કેટલીક વખત આ ધર્મનિકેતનમાં આવતા હતા. તેઓ કેટલાંક સ્થાનોને સુધરાવતા પણ હતા; પરંતુ તેમના અકાળ મૃત્યુ પછી આ ધર્મનિકેતનની સ્થિતિ સુધારણાને અભાવે જીર્ણ થયે જતી હતી.

જુલિયા એક પ્રતિષ્ઠિત અમીરની પ્રેમમયી, લાડકવાયી પુત્રી હતી. પૂર્વજન્મનાં પાપને પરિણામેજ ભાગ્યફળથી તેનું અધઃપતન થયું

હતું. એ અધઃપતનની હકીકત જાણવામાં આવ્યાથી તેના પિતાએ અકાળે આ દુનિયાનો ત્યાગ કરી પરલોકવાસ કર્યો હતો. તેમનું અકાળ મૃત્યુ થયાથી વિષયસંપત્તિ, રોકડ રકમ વગેરે સંબંધીનું તેઓ મૃત્યુપત્ર કરી શકયા નહોતા. તેથીજ તેમની એકની એક લાડકવાયી પુત્રી તેમની સઘળી સંપત્તિની અધિકારિણી થઇ.

જુલિયાના પિતા એક આબરૂદાર અમીર હતા. તેઓ વારંવાર મ્હોટા મ્હોટા અમીર ઉમરાવોને ભોજનાર્થે નિમંત્રણ કરતા હતા. શાહજાદો સેલિમ પણ તેમને ત્યાં વારંવાર ભોજનાર્થે આવતો હતો. ધીમે ધીમે જુલિયાનું અપૂર્વ સૌંદર્ય શાહજાદા સેલિમના જીવને અસ્થિર તેમજ વિહ્‌વળ બનાવવા લાગ્યું. શાહજાદો સેલિમ રૂપવાન્ પુરૂષ હતો અને જુલિયા રૂપવતિ રમણી હતી. તેથી બન્ને જણાં એક બીજાં તરફ આકર્ષાય એમાં કાંઇ વિચિત્રતા નથી. એક દિવસે સેલિમે ચુપકીદીથી જુલિયાને પોતાનો મનોભાવ જણાવીને કહ્યું:—
" જુલિયા! ત્હારા જેવા રમણીરત્નને પત્નીરૂપે મેળવી હું કૃતાર્થ થઇશ. જુલિયા! જુલિયા! મ્હારી આશા પૂર્ણ થશે કે?"

જુલિયાના મનમાં એક પ્રકારની દુરાકાંક્ષા જાગ્રત થઇ. બાદશાહના પુત્રની પત્ની થવાથી ઇચ્છા કોને ન થાય? જે યુવક સાથે જુલિયાનો વિવાહ થવાની વાતચિત ચાલતી હતી તે ઉંચા કુળનો, દેખાવડો યુવક હોવા છતાં અર્થહીન—દરિદ્ર હતો. શાહજાદાની પત્ની થવાશે, રંગમહેલની એકાધિશ્વરી થવાશે, ભવિષ્યમાં આ હિંદુસ્તાનની શહેનશાહબાનુ થવાશે એવા વિચારોએ જુલિયાના મસ્તકને ભ્રમિત કરી નાખ્યું. જે યુવકની સાથે તેનો વિવાહ સંબંધ થવાનો હતો તેના તરફ તે તિરસ્કારથી જોવા લાગી. તેણે સેલિમને કહ્યું:—" જનાબ! જો આપના મનમાં આવોજ વિચાર હોય તો આપ આપનો વિચાર

મ્હારા પિતાને પ્રદર્શિત કરો. પિતાની સંમતિ સિવાય હું આપને કશો ઉત્તર આપી શકતી નથી."

શાહજાદાએ એક પ્રસંગે સુયોગ મળતાંજ પોતાનો વિચાર જુલિયાના પિતાને જણાવ્યો. જુલિયાના પિતા આ વાત સાંભળી ચમકી ઉઠયા. તેમણે મનમાં ને મનમાં વિચાર્યું:—" શાહજાદો રૂપ મોહમાં ડૂબીનેજ આમ કહે છે. આવી રીતે રંગમહેલમાં અસંખ્ય વિલાસની દાસીઓને સંગ્રહવામાં આવે છે. જ્યાં સુધી જુલિયાનું રૂપસૌંદર્ય કાયમ રહેશે ત્યાં સુધી શાહજાદો તેના ઉપર થોડો ઘણો પ્રેમ રાખશે. પછીથી તે જુલિયાનું દર્શન સુદ્ધાં ભાગ્યે કરી શકશે. હું તેનો પિતા થઇને, રંગમહેલનો ઇતિહાસ જાણીને, મ્હારી એકની એક કન્યાના સર્વસ્વ સુખનો નાશ શા માટે કરૂં ?" આવા વિચારથી તેઓ સેલિમની આ ઇચ્છા જાણીને, આનંદિત નહિ થતાં દુઃખિત થયા; પરંતુ તેમણે પોતાનો મનોભાવ છુપાવીને સેલિમને કહ્યું:— " શાહજાદા ! મ્હારી પુત્રી આપની પત્ની થાય એમાં મ્હારૂં અને તેનું મ્હોટું સૌભાગ્ય છે. પરંતુ એક યુવકની સાથે જુલિયાના વિવાહ સંબંધીની ખટપટ ચાલે છે. એ ખટપટ એટલી બધી થઇ છે કે, તેનો પ્રથમ નિકાલ કર્યા સિવાય હું આપના વિચારને સંમત થઇ શકવાને અશક્ત છું. આ સંબંધ થતાં પૂર્વે જો આપે આપનો વિચાર મ્હને દર્શાવ્યો હોત તો હું એ યુવકના પિતાની સાથે આ સંબંધીની વાતચિત કરત નહિ."

આ વચનો સાંભળી સેલિમ રૂષ્ટ થયો નહિ. માત્ર જુલિયાને મેળવવાનોજ તેનો ઉદ્દેશ હતો. ' વિલંબનું ફળ ઘણું મધુર હોય છે ' એ નીતિ સ્વીકારીને શાહજાદો સુયોગની સહ જોવા લાગ્યો;

પરંતુ એવો સુયોગ તેને પ્રાપ્ત થયો નહિ; કારણ ધીમે ધીમે જણાવીએ છીએ.

જુલિયાના પિતાએ જ્યારે એમ વિચાર્યું કે, "શાહજાદાના હાથમાં કન્યાનો હાથ આપવો એ આશા ખોટી છે. શાહજાદો જાહિરમાં જુલિયા સાથે વિવાહ કરી શકશે નહિ—છુપી રીતેજ વિવાહ કરશે. શહેનશાહ કદાપિ આવા અયોગ્ય સ્થળે પુત્રનો વિવાહ કરશે નહિ; તેથી ભવિષ્યમાં મ્હારી પુત્રી હિંદુસ્તાનની સમ્રાજ્ઞી થાય એવી આશા રાખવી તદ્દન વ્યર્થ છે. રંગમહેલમાં બીજી રૂપવતી રમણીઓની માફક જુલિયાને પણ વિલાસની દાસીરૂપે જીવન પસાર કરવું પડશે. તેને દાંપત્યજીવનનું સહજ પણ સુખ મળશે નહિ. દારૂણ નિરાશાથી તેમજ પશ્ચાતાપથી તે જીવનપર્યંત બળ્યા કરશે. હું તેનો પિતા થઇ, આ સઘળું સમજ્યા છતાં સ્વેચ્છાથી મ્હારી પ્રાણાધિકા પુત્રીના સર્વસ્વ સુખનો નાશ કરી શકીશ નહિ."

તેમણે જુલિયાને પોતાનો મનોભાવ નહિ જણાવતાં પેલા યુવકની સાથેજ છુપી રીતે બધી બાબત નક્કી કરી નાખી. એ યુવક તેનાં માતાપિતા પાસે અજમેરમાં રહેતો હતો. અમુક બ્હાનું કાઢીને જુલિયાના પિતા જુલિયાને અજમેર લઇ ગયા—ત્યાંજ વિવાહ થઇ ગયો. વિવાહ થઇ ગયા પછી કેટલાક માસ સુધી તેઓ આગ્રા પાછા આવ્યા નહિ.

ધીમે ધીમે સઘળી હકીકત શાહજાદાના જાણવામાં આવી. આથી તે જુલિયાના પિતા ઉપર ક્રોધે ભરાઇને તેમની વિરૂદ્ધ વ્યવહાર ચલાવવા લાગ્યો. શહેનશાહ અકબરશાહે વૃદ્ધાવસ્થાને લીધે નોકરો નિમવાનો તેમજ બીજાં કેટલાંક આવશ્યક કાર્યોનો ભાર શાહજાદા

સેલિમ પર મૂક્યો હતો. જુલિયાના પિતા એક મન્સબદાર હતા. સેલિમની ક્રોપદૃષ્ટિમાં તેઓ પડયા તેથી તેમની મન્સબી જતી રહી. આ સમાચાર મળ્યા પછી તેઓ આગ્રા પાછા આવ્યા. મોગલ રાજ-સંસારમાં ચાકરી કરીને અત્યાર પહેલાં તેમણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. તે ઉપરાંત તેમના પિતાની કેટલીક ધન સંપત્તિ તેમને મળી હતી. આમ છતાં મન્સબી એક સંમાનની પદવી હતી. આ સંમાન જતું રહેવાથી તેમને ઘણું દુઃખ થયું.

જુલિયા પેલા દરિદ્ર પરંતુ કુળવાન્ યુવક સાથે વિવાહ થવાથી સુખી થઇ શકી નહિ. શાહજાદા સેલિમનું રૂપસૌંદર્ય, તેનાં મધુર વચનો વગેરેને તે ભૂલી શકી નહિ. તેથી પિતાના ભાગ્યમાં આવો ફેરફાર થયાથી તે સહજ પણ દુઃખી થઇ નહિ. ઉલટો આથી એ પાપિષ્ઠાને તો ઘણો આનંદ થયો.

જુલિયાના પિતાએ પોતાના મનમાં એમ વિચાર્યું હતું કે, " જમાઇ દરિદ્ર છે તેથી શું થઇ ગયું ? મ્હારી પાસે પુષ્કળ સંપત્તિ છે. આ દરિદ્ર પણ સારા ચરિત્રવાળો યુવક મ્હારા મૃત્યુ પછી મ્હારી સઘળી સંપત્તિનો માલિક થશે. તે લક્ષપતિ થશે—એટલે મ્હારી પ્રેમમયી પુત્રી પણ સુખી રહી શકશે."

પરંતુ પાપિષ્ઠા જુલિયા તેના પિતાનો આ મહત્ ઉદ્દેશ્ય સમજી શકી નહિ. તેણે મનમાં ને વિચાર્યું:—" પિતાએ સ્વેચ્છાથીજ મ્હને શાહજાદાની બેગમ બનવા દીધી નહિ." આવા વિચારથી તે પોતાના પિતા ઉપર રૂષ્ટ થઇ અને જે હતભાગ્ય યુવક સાથે તેનો વિવાહ થયો હતો તેના તરફ પણ તે તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગી. જે યુવકે સુખ મેળવવાની આશાથી–ભાવિષ્યમાં ઉન્નતિ થવાની

ઇચ્છાથી—અમીરની પુત્રી સાથે વિવાહ કર્યો હતો—તે પણ પાછળથી પોતાની ભીષણ ભૂલ સમજી શકયો. તેણે જોયું કે, જુલિયા અભિમાનિની છે, પત્ની તરીકે પોતાનું શું કર્ત્તવ્ય છે તે એ સમજતી નથી, તેને તેના સૌંદર્યનો ઘણો ગર્વ છે. પ્રથમ તેણે પોતાના મનમાં એમ વિચાર્યું હતું કે, " જુલિયા મ્હોટા અમીરની લાડકવાયી પુત્રી છે, અને હું ગરીબનો પુત્ર છું; તેથીજ તેનો આવો ભાવ છે. સમજતી થશે—તેનામાં જ્ઞાનબુદ્ધિ આવશે એટલે તેનો ભાવ બદલાઇ જશે. પતિપ્રેમ, સ્વામીની સ્નેહભક્તિ અંતરમાં જાગ્રત થતાં તેની આવી અવસ્થા બદલાઇ જશે. " પરંતુ યુવકની આ સમજ ભ્રમ ભરેલી હતી.

જુલિયાના પિતા પણ જાણતા હતા કે, જુલિયા તેના પતિની ભક્તિ કરતી નથી—તેના પર શ્રદ્ધા રાખતી નથી. કેટલીક વખતે તો તે તેના પતિ સાથે ઘણો ખરાબ વ્યવહાર ચલાવે છે. કન્યાનું આવું અધઃપતન થતું જોઇને તેઓ તેને એકાંતમાં બોલાવી તેને ખરી કુલલક્ષ્મી થવાનો ઉપદેશ આપતા હતા—કેટલીક વખતે કંટાળીને તેનો તિરસ્કાર પણ કરતા હતા; પરંતુ આથી તો ઉલટો અગ્નિ વિશેષ સળગ્યો. જુલિયાએ શાન્ત ભાવ ધારણ નહિ કરતાં વિશેષ રૂદ્રસ્વરૂપ ધારણ કર્યું. તેમ મનમાં ને મનમાં એવી ધારણા કરી લીધી કેઃ—"જે યુવક મ્હારાં બે વચનો સહન કરી શકતો નથી. મ્હારા માનને સાચવતો નથી, જે મ્હારા પિતાને સઘળી હકીકત કહી મ્હારો તિરસ્કાર કરાવવામાં આનંદ અનુભવે છે તેને હું કદિ ચ્હાઇ શકીશ નહિ."

તેઓ બન્ને વચ્ચે પ્રેમ વધે એ હેતુથી જુલિયાના પિતાએ જમાઇને પોતાને ત્યાં બોલાવીને રાખ્યો—ઘર જમાઇ બનાવ્યો. પછીથી તેમણે પોતાના કામકાજનો કેટલોક ભાર જમાઇ ઉપર મૂકયો; પરંતુ આથી જુલિયાના વર્તનમાં સહજ પણ ફેર પડયો નહિ.

જુલિયાનો સ્વામી ઘણો ધૈર્યશીલ હતો. તેણે પોતાના મનમાં વિચાર્યું-" વિશેષ સહવાસ થતો જશે તેમ તેમ તે મ્હારા પર થોડો ઘણો પ્રેમ રાખતાં શિખશે. "

એક અઠવાડીઉં વીતી ગયું, પખવાડીઉં વીતી ગયું, મહિનો વીતી ગયો; પરંતુ જુલિયાના મનની ગતિ ફરી નહિ. આમ છતાં તેનો પતિ છેક નિરાશ તો નજ થયો.

એક દિવસે પતિ પત્ની સુંદર સુકોમળ શય્યામાં સૂઇ રહ્યાં હતાં. જુલિયા ઉંઘી ગઇ હતી. તેના સુંદર મુખ પર બારીમાંથી ચંદ્રનો પ્રકાશ આવીને પડયો હતો. જુલિયાનો પતિ ઇબ્રાહિમઅલ્લી હજી પણ ઉંઘી ગયો નહોતો. તે ઉશિકા પર માથું ટેકવી જુલિયાના અનિંદ્ય સુંદર મુખમંડળની રૂપસુધાનું પાન કરતો હતો, તથા મનમાં ને મનમાં કહેતો હતો કેઃ—" અરેરે ખુદા ! તમે મ્હારા ઉપર આટલા બધા નિર્દય કેમ છો તે હું સમજી શકતો નથી. આવી સર્વશ્રેષ્ઠ સુંદરીને મ્હેં પત્નીરૂપે પ્રાપ્ત કરી છે, એના દેહ ઉપર મ્હારો સંપૂર્ણ અધિકાર છે છતાં એનું મન આટલું બધું નિષ્ઠુર કેમ છે ? "

જુલિયાએ પાસું ફેરવ્યું. રૂપથી ઉદ્‌ભ્રાન્ત બનેલા સ્વામીએ જોયું કે, તેના દર્શનની આશા પૂર્ણ થઇ નહિ. તે ઉઠી બારી પાસે જઇને ઉભો રહ્યો. એ સમયે બારીમાંથી ચંદ્રકિરણો પ્રવેશ કરીને પૂર્ણ તેજથી જુલિયાના મુખમંડળ પર પ્રકાશી રહ્યાં હતાં. પીઠપર ઝૂલી રહેલી ચતુરાઇથી ગુંથેલી વેણી તેના કિરમજી રંગના ઓઢણા ઉપર સર્પિણીની માફક પડી રહી હતી.

કોઇ એક અજાણ્યા રાજ્યના ઉજવળ સ્વપ્નના આવેશથી જુલિયાના લાલ બિંબ જેવા ઓષ્ઠાધર હાસ્યમય હતા. ઇબ્રાહિમઅલ્લી

એ સૌંદર્ય જોઇ આત્મભાન ભૂલી ગયો. તે જુલિયાના ઓષ્ઠાધર પર ચુંબન કરવાની તેના મનમાં ઉત્કટ ઇચ્છા થઇ; પરંતુ આવા એકાંત સમયે પણ જુલિયા ક્રોધે ભરાશે એવો ભય ઉપજતાં તેણે પોતાની વાસનાને અંતરમાંજ શમાવી દીધી. તે જુલિયાના અપરૂપ વદનમંડળ તરફ ટગર ટગર જોઇ રહ્યો.

જુલિયા એકાએક સ્વપ્નમય સ્થિતિમાંજ બૂમ મારી બોલી ઉઠીઃ—" ક્યાં છો ? ક્યાં છો મ્હારા વ્હાલા શાહજાદા સેલિમ ! "

એકાએક અંધકારમયી રાત્રે મનુષ્ય પોતાના માર્ગમાં સર્પ જોઇ ચમકી ઉઠે, ધ્રૂજીને પાછો હઠી જાય તેવીજ રીતે જુલિયાને મુખે સેલિમનું નામ સાંભળી ઇબ્રાહિમ બારી પાસેથી દૂર ખસી ગયો, તથા તેનું શરીર કંપી ઉઠયું.

દિવાલ પર એક ખિંટીએ એક તેજસ્વી સમશેર મ્યાનમાં સંતાઇને ઝૂલી રહી હતી. ઇબ્રાહિમે એ સમશેરને હાથમાં લઇ, તેને મ્યાન બ્હાર કાઢી જુલિયાની છાતીપર ધરીને કહ્યું:—" વિશ્વાસઘાતિનિ ! કલંકિનિ ! ત્હારા રૂપનું મૂલ્ય આટલુંજ છે કે ? જે વ્હેમ અત્યાર સુધી મ્હારા મનમાં દૃઢ થયો નહોતો તેજ વ્હેમના અગ્નિની પ્રચંડ જવાળા મ્હારા જીગરમાં અત્યારે સળગી ઉઠી છે ! આજેજ હું તને ત્હારી વિશ્વાસઘાતકતાનો બદલો આપીશ—આ તેજસ્વી તલવારથી ત્હારા અંગ પ્રત્યંગને કાપી નાખીશ. "

પ્રેમની પરીક્ષામાં છેતરાયલો કમનશિબ યુવક તલવારની ધારથી જુલિયાની છાતી ચીરી શકયો નહિ. સમશેરને દૂર ફેંકી દઇને દીવાના માણસની માફક વ્યાકુળતાથી તે બોલ્યો:—" ના—ના, હું એનું ખૂન કરી શકીશ નહિ. જેને હું ચ્હાઇ ચુકયો છું, જેને મ્હેં મ્હારી સ્ત્રી તરીકે સ્વીકારી છે, પત્ની તરીકે મ્હેં જેને પ્રેમ સંબોધનોથી બોલાવી

છે, અંતરનો પ્રેમ આપી જેને હું ચ્હાયો છું, જે આટલી બધી સુંદર છે તે વિશ્વાસઘાતિની હોય—કલંકિનિ હોય તોપણ હું તેનું ખૂન કરી શકીશ નાહ—વળી તેનું ખૂન કર્યાથી મ્હને શો લાભ છે ?"

"હમણાંજ એના અંગના લોહીથી આ ઓરડાની જમીન રંગાઇ જશે, શય્યા લોહીથી ભીંજાઇ જશે. હમણાંજ એની અંતકાળની બૂમથી આ મહેલમાં શોરબકોર થઇ રહેશે. હમણાંજ હું પહેરેગીરરોના હાથમાં સપડાઇને કેદખાનામાં પડીશ. ત્યાર પછી મ્હને ભયંકર સજા થશે ! હું તેને મ્હારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાતો હતો—એક કલંકિતા વિશ્વાસઘાતિનીને મ્હેં મ્હારૂં જીવનસર્વસ્વ આપ્યું હતું; પરંતુ હું એનો એકાંશ પ્રેમ પણ મહિમામય ખુદાને આપી શક્યો નથી. પવિત્ર વંશમાં જન્મીને સ્ત્રીહત્યાનું ભયંકર કલંક મ્હારા કપાળમાં લગાડવાને હું ચ્હાતો નથી—પત્નીનું ખૂન કરી જહન્નમનો માર્ગ સ્વચ્છ કરવાને ઇચ્છતો નથી. પાપી માણસને તેના પાપની સજા ખુદાજ કરશે. એ જ્યારે પાપ પુણ્યનો ફર્ક સમજી શકશે ત્યારે એના અંતરમાં પશ્ચાત્તાપનો પ્રચંડ અગ્નિ સળગી ઉઠશે. એ અગ્નિની ભીષણ જવાળાથી તે બળ્યા કરશે. હું સામાન્ય ઉત્તેજનાને આધીન થઇ મ્હારા આ પવિત્ર હાથને સ્ત્રીહત્યાના કલંકથી શા માટે કલંકિત કરૂં ? !

"નહિ—હવે આ ઠેકાણે રહીશ નહિ. અહિં રહીશ તો પાછો એના પ્રપંચથી મોહાધાન બની જઇશ. પાછો એના રૂપના મોહથી હું મોહિત બની જઇશ. પાછો લાલસાવહ્નિ પ્રબળ વેગથી સળગીને મ્હારા હૃદયને ભસ્મીભૂત કરશે. એકની સાથે ધર્મ પ્રમાણે વિવાહ કરીને જે સ્ત્રી નિદ્રાવસ્થામાં પરપુરૂષનો વિચાર કરે છે,—જારના વિચારમાં તન્મય બની જઇ તેના નામને ઉચ્ચારે છે તે સ્ત્રી વિશ્વાસ-

શાંતિની-કલંકિનિ છે. જે ખુદા પુણ્યની જ્વલન્ત પ્રતિમૂર્તિ છે—પાપના દંડવિધાતા છે તેઓજ આ પાપનો ન્યાય કરશે. ”

આમ કહીને નિરાશાથી પીડાતો યુવક ચિંતામગ્ન સ્થિતિમાંજ બ્હાર નીકળી પડયો. અંધકારમાં શરીર છુપાવીને ગુપચૂપ, જુલિયાના મકાનમાંથી બ્હાર નીકળ્યો. તે કયાં જતો રહ્યો એ કોઇના જાણવામાં આવ્યું નહિ. ધૈર્યની છેલ્લી પરીક્ષા થઇ. ઉપેક્ષાના યજ્ઞમાં પૂર્ણાહૂતિ પડી.

મધ્યરાત્રે જુલિયા જાગ્રત થઇ. તેણે જોયું કે શય્યામાં સ્વામી નથી. સ્વામી શય્યાનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા ગયા છે, જુલિયાએ ધીમે ધીમે શય્યામાંથી ઉઠીને કોણ જાણે કે શા કારણથી એક વખત ચારે તરફ સ્વામીની શોધ કરી. હાથમાં ફાનસ લઇ તેણે પોતાના મકાનનું પ્રત્યેક સ્થાન તપાસી જોયું; તો પણ સ્વામીનું દર્શન થયું નહિ.

જુલિયાનાં વિશાળ મહેલની પાછળ એક ન્હાનો બાગ હતો. કેટલીક વખત તેનો પતિ અંતરમાં સળગતા અગ્નિને, વિમળ નૈસર્ગિક સૌંદર્યના સાગરમાં ડૂબીને શાન્ત કરવાને માટે એ બાગમાં જતો હતો. જુલિયા એ બાગમાં પણ સર્વત્ર ફરી; પરંતુ કોઇ પણ સ્થળે સ્વામી નહિ જોવામાં આવ્યાથી તે પાછી પોતાના શયનમંદિરમાં આવી.

શયનમંદિરમાં આવી તેણે સ્વગત વિચાર્યું:—“ તેઓ કયાં ગયા હશે ? મ્હેં તો હમણાં તેમને કાંઇ કહ્યું નથી. સંધ્યા થયા પછી તેમણે મ્હને “ અલેફ લયલા ” ની પ્રેમપૂર્ણ કવિતાઓ વાંચી સંભળાવી હતી. તેમણે મ્હારી પર કેટલો બધો પ્રેમ કર્યો હતો ? છતાં એકાએક તેઓ ગૂમ કેમ થઇ ગયા ? ”

જુલિયાએ આ હકીકત જલદીથી પોતાના પિતાને કહેવાનું વિચાર્યું; પરંતુ લજ્જાને લીધે તે તેમ કરી શકી નહિ. તે મનમાં ને મનમાં જાણતી હતી કે, પતિની સાથે તે ખોટો વ્યવહાર ચલાવતી હતી. એ દેવતુલ્ય સ્વામીનો કશો અપરાધ નહોતો. જો કદાચ તેનો પતિ તેનો ત્યાગ કરી ગયો હશે તો તેના પિતા એમ વિચારશે કે પોતાની વાચાળ કન્યાના દોષથીજ આમ બન્યું છે ! આથી જુલિયાને પોતાના પિતા તરફથી તિરસ્કાર થવાનો ભય હતો; તેથી તેણે એ સંબંધી પોતાના પિતાને કાંઇ કહ્યું નહિ.

છતાં બીજે દિવસે સ્હવારે આ હકીકત છુપી રહી નહિ. જુલિયાના પિતા નિત્યનિયમાનુસાર સ્હવારે ફરી આવ્યા એટલે તેમને એક પત્ર મળ્યો. એ પત્ર વાંચવામાં આવતાં તેમનું મસ્તક ફરી ગયું. તેઓ સમજ્યા કે, અત્યાર સુધી જે અગ્નિ 'ધકધક' બળતો હતો તે હવે પ્રબળ વેગથી ગર્જી ઉઠયો છે !

બીજી તરફથી જુલિયાને પણ તેની બાંદીદ્વારા એક પત્ર મળ્યો. બાંદીને પૂછતાં તેણે કહ્યું કેઃ–"હું મકાનની બ્હાર જતી હતી એવામાં એક ન્હાના છોકરાએ મ્હારી પાસે આવી, મ્હારા હાથમાં આ પત્ર મૂકીને કહ્યું કે "ઘણો જરૂરી કાગળ છે. હમણાંજ જુલિયાબીબીને આપજે." તેને હું બીજું કાંઇ પૂછું એટલામાં તો તે ચાલ્યો ગયો !"

જુલિયાએ જોયું કે, એ પત્ર ઉપર તેના સ્વામીએ લખેલા અક્ષરો હતા. પ્રથમ તો તેના મનમાં એક પ્રકારની આશા ઉત્પન્ન થઇ; પરંતુ પત્ર વાંચતાંની સાથેજ તેનું માથું ફરી ગયું. તે પત્ર દૂર ફેંકી દેઇ ચિંતાતુર ચિત્તે પોતાના શયનમંદિરમાં આંટા મારવા લાગી.

એ પત્રમાં ઇબ્રાહિમઅલ્લીએ લખ્યું હતું કે- "જુલિયા ! મ્હેં ઘણું દુઃખ વેઠયું છે—હવે વિશેષ વેઠી શકતો નથી. ત્હેં મ્હારો તિરસ્કાર કર્યો છે, અનેક વખતે મ્હારૂં અપમાન કર્યું છે. ત્હેં મ્હને નહિ કહેવાનાં વચનો કહી સંભળાવ્યાં છે. હું ત્હારૂં રૂપ જોઇ ભાન ભૂલ્યો હતો—ત્હારૂં બ્હારનું સૌંદર્ય જોઇ ભૂલ્યો હતો—ત્હારા અંતરમાં શું છે તેની પરીક્ષા મ્હેં કરી નહોતી. ક્રમે ક્રમે મ્હને માલૂમ પડયું છે કે, ત્હારા અંતરમાં હલાહલ જહર ભરેલું છે. બ્હારના દેખાવમાં તું શોભિતું ગુલાબ છે; પરંતુ અંતરમાં તું પાપનીજ સાક્ષાત મૂર્ત્તિ છે. ત્હારા અંતરની વાત ગઇ કાલે રાત્રે હું સારી રીતે સાંભળી શકયો છું. ગઇ કાલે ત્હેં જે જહરની ફુંક ફુંકી છે તે ફુંકે મ્હારા અંગને સ્પર્શ કર્યો છે—મ્હારા ચિત્તમાં પ્રવેશ કર્યો છે. અંતરના આવેગને લીધે ગઇ રાત્રે હું ત્હારૂં ખૂન કરવાને પણ તૈયાર થયો હતો; પરંતુ મ્હારાથી તેમ થઇ શકયું નથી. તું યુવરાજ સેલિમના પ્રેમમય સુખસ્વપ્નમાં તન્મય બની ગઇ હતી. ત્હારૂં એ સુખસ્વપ્ન ભાંગી નાંખવાને હું ઇચ્છતો નથી. જીવનપર્યંત તું એ સુખસ્વપ્નમાંજ તન્મય થઇ રહે. તું મ્હારી ધર્મપત્ની હોવા છતાં અંતરમાં બીજા પુરૂષનો વિચાર કરે છે; તેથી ત્હારો ત્યાગ કરવોજ ઉચિત છે. જે ગૃહમાં કાળસર્પ છુપાઇ રહેલો છે એ ગૃહમાં રહેવું ભયંકર છે; તેજ પ્રમાણે અવિશ્વાસિની પત્નીના સહવાસમાં રહેવું પણ ઘણું ભયજનક છે. આથીજ હું ત્હારો ત્યાગ કરૂં છું. તને જેવી રીતે હું મ્હારા ખરા જીગરથી ચ્હાતો હતો તેવીજ રીતે હવે હું ખુદાને ચ્હાવાનો પ્રયત્ન કરીશ. માયિક પ્રેમ તરછોડી અનલ હક્કનો દાવો કરીશ—તેમાંજ મસ્તાન બનીશ. તેમ કરવાથી મ્હને સંપૂર્ણ શાંતિ મળશે. ત્હારી અને મ્હારી વચ્ચે અત્યાર સુધી

જે એક પવિત્ર બંધન હતું એ બંધનમાંથી હું તને મુક્ત કરૂં છું. પાપથી ત્હારૂં અધઃપતન થયું છે. એ પાપનું સુખ તું જીવનપર્યંત ભોગવ. પછીથી જો ત્હારાથી બની શકે તો મ્હારે માટે પશ્ચાત્તાપનાં બે ચાર આંસુ પાડજે. ત્હારા પિતાને કહેજે કે, તેઓ મ્હારી શોધ ન કરે. કેમકે,

"હું જાઉં છું, હું જાઉં છું ત્યાં આવશો કોઇ નહિ;
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહિ."*

જુલિયાએ, ફરીથી આ પત્ર વાંચ્યો. પછીથી તેને પોતાની છાતી પાસે છુપાવી દીધો—તેણે એક મર્મભેદક ગાઢ નિઃશ્વાસ મૂક્યો. ઘણા સમય સુધી તેણે રૂદન કર્યું. મનમાં ને મનમાં પતિને સંબોધી તે કહેવા લાગી–"હે પ્રિયતમ! હે કાન્ત! તમે પાછા આવો. હવે કદાપિ હું પાપનો વિચાર સુદ્ધાં કરીશ નહિ. મ્હેં પાપ વિચાર કર્યો છે; પરંતુ હજી સુદ્ધાં મ્હારો દેહ પવિત્ર છે. હું અવિશ્વાસિની ઠરી શકું; પરંતું કલંકિની તો નથીજ. તમે દયાના સાગર છો. સહનશીલતાના આદર્શ છો. તમે મ્હારો ઘણો જુલ્મ વેઠયો છે; પરંતુ આ વખતે મ્હને ક્ષમા કરો. એક વખત મ્હારી પાસે આવીને કહી જાઓ. કે મ્હારા આ કઠોર પાપનું પ્રાયશ્ચિત્ત શું છે? એ પ્રાયશ્ચિત્ત ગમે એટલું દુઃખદ હશે તો પણ હું તે કરીશ. હુ મ્હારા નેત્રજળથી તમારાં ચરણો ધોઇશ. મ્હારા કેશરાશિથી તમારા ચરણો સાફ કરીશ. જીવનપર્યંત તમારી ચરણસેવા કરીશ—તમે એક વખત પાછા આવો. એક વખત આ દાસીને દર્શન દ્યો. હું રાક્ષસી છું તેથીજ તમારા જેવા દેવતાનું મૂલ્ય સમજી શકી નહિ. મ્હારા પર કૃપા કરો—મ્હને ક્ષમા કરો—મ્હને તમારા ચરણોમાં આશ્રય આપો."

---

* કલાપી.

ઉન્માદિની જુલિયા પશ્ચાત્તાપથી સળગી જઇને આવી રીતે અંતરોદ્દગાર કાઢવા લાગી! તે કવચિત્ શય્યામાં બેસવા લાગી તો કવચિત્ કપાળમાં હાથ ઠોકવા લાગી, અને કવચિત્ રૂદન કરવા લાગી.

એકાએક જુલિયાની દૃષ્ટિ દિવાલ તરફ ગઇ. તેણે જોયું કે, જે સમશેર મ્યાનમાં લટકી રહી હતી તે અત્યારે નગ્ન સ્થિતિમાં ખિંટીપર લટકી રહી છે. એ સમજી ગઇ કે, તેનો પતિ એ સમશેરથી જ ગઇ રાત્રે તેનું ખૂન કરવાને તૈયાર થયો હતો; પરંતુ તે દેવતા હતો—કરૂણાનો સાગર હતો; તેથી તેનાથી તેમ થઇ શક્યું નહિ. નગ્ન સમશેર ખિંટીએ લટકાવી તે ચાલ્યો ગયો હતો!

આ બનાવ બન્યા પછી જુલિયાના પિતા દારૂણ મનોદુઃખથી શય્યાવશ થયા. અપાર ચિંતાથી તેમને ક્ષયરોગ થયો. તેઓ રોગ-શય્યાને વશ થયેલા હોવા છતાં પોતાના જમાઇ ઇબ્રાહિમઅલ્લીને ભૂલી ગયા નહોતા. ચારે તરફ તેની શોધમાં તેમણે માણસો મોકલ્યાં હતાં; પરંતુ કોઇ ઇબ્રાહિમનો પત્તો મેળવી લાવ્યું નહિ. એકાએક એક દિવસે એક અજાણ્યો માણસ આવી તેમના મુખ્ય ખોજાના હાથમાં એક મ્હોટું પડીકું મૂકી ગયો. એ પડીકું ઉઘાડી જોતાં તે-મણે વિસ્મિત બની જઇને જોયું કે, તેમાં તેમના જમાઇ ઇબ્રાહિમ-અલ્લીનો પોષાક હતો.

એ પડીકામાં એક પત્ર પણ હતો. તેમણે ધ્રૂજતે હાથે એ પત્ર ઉઘાડયો. તેમણે જોયું કે એ તેમના પ્રિય જમાઇના હસ્તાક્ષરનો પત્ર નહોતો. પત્ર કોઇ અજાણ્યા માણસે લખ્યો હતો. તેઓ આતુરતાથી એ પત્ર વાંચવા લાગ્યા. પત્રમાં એમ લખેલું હતું કે:—"આ પોષાક પહેરનાર યુવક ત્રણ દિવસ ઉપર એક નૌકામાં બેસીને યમુનાની પાર જતો હતો. એકાએક તોફાન થવાથી નૌકા ડૂબી ગઇ. નૌકામાં

માછી લોકો સિવાય બીજાં ચાર માણુસો બેઠેલાં હતાં; પરંતુ આ યુવક સિવાય બીજા કોઇનો પત્તો લાગ્યો નથી. આ યુવકને જ્યારે નદીની બ્હાર કાઢવામાં આવ્યો ત્યારે તે તદ્દન બેશુદ્ધાવસ્થામાં હતો. અમે બીજી નૌકાના મુસાફિર હતા. અમે સૌએ મળી એ યુવકનો જીવ બચાવવાના અનેક પ્રયત્નો કર્યા; કિન્તુ અમે તેને બચાવી શક્યા નહિ. મૃત્યુ થતાં પૂર્વે તે અલ્પકાળને માટે શુદ્ધિમાં આવ્યો હતો. એ સમયે તેણે અંતઃકરણપૂર્વક અમને ધન્યવાદ આપીને એમ કહ્યું કેઃ—"હવે વિના કારણુ તમે સૌ શા માટે દુઃખ વેઠો છો? હું હવે બચનાર નથી. જે મૃત્યુની આકાંક્ષા હું મ્હારા અંતરમાં રાખતો હતો—અર્થાત્ આત્મહત્યા મહાપાપ છે સમજી હું આત્મહત્યા કરી મૃત્યુને આલિંગન કરી શકતો નહોતો—તેજ મૃત્યુ ખુદાએ દયાભાવે મ્હને ડૂબાડીને મેળવી આપ્યું છે. હું ઘણોજ હતભાગ્ય છું. આ જીવનમાં હું નિરાશા તેમજ દુઃખના અગ્નિમાં બળી મર્યો છું! આ મૃત્યુજ મ્હને ચિરશાન્તિ આપશે. હું તમારા ચરણોને સ્પર્શ કરીને તમને એક વિનંતિ કરૂં છું. મ્હારી વિનંતિ તમે પાળજો—તેથી તમને ઘણુંજ પુણ્ય થશે. મ્હારો આ પોષાક તમે મ્હારા શ્વસુર અમીર જીમતઉદ્દૌલાને પહોંચાડી દેજો. હું એક પ્રકારના દારૂણુ દુઃખની યાતનાથી અધીર થઇ જઇને તેમના સ્નેહમય આશ્રયને છોડી આવ્યો છું. તેઓ મ્હારી ઘણી ચિંતા કર્યા કરતા હશે. આ પોષાક તેમને આપીને કહેજો કે, મ્હેં જગતની પાસે તેમજ તેમની પાસે સદાને માટે વિદાય લીધી છે." ત્યાર પછી અમે એ યુવકનો મૃતદેહ સાધારણુ માણુસોને માટે જે કબરસ્થાન છે તેમાં સમાધિસ્થ કર્યો છે, તથા અમે તેની વિનંતિ પ્રમાણે તેનો પોષાક આપને પહોંચાડયો છે."

આ પત્ર મળ્યા પછી જુલિયાના પિતાનું હૃદય ઘણું દુ:ખી થવા લાગ્યું. તેઓ સમજ્યા કે, " મ્હારી કન્યાના અત્યાચારથીજ મ્હારા પ્રાણાધિક જમાઇનું મૃત્યુ નિપજ્યું છે ! " આમ વિચારી તેમણે એ પત્ર જુલિયાને પહોંચાડયો—ઇબ્રાહિમનો પોષાક પણ જુલિયા પાસે મોકલવામાં આવ્યો.

જુલિયા બાંદીના હાથમાં પોતાના પતિનો પોષાક જોતાંજ ભયથી ધ્રૂજી ઉઠી. આ પોષાક પહેરીનેજ તે દિવસે ઇબ્રાહિમ સૂઇ ગયો હતો. તેણે વિચાર્યું કે, પિતા પાસે પોતાના પતિનો પોષાક કેવી રીતે આવ્યો ?

બાંદી એક પત્ર તથા પોષાક મૂકીને ત્યાંથી ચાલી ગઇ હતી. જુલિયા પતિનો પોષાક જોઇને ભયભીત તેમજ આશ્ચર્યચકિત થઇ ગઇ હતી. પત્રની વાત તે ભૂલી ગઇ હતી. પછી પત્રનું સ્મરણ થતાંજ તેણે પત્ર ઉઘાડી વાંચી જોયો. પત્ર વાંચી જોતાંજ તેનું મુખ શબના જેવું મલિન બની ગયું. તે આકુળ વ્યાકુળ બની ગઇ. તેના મુખમાંથી માત્ર એટલાજ શબ્દો નીકળવા લાગ્યા કે, "અરેરે! મ્હેં શું કર્યું ? મ્હેં શું કર્યું ! મ્હેં રાક્ષસીએજ તમારૂં મૃત્યુ નિપજાવ્યું ! "

વિધાતાના આ કર્મમય જગતનો અખંડ નિયમજ એવો છે કે–જે એક વખત બની જાય છે તે નથી બન્યું થતું નથી. હાથમાંથી છુટી ગયેલું તીર કદિ પાછું ફરતું નથી; આથી જુલિયા સમજી કે, તેણે પ્રેમદા થઇ પિશાચિનીની ગરજ સારી છે. રમણી થઇ રાક્ષસીનું કામ કર્યું છે. તે દેવીને બદલે દાનવી થઇ છે. પોતે દુનિયામાં કલંકિની છે ! સ્ત્રીજાતિમાં કલંકિની છે. તેણે સ્વેચ્છાથીજ વૈધવ્યદશા પ્રાપ્ત કરી છે. પોતાના ભાગ્યનો—પોતાના સર્વસ્વનો, તેણે પોતેજ વિનાશ કર્યો છે.

પરંતુ આક્ષેપમાં કાંઇ ફળ નથી. રૂદનમાં કાંઇ લાભ નથી. દીર્ઘ

નિઃશ્વાસમાં કશી સાન્ત્વના નથી—પશ્ચાત્તાપમાં કશી શાન્તિ નથી. તે રડી રડીને પોતાના દિવસો પસાર કરવા લાગી. તેના ચક્ષુજળથી તેની શય્યાનું ઉશિકું હમ્મેશાં ભીંજાઇ જવા લાગ્યું. તેના મર્મભેદક વ્યાકુળ નિઃશ્વાસોથી તેના સુખસ્વપ્નમય વિલાસી પ્રાણમાં પશ્ચાત્તાપનો અગ્નિ પ્રચંડરૂપે સળગી ઉઠયો.

જુલિયાએ પોતાની પેટી ઉઘાડી તેમાં પતિનો પોષાક ગોઠવી દીધો. આ પવિત્ર સ્મૃતિચિહ્ન દેવતાના દાન જેવું તેને અતિ કિમતી જણાયું.

પછીથી એક નવીન સંકટ આવી પડયું. જુલિયાના પિતાને પોતાના જમાઇ ઇબ્રાહિમના મૃત્યુથી ઘણો શોક થયા કરતો હતો. આ શોકથી તેમનું કોમળ હૃદય વિદિર્ણ થવા લાગ્યું. જે કાળ રોગે તેમના અંગ ઉપર હુમલો કર્યો હતો તે રોગ દિવસે દિવસે ઓછો નહિ થતાં વધવાજ લાગ્યો.

હકિમો નિરાશ થઇ ચાલ્યા ગયા. અંતે એક દિવસે મૃત્યુએ આવી પોતાનો શીતળ હાથ જુલિયાના પિતાના દુઃખપૂર્ણ હૃદય ઉપર ફેરવ્યો. એથી સઘળા દુઃખનો અંત આવ્યો. હતભાગિની જુલિયાએ પિતાના દેહને સમાધિસ્થ કરી અશ્રુધારાઓ વર્ષાવીને પોતાના દિવસો પસાર કરવા માંડયા. જો કે તેને પિતાની અગાધ સંપત્તિ મળી ખરી; પરંતુ તેથી તેનું મન શાન્ત થયું નહિ. એકજ માણસ સંપત્તિનો ઉપભોગ કેવી રીતે ભોગવી શકે? તેથી સંપત્તિ ઉપર તેને બીલકુલ માયા રહી નહિ.

વર્ષાંરૂતુની વેગવતી સરિતાની માફક જુલિયાના સર્વાંગ પર તેનું રૂપ સૌંદર્ય પૂર્ણ તેજથી પ્રકાશી નીકળ્યું. આ નવયૌવનમાં તેના અતૃપ્ત પ્રાણમાં અનેક નવી આશાઓ ઉત્પન્ન થઇ. જુલિયાએ

પોતાના મન સાથે વિચાર્યું:—" જ્યારે સર્વસ્વ ગયું છે—જ્યારે જે ગયું છે તે પાછું મેળવી શકું તેમ નથી—જ્યારે એકવાર કલંકિત થઇ છું—એ કલંકનો દાગ જીવનપર્યંત સાફ કરી શકું તેમ નથી—ત્યારે પછી હું દુઃખ શા માટે ભોગવું? જો કોઇ પણ ઉપાયથી બાદશાહના રંગમેહલમાં પ્રવેશ કરી શકું તો—બાદશાહજાદાની પત્ની થઇ શકું તો એક દિવસે આ જ્વાલામય જીવનું કલંક સાફ થઇ જશે! પરંતુ શાહજાદા સેલિમ મ્હને પત્ની તરીકે સ્વીકારશે કે? ના ના, એ આશા દુરાશા છે! એક વખતે આવી ઉચ્ચ આકાંક્ષા રાખીને મ્હેં મ્હારા દેવતુલ્ય પતિને ગૂમાવ્યા છે. મ્હારૂં જીવન મરૂભૂમિ જેવું થઇ ગયું છે, તે ભલે તેવુંજ રહે. નિરાશાના અગ્નિમાં હમ્મેશાં બળી મર્યા સિવાય મ્હારા કઠોર પાપનું પ્રાયશ્ચિત્ત થશે નહિ. એક વખતે ધર્મ ભુલીને—પાપને આલિંગન કરવાનો વિચાર કરીને—હું મ્હારા સ્નેહમય પિતા તેમજ પ્રેમમય પતિને ગૂમાવી બેઠી છું; હવે શા માટે હું મ્હારા ધર્મને ભૂલું? "

જુલિયાનું ચિત્ત જ્યારે આવા આવા અનેક વિચારોથી વ્યાકુળ બની ગયું હતું ત્યારે ઘટનાપ્રવાહ બીજી તરફ વળ્યો. જો આમ ન થયું હોત તો કદાચ જુલિયા ધર્મમાર્ગ ઉપર રહીને ખુદાની જીંદગી કરવામાં તેમજ પાપનો પશ્ચાત્તાપ કરવામાં: પોતાનું જીવન પસાર કરત!

આ સમયે જુલિયાના અધઃપતનનો માર્ગ સાફ કરવાને શાહજાદો સેલિમ નિમિત્ત રૂપે કાર્યક્ષેત્રમાં ઉતર્યો.

જુલિયાના પતિના તેમજ પિતાના મૃત્યુના સમાચાર સેલિમ જાણતો હતો! જુલિયાના પતિના મૃત્યુના સમાચાર સાંભળીને તે કાંઇ બોલ્યો નહોતો; પરંતુ જુલિયાના પિતાનું મૃત્યુ થતાંજ તેણે

એક વિશ્વાસુ બાંદી માર્ફત જુલિયાને એક પત્ર મોકલ્યો. આ પત્રમાં તેણે જુલિયાના દુઃખ તરફ ઘણી સહાનુભૂતિ દર્શાવી. એ પત્રમાં જાણે કે શાહજાદા સેલિમનું ઘણું મહત્વ સમાયલું હતું. જે દિલ્લીના બાદશાહનો મ્હોટો પુત્ર હતો—ભવિષ્યમાં જે હિંદુસ્તાનના તખ્ત પર બિરાજનાર હતો—તેની તુલનામાં જુલિયા તો ઘણી ક્ષુદ્ર હતી. શાહજાદાએ જુલીયાની આવી શોચનીય સ્થિતિના સમગ્રે આવી રીતે પોતાના પ્રાણનું મહત્વ દેખાડયું એ તેની નિઃસ્વાર્થ સહાનુભૂતીનો પરિચય હતો.

જુલિયા આવો ભૂલ ભરેલો સિદ્ધાંત કરીને અધઃપતનને માર્ગે આગળ વધવા લાગી. પોતાની હયાતીમાં તેણે પોતાની કબરની વ્યવસ્થા કરવા માંડી. શાહજાદો સેલિમ એક દિવસે તેને અપાર આગ્રહ કરીને રાજમહેલમાં લઇ ગયો. ઘણા સમય સુધી વાર્તાવિનોદ કરીને સેલિમે એક પ્રકારના અપૂર્વ માયાબળથી જુલિયાના હૃદય ઉપર પોતાનો અધિકાર બેસાડયો.

આ બનાવ બન્યા પછી સેલિમ છુપી રીતે જુલિયાને ત્યાં આવજા કરવા લાગ્યો. તે જુલિયાને ત્યાં કયારે આવતો ને કયારે જતો એ વાત ઘણુંખરાં માણસો જાણતાં હતાં—પરંતુ જાહિરમાં સેલિમ વિરૂદ્ધ કોઇનાથી એક પણ શબ્દ સુદ્ધાં ઉચ્ચારી શકાતો નહિ. લોકો આ સંબંધી આપસ આપસમાં છુપી રીતે ચર્ચા કરતા હતા.

હવે જુલિયા ! એ સેલિમની છળતાથી ભૂલીને, ભવિષ્યના સુખ સ્વપ્નમાં તન્મય બની ગઇ હતી. તે રાત્રિ દિવસ વિવિધ પ્રકારનાં સ્વપ્ન જોવા લાગી—સેલિમે જાણે કે તેને પત્ની રૂપે ગ્રહણ કરી છે— સેલિમ બાદશાહ બન્યો છે અને તે રાજયેશ્વરી બની છે. રંગમહેલની અનેક રૂપવતીઓ તેની ઉપાસના કરે છે.

સેલિમે એક દિવસે શિરાજીની અતિશય ઉત્તેજનાથી તેની પટ્ટરાણી જોધાબાઇને જુલિયા સંબંધીની સઘળી હકીકત કહી સંભળાવી. આ હકીકત સાંભળવામાં આવતાં જોધાબાઇ ઘણી ગુસ્સે ભરાઇ. બાદશાહજાદાને તે આ માટે કાંઇ કહી શકી નહિ—તેનો તેના પર વિશેષ અધિકાર પણ નહોતો; પરંતુ કયી સાધ્વી પતિપ્રાણા સતી સ્વામીના પાપનું સમર્થન કરે? કયી સતી રમણી સ્વામીને પરકીયા સ્ત્રી પર અનુરક્ત થયેલો જોઇને નિશ્ચિંત રહી શકે? ખરૂં છે કે—રંગમહેલમાં સુંદરીઓનો અભાવ હોતો નથી! જુલિયા કદાચ બીજી સુંદરીઓની માફક રંગમહેલમાં રહે—તેના અનુગ્રહ અને કરૂણાના રાજ્યમાં જો રહે, તો તે વિશેષ નારાજ થાય નહિ. આથી તે વિવિધ ઉપાયોથી જુલિયાના સર્વસ્વનો વિનાશ કરવાના પ્રયત્નો કરવા લાગી.

આ માટે જોધાબાઇને વિશેષ પ્રયત્નો કરવા પડયા નહિ. ઘટનાક્રમે આ સમયે નિશારતખાનના ભત્રિજા આજમદાદખાને જુલિયાને જોઇ. આમ થતાંજ તે તેને માટે ઉન્મત્ત બની ગયો. આજમદાદ તે વખતે નવયુવાનીમાં હતો. તેના સુંદર રૂપે જુલિયાના હૃદયમાં પણ દાબ બેસાડયો.

નિશારતખાનને ત્યાં એક મજલિસ પ્રસંગે જુલિયાને નિમંત્રણ થયું. આ પ્રસંગેજ બન્નેનું નેત્રસંમિલન થયું! આ મિલનમાંજ જુલિયાનું ફરીથી અધઃપતન થયું. તેને જ્યારે એમ લાગ્યું કે, શાહજાદા સેલિમની તેના પ્રત્યેની પ્રીતિ દિન પ્રતિદિન ઓછી થતી જાય છે ત્યારે તે પ્રવૃત્તિની તાડનાથી સ્વરૂપવાન્ યુવક આજમદાદખાનની પક્ષપાતિની થઇ!

આજમદાદ શયતાન હતો. તેણે વિવિધ પ્રકારની ચતુરાઇથી

હતભાગિની જુલિયાના હૃદય ઉપર પોતાનો અધિકાર બેસાડયો. તેણે જુલિયાને સમજાવ્યું કેઃ–"તું ત્હારા અંતરમાં જે આશા રાખે છે તે કાળાંતરે પણ ફલિભૂત થનાર નથી. શાહજાદો સેલિમ આરામબેગની પુત્રી સેલિમાને જોઇ ઉન્મત્ત બની ગયો છે—આત્મભાન ભૂલી ગયો છે—તેનો પ્રેમ પ્રાપ્ત કરવાને પાગલ બની ગયો છે. ત્હારૂં સુખસ્વપ્ન આસ્માનમાં ઉડી ગયું છે. જો મ્હારાં વચનોની ત્હારે ખાત્રી કરવી હોય તો હું તને ખાત્રી કરાવી શકું તેમ છું. થોડા સમય પછી એક પ્રસંગ નિમિત્તે અમારે ત્યાં મ્હોટી મજલિસ થવાની છે. એ મજલિસમાં તને પણ નિમંત્રણ થશેજ. એ દિવસે સેલિમા અને તેની બ્હેન જેરિના પણ ત્યાં હાજર રહશે. જો કદાચ ખુદા સુયોગ આપશે તો હું તને તે દિવસે સઘળો પ્રકાર બતાવીશ."

કેવું ગંભીર કારસ્થાન રચી દુષ્ટ આજમદાદે પોતાનાં આ વચનો જુલિયાને ખરાં કરી બતાવ્યાં તે અમે પ્રથમ ભાગમાં બતાવી ગયા છીએ.

આ સમયે આજમદાદે જુલિયાના મનમાં એમ ઠસાવ્યું હતું કે, સેલિમાજ તેની ઉચ્ચ આશામાં મુખ્ય અંતરાયરૂપ છે. સેલિમાને કાર્યક્ષેત્રમાંથી દૂર કરવામાં નહિ આવે તો તે કોઇ પણ રીતે રંગમહેલમાં પ્રવેશ કરી શકશે નહિ. આથી જુલિયા મનમાં ને મનમાં સેલિમાના સર્વસ્વનો નાશ કરવાના પ્રયત્નો કરવા લાગી.

કિન્તુ આ સમયે બીજા એક કારણે ઉપસ્થિત થઇને તેના સંકલ્પને વિશેષ સુદૃઢ કર્યો. આ મજલિસ પ્રસંગે હતભાગિની જુલિયા ઇસ્કાન્દારનું સૌંદર્ય તેમજ વીરત્વ જોઇ તેના પર મોહિત થઇ. આજમદાદની મૂર્ત્તિ તેના અંતરમાંથી દૂર થઇ. જુલિયાને હવે પાપ પુણ્યની પરવાહ નહોતી. આજમદાદના તરફ તે અપ્રીતિ દર્શા-

વતી નહિ; પરંતુ તે કદિ તેની પાસે આત્મસમર્પણ કરતી નહોતી. જુલિયા પાપિષ્ઠા હતી તો પણ આ તેના ચારિત્રનું વિશેષત્વ હતું.

જુલિયાએ આજમદાદની ઉશ્કેરણીથી સેલિમાનો એક બનાવટી પત્ર તૈયાર કરીને, તેના ઉપર યુવરાજે તેને જે મુદ્રિકા પ્રેમોપહાર તરીકે આપી હતી તેની છાપ મારીને, સેલિમા તેમજ ઇસ્કાન્દારના પ્રેમમાં પ્રચંડ અગ્નિ સળગાવવાને—તેમને બન્નેને જૂદાં પાડવાને, એ પત્ર ઇસ્કાન્દારના હાથમાં જઇ પડે એવી વ્યવસ્થા કરીને સેલિમા તરફ રવાના કર્યો.

આવું ગંભીર કારસ્થાન કરવામાં દુષ્ટ આજમદાદનો એક હેતુ હતો. સેલિમા એ સમયે શાદીનબીબીની સેવા ચાકરી કરવાને માટે નિશારતખાનના મકાનમાં આવીને રહી હતી. એક દિવસે આજમદાદનો સેલિમાએ તિરસ્કાર કર્યો હતો જે વાત પણ અમે આગળ ( પ્રથમ ભાગમાં ) જણાવી ગયા છીએ, એ તિરસ્કારનો બદલો લેવાનો આજમદાદે પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો. જુલિયાની સહાયતા મળતાં તેનો નિશ્ચય સહેલાઇથી ફલિભૂત થાય તેમ હોવાથી તેણે યુક્તિ પ્રયુક્તિથી જુલિયાની સહાયતા મેળવી.

ઉપર દર્શાવેલા પત્રને લીધે સેલિમાનું કપાળ ફુટયું. ઇસ્કાન્દારખાન ઉંઘી ગયેલી સેલિમાના ઉશિકા પાસેજ એ પત્ર જોઇ શક્યો. નિશારતખાનને ત્યાં મજલિસમાં સેલિમે આરામબેગની પુત્રી સેલિમા તરફ જે પક્ષપાત દર્શાવ્યો હતો તે પણ આજમદાદની યુક્તિથી ઇસ્કાન્દાર જોઇ શક્યો હતો. પછીથી આ પત્રની પ્રાપ્તિ થતાંજ તેના મનમાં એક પ્રકારનો ભયંકર સંદેહ જાગ્રત થયો. અતિશય માનસિક ઉત્તેજનાથી ઇસ્કાન્દારે સેલિમાનું ખૂન કર્યું.

જુલિયાએ પ્રથમ એમ વિચાર્યું હતું કે, આ બનાવથી ઇસ્કા-

ન્હાર સેલિમાનો ત્યાગ કરશે. તેના ભયંકર ચક્રમાં સેલિમાનું ખૂન થઇ જશે એવો તેને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો. સેલિમાખું જે રાત્રે ખૂન થયું તે દિવસે જુલિયાના જાણવામાં એ હકીકત આવી નહિ. બીજે દિવસે આ વાત આખા આગ્રા શહેરમાં જાહિર થઇ ગઇ ત્યારેજ જુલિયાના જાણવામાં આવી. પશ્ચાત્તાપથી તેના હૃદયને ઘણું દુઃખ થયું.

આ પ્રસંગે નિરૂપાયે તે મુલ્લાં શેખજીને શરણે ગઇ. પશ્ચાત્તાપથી દુઃખી થતા હૃદયે તેણે શેખજીને સઘળી હકીકત કહી સંભળાવી. જુલિયા શેખજીની કેટલીક દેવી શક્તિઓથી માહિતગાર હતી. શેખજીના ઉપર તેને અગાધ વિશ્વાસ હતો. તે શેખજી આગળ જ્યારે કરગરી પડી ત્યારે શેખજીએ કહ્યું:—" પ્રથમ હું મૃતદેહની સ્થિતિ જોયા સિવાય કાંઇ કહી શકતો નથી."

જુલિયાએ સાહસનો સંચય કરી રાત્રે કબરસ્થાનમાં પ્રવેશ કર્યો. શેખજી પણ ત્યાં હાજર થયા હતા. તેમણે કબર ખોદી સેલિમાના મૃતદેહની સ્થિતિ તપાસી. આ સમયે જુલિયાનો વિશ્વાસુ ખોજો જબરદસ્તખાન પણ તેમની સાથે હતો. શેખજીએ મૃતદેહની તપાસ કરી જોઇ તો તેમને માલૂમ પડયું કે, ભય તેમજ દુઃખથી સેલિમાને પ્રબળ મુચ્છા આવી છે, તથા વિવિધ કારણોને લીધે એ મુચ્છા ઘણા સમય સુધી ટકી રહી છે.

સેલિમાના મૃતદેહને પુષ્પમાળાઓથી સુસજ્જિત કરવાને રાક્ષસી જુલિયા કેટલાંક ગુલાબનાં પુષ્પો પોતાની સાથે કબરસ્થાનમાં લઇ ગઇ હતી. શેખજીએ એ ગુલાબ પુષ્પોમાં ઓષધ છાંટીને સેલિમાના હૃદય ઉપર એ પુષ્પો પાથરી દીધાં. પછીથી તેમણે જુલિયાએ કહ્યું:—"આ પુષ્પો ઉપર હમણાં મ્હેં જે અર્ક છાંટયો છે તે અર્ક અરબસ્તાનના

પ્રસિદ્ધ કિમિયા વિદ્યા વિશારદ દરાફ ગાજીઉદ્દીને શોધી કાઢેલો છે. એનો શોધ તેણે પોતાના સમસ્ત જીવનપર્યંત અપાર તેમજ સતત શ્રમ કરીને કરી છે. તુર્કસ્તાનના સુલતાનના એકના એક મૃતપ્રાયઃ પુત્રના જીવનના સંરક્ષણાર્થે તેમણે આ અર્કની શોધ કરી હતી. મ્હારા પિતા તેમના એક વિશ્વાસુ શિષ્ય હતા. તેઓજ તેમના ગુરૂના અંતકાળ વખતે આ અર્ક કેવી રીતે બનાવી શકાય છે તે જાણી શક્યા. તેમનો બનાવેલો એ અર્ક હજી પણ મ્હારી પાસે છે. એક બે મૃતપ્રાયઃ તેમજ ઘણા સમય સુધી બેશુદ્ધ બની ગયેલાં માણુસોને મ્હેં એ અર્કનો ઉપયોગ કરીને બચાવ્યાં છે. જો આ ઔષધનો ગુણ સત્ય હશે તથા સેલિમાના મૃતદેહમાં હજી પણ જે ઉષ્ણુતા વિરાજમાન છે તેથી જો તેનામાં સહજ પણ જીવ હશે તો આ ઔષધથી તેની ક્રિયા તેમજ શક્તિ વધશે. સેલિમા—એના અમોઘ શક્તિબળથી ચોવીસ કલાક કરતાં પણ થોડો વધારે વખત જીવતી રહેશે; પરંતુ તેને બચાવવાનો યત્ન જલદીથી કરવો પડશે—આ ચોવીસ કલાકના સમયમાંજ તેને કબરમાંથી બ્હાર કાઢવી પડશે. કારણુ કે બીજી જે જે ક્રિયાઓ હવે પછી કરવાની છે તે કરવામાં ન આવે તો આ અર્કનું કાર્ય સંપૂર્ણ ફળદાયક થાય તેમ નથી.”

કહેવાની જરૂર રહેતી નથી કે, વિશ્વાસુ ખોજા જબરદસ્તની સહાયતાથી શેખજી અને જુલિયા બીજે દિવસે રાત્રે સેલિમાના દેહને કબરમાંથી બ્હાર કાઢી ઉપાડી ગયાં—સેલિમાને શુદ્ધિમાં લાવ્યા પછી તેને શેખજીના ધર્મનિકેતનમાં એક ગુપ્ત સ્થળે પૂરી રાખવામાં આવી.

આ બનાવ બન્યા પછીથી મુસ્કાન્દારખાન પ્રથમ ભાગમાં જ આવ્યા પ્રમાણે પકડાઇ ગયો, તથા જુલિયા કેવી ચતુરાઇથી તેને બચાવી લાવી એ હકીકત વાંચકો જાણે છે.

હતભાગિની સેલિમા એ સમયથીજ શેખજીના ધર્મનિકેતનમાં કેદ થઇ પડેલી હતી. તેને કોઇ પણ પ્રકારની સ્વાધીનતા નહોતી. બીજી તરફ ઇસ્કાન્દારખાનનો પ્રેમ પ્રાપ્ત કરવાને જુલિયા ઉન્મત્ત બની ગઇ હતી; તેથી તે સેલિમાને તદ્દન ભૂલી ગઇ હતી. જ્યારે તેને એમ લાગ્યું કે, સેલિમા જીવતી નથી એમ જાણીને પણ ઇસ્કાન્દાર પોતાનો થતો નથી ત્યારે તેણે સેલિમાને વિશેષ દુઃખી કરવાને, એક દિવસે ઇસ્કાન્દારની આગળ સેલિમા જીવતી છે એવી વાત કાઢી; પરંતુ ઇસ્કાન્દારે એ વાત ઉપર વિશ્વાસ મૂક્યો નહિ. આથી એ સંબંધી ઇસ્કાન્દારને એક રીતે ખાત્રી કરાવવાના હેતુથી, જુલિયા જેરિનાને સાથે લઇ તે દિવસે શેખજીના ધર્મનિકેતનમાં આવી હતી; પરંતુ શેખજીના હૃદયસ્પર્શી ઉપદેશથી તેના હૃદયમાંથી વૈરની વાસના દૂર થઇ ગઇ. તેણે પોતાના મન સાથે એવો દૃઢ સંકલ્પ કર્યો કેઃ— "આજે શેખજીના ઉપદેશથી મ્હારા મનના ભાવમાં જે ફેરફાર થયો છે તેજો કદાચ દીર્ઘસ્થાયી થશે તો હું સેલિમાને છોડી દઇશ, અને જો આ ફેરફાર દીર્ઘસ્થાયી નહિ થાય તો હું સેલિમા તેમજ ઇસ્કાન્દાર—ઉભયનો નાશ કરીશ.

પાઠક ! તમે ઉપર જે હકીકત વાંચી તે હતભાગિની જુલિયાની અદ્દભુત ઘટનામય જીવનકથા છે. આ જીવનનાટકનો છેલ્લો અંક આપ હવે પછીના પ્રકરણોમાં જોઇ શકશો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### દેવી અને દાનવીની મુલાકાત.

જુલિયાની ઘટનામય જીવનકથા અમે ગત પરિચ્છેદમાં કહી

ગયા. મનુષ્ય પ્રત્યેક પગલે ભૂલે છે—ભ્રમ કરવામાં તે સિદ્ધહસ્ત હોય છે; આ જગતમાં આવા ભ્રમને પરિણામે વિવિધ પ્રકારનાં અનિષ્ટ થાય છે. કોઇ કોઇ સમયે તો આવા સામાન્ય ભ્રમથી મ્હોટો અનર્થ થાય છે. અમને એમ લાગે છે કે આ ભ્રમ સ્વાર્થમાંજ ઉત્પન્ન થાય છે. આપણે સ્વાર્થ સિદ્ધ કરવાને માટે કેટલીક વખત એવો ભ્રમ કરીએ છીએ કે, તેથી આપણે આપણા તેમજ અન્યના દુઃખનું કારણ થઇએ છીએ. જીવનપર્યંતના પશ્ચાત્તાપથી, અનુશોચનાથી યા તો રૂદનથી, આ ભ્રમથી થયેલા મહાપાપનું પ્રાયશ્ચિત થતું નથી. સ્વાર્થ સિદ્ધ નહિ થતાં મનુષ્ય નિરાશાથી દુઃખી થઇ ક્રોધાંધ થાય છે—એ ક્રોધથી તે આત્મભાન—સારા ખોટાનું ભાન ભૂલી જાય છે, તથા ચિત્તની આવી તમોમય સ્થિતિમાં તે જે કાંઇ કરી બેસે છે તે ન થયું થતું નથી.

જુલિયાના જેવી નીચ પ્રકૃતિની નારી પણ ભ્રમ કરે એમાં શું આશ્ચર્ય ? તે જો કદાચ ખોટી આશાથી ઉન્મત્ત નહિ બની જતાં રંગમહેલની અધીશ્વરી થવાની વાસનાનો ત્યાગ કરત તો તે કદાચ તેના જીવનને સુખી કરી શકત; પરંતુ તેના અંતરમાં એવું અભિમાન ઉપજ્યું હતું કે, તે રૂપવતી ધનાઢ્ય કન્યા છે. ધનવાનના રંગમહેલની શોભામાં વધારો કરવાના હેતુથીજ ઇશ્વરે તેને ઉત્પન્ન કરી છે. દીન દરિદ્રોની સેવા કરવાને માટે તે દુનિયામાં આવી નથી. આવી વિપ્લવમયી ઉચ્ચ આકાંક્ષાએ તેના ચિત્તમાં મ્હોટી ભ્રાંતિ ઉપજાવી. આવી ભ્રાંતિને પરિણામે તેણે પતિ ગૂમાવ્યો, પિતા ગૂમાવ્યો, નારીજાતિનું પોતાનું સંમાન ગૂમાવ્યું, સેલિમની પાસે તે તિરસ્કૃત થઇ, અને ઇસ્કાન્દારને માટે આટલું કર્યાં છતાં પણ તે તેના મનને મેળવી શકી નહિ.

હવે જુલિયા પુનઃ કેવો શ્રમ કરે છે તે આપણે જોવું પડશે. તેણે ધીમે ધીમે સેલિમાની ઓરડીમાં પ્રવેશ કર્યો.

સંધ્યાકાળ થવા આવ્યો હતો. સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડતા હતા ! પશ્ચિમાકાશે રંગબેરંગી દેખાવ ધારણ કર્યો હતો.

સેલિમાની ઓરડીમાં અંધકાર નહોતો. ધર્મનિકેતનનો એક નોકર હમ્મેશાં સંધ્યાકાળે એક દીપક સળગાવીને એ ઠેકાણે મૂકી આવતો હતો; આથી હમણાં પણ એ ઓરડીમાં દીપક સળગતો હતો.

જુલિયાએ આકાશ પાતાળના વિચારો કરતાં કરતાં સેલિમાની ગુપ્ત ઓરડીમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાંજ તેણે જોયું કે, એ વિષાદિની સ્વર્ણપ્રતિમા જમીન ઉપર બેઠી બેઠી મલિન મુખે કાંઇ વિચાર્યા કરે છે.

જુલિયાના હાથમાં પણ ફાનસ હતું. એ ફાનસનો પ્રકાશ તેના ઉપર પડતાંજ તે ચમકીને ઉઠી બેઠી થઇ. તે જુલિયાને ઓળખતી હતી. તેણે ઉઠી ઉભી થઇને જુલિયાને સલામ કરી. અત્યાર પહેલાં બે વખત તેમની મુલાકાત થઇ હતી.

જુલિયાએ કહ્યું:—" કેમ, સેલિમા ! કેમ છે ? "

સેલિમા:—હું કેમ છું એ તમે સારી રીતે જોઇ શકો છો !

જુલિયા:—તું ત્હારી આવી સ્થિતિમાં પણ સુખી નથી ? તને અમે કરાળ કાળના મુખમાંથી બચાવી છે.

સેલિમા:—આવા પ્રકારના દુઃખમય જીવન કરતાં મ્હારા માટે મૃત્યુજ સારૂં હતું !

જુલિયા:—અહિં તને શું દુઃખ પડે છે ? ત્હારી સેવા ચાકરીમાં કાંઇ ખામી રહે છે કે ?

સેલિમાઃ—ના, એ માટે હું તમને ધન્યવાદ આપું છું; પરંતુ હું તદ્દન પરતંત્ર છું. હવે જંગલી પ્રાણીની માફક મ્હને આ ગુપ્ત ઓરડીમાં ક્યાં સુધી પૂરી રાખશો ?

જુલિયાઃ—જો હું તને મુક્ત કરૂં તો પણ તું ક્યાં જઇશ ? જે ઇસ્કાન્દારની તું આશા રાખે છે, જેના સહવાસમાં તું ત્હારૂં બાકીનું જીવન પસાર કરવાની અભિલાષા રાખે છે તે ઇસ્કાન્દારને તું મેળવી શકીશ નહિ.

સેલિમાઃ—કારણ ?

જુલિયાઃ—હમણાં તે કેદખાનામાં છે. ત્હારૂં ખૂન કર્યું છે તેથી તેને ફાંસીની સજા થશે !

સેલિમાઃ—પરંતુ હું જીવતી છું ! જુલિયાબીબી ! મ્હને માત્ર થોડા વખતને માટે મુક્ત કરો. હું જીવતી છું છતાં તેમના શિર પર મ્હારૂં ખૂનનું કલંક બેસીને તેમનો જીવ જશે ? અરેરે ! મ્હને તેમને બચાવવા દો.

જુલિયાઃ—પરંતુ તેમના જીવનનું સંરક્ષણ કરવાથી તને શો લાભ થનાર છે ? તેમણે તો તને અવિશ્વાસિની સમજીનેજ ત્હારૂં ખૂન કર્યું હતું !

સેલિમાઃ—ભલે, ગમે તેમ હોય. મનની અગોચર પાપ નથી. ખુદા જાણે છે કે, હું અવિશ્વાસિની છું કે કેમ ? ! કોઇ ભયંકર પ્રપંચજાળને લીધેજ આમ બન્યું છે. ઇસ્કાન્દારખાને મ્હારૂં ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ મ્હારૂં ખુન થયું નથી. મ્હેં તેમના ભયંકર પાપ તેમજ અપરાધની તેમને ક્ષમા આપી છે. તેઓ મ્હને આશ્રય આપે યા ન આપે તેની મ્હને ચિંતા નથી—માત્ર તેમના જીવનનું સંરક્ષણ થશે એટલે હું સુખી રહી શકીશ ! વળી મ્હારે

શીઘ્રજ તેમના શિર પર મૃત્યુનું ચક્ર ફરે છે; તેથી તેમનું હું રક્ષણ કરૂં તો મ્હને ઘણું પુણ્ય પ્રાપ્ત થાય તેમ છે.

જુલિયા:—ત્હારા જીવનનો તો નાશ થયો હતો. મ્હેંજ તને બચાવી છે. જેણે ત્હારૂં ખૂન કરવાનો યત્ન કર્યો હતો, જેણે તને મરી ગયેલી વિચારીને યમુનાના શીતળ જળમાં તણાતી કરી દીધી હતી, તેની સાથેના ત્હારા સઘળા સંબંધનો લોપ થયો છે. હવે ત્હારૂં જીવન મ્હારા અધિકારમાં છે. હવે ત્હારે મ્હારી ઇચ્છાનુસારજ વર્તવું પડશે.

સેલિમા:—હું ક્યાં હજી સુધી તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તી છું? તમે મ્હને જે સ્થિતિમાં રાખી છે તે સ્થિતિમાંજ હું સંતુષ્ટ છું. કહો કે, હું શું કરૂં તો તમારી મનોકામના સફળ થાય? હું તમે કહો તે કાર્ય કરવાને તૈયાર છું! પરંતુ તે પહેલાં ઇસ્કાન્દારખાનના જીવનનું સંરક્ષણ કરવાનું પ્રયોજન છે.

જુલિયા:—કેવી રીતે તું તેમના જીવનનું સંરક્ષણ કરીશ?

સેલિમા:—તમેજ હમણાં કહ્યું કે, તેમના ઉપર મ્હારૂં ખૂન કર્યાનો આરોપ છે.

જુલિયા:—હા, પણ તું શું કરીશ?

સેલિમા:—હું શહેનશાહના દરબારમાં હાજર થઇને કહીશ કે, "જેનું ખૂન કરવાના આરોપથી ઇસ્કાન્દારખાનનો જીવ લેવામાં આવે છે—તે જ હું સેલિમા જીવતી છું."

જુલિયા:—તું સેલિમાજ છે તેની ખાત્રી શી છે? શહેનશાહની આજ્ઞાથી બાદશાહી કબરસ્થાનમાં જ ત્હારી સમાધિ થઇ હતી.

સેલિમા:—હું મ્હારા ભૂતકાળના જીવનની સઘળી હકીકત સ્પષ્ટતાથી શહેનશાહને કહી સંભળાવીશ.

જુલિયા:—તું એમ કહે એટલે મ્હારો તેમજ મ્હારા પિતૃ-તુલ્ય શેખજીનો જીવ જાય, કેમ? ઇસ્કાન્દારને બચાવવા માટે જઇને તું અમારો બન્નેનો જીવ લેવાની ઇચ્છા રાખે છે, કેમ? મ્હેં તને મૃત્યુના મુખમાંથી બચાવી એ મહાન્ ઉપકારનો બદલો ત્હારે આવા ભયંકર અપકારથી જ વાળવો છે કે?

સેલિમા:—જુલિયાબીબી! તમે આવું ભીષણ કારસ્થાન કયા કારણથી—શા હેતુથી રચ્યું છે?

જુલિયા:—હું એ વાત તને કહી શકું તેમ છું; પરંતુ તે સાંભળીને તું સ્થિર રહી શકીશ ખરી કે?

સેલિમા:—તમે બેલાશક મ્હને સઘળી હકીકત કહો. દુઃખની અસહ્ય વેદનાથી મ્હારો પ્રાણ પત્થર જેવો બની ગયો છે. હવે સુખ દુઃખ તેમજ આશા નિરાશા મ્હને સમાન જ જણાય છે!

જુલિયા:—ત્હારો તેમજ મ્હારો સ્વાર્થ એકજ પ્રકારનો છે! તેથીજ મ્હેં આવા અદ્દ્ભુત કપટજાળ રચી છે.

સેલિમા:—તમારા શબ્દોનું તાત્પર્ય હું સમજી શકતી નથી.

જુલિયા:—સ્નેહ કેટલાં સંકટો સહન કરીને મેળવી શકાય છે એ તું પણ સમજે છે! જે ઇસ્કાન્દારે વિના અપરાધે તને કલંકિની ધારી, ત્હારૂં ખૂન કર્યું-તેમના ઉપર હજી પણ તને વિશ્વાસ છે. હજી પણ તું ત્હારા ખરા જીગરથી તેમને ચ્હાય છે. તું જેવી રીતે ઇસ્કાન્દારખાનને ચ્હાય છે તેવીજ રીતે હું પણ મ્હારા ખરા જીગરથી તેમને ચ્હાઉં છું; પરંતુ હજી તેઓ ત્હારી સ્મૃતિને ભૂલી ગયા નથી. હું તેમને મેળવવાની ઇચ્છા રાખું છું. અને તું પણ તેમને મેળવવાની ઇચ્છા રાખે છે. માટે આપણા બન્નેમાંથી એક જણીએ તેમની આશા છોડી દેવી જોઇએ.

સેલિમાઃ—જુલિયાબીબી ! જો એમજ હોય તો તમે તેમને બચાવો. તેમનો જીવ બચે તેમ તમે કરો. વિના અપરાધે તેમનો જીવ જશે તો હું પણ જીવતી રહી શકનાર નથી. તેઓ બચી ગયા છે એટલા માત્ર હું સમાચાર સાંભળીશ તો હું સુખી રહી શકીશ.

જુલિયાઃ—પરંતુ હું એમ કરૂં તો તું ક્યાં જઇશ ?

સેલિમાઃ—આ બે આંખો જ્યાં લઇ જશે ત્યાં જઇશ. આ જગત સાથે હવે મ્હારો કશો સંબંધ નથી. મ્હેં જીવનમાં કોઇનું અનિષ્ટ કર્યું નથી. કોઇનું અનિષ્ટ કરવાની કલ્પના સુદ્ધાં કરી નથી. આમ છતાં આ સ્વાર્થી જગતનાં સઘળાં મનુષ્યો મ્હારાં શત્રુ બન્યાં છે.

જુલિયાઃ—હું તને મુક્ત કરી શકું તેમ છું. હું તને ખરૂં કહું છું કે, ઇસ્કાન્દારખાન હજી કેદ પકડાયા નથી. મ્હેં તેમને ત્હારી માફક એક ગુપ્ત સ્થળે છુપાવી રાખ્યા છે. હું ધારૂં તો ક્ષણ માત્રમાં તેમને કેદ પકડાવી શકું તેમ છું; પરંતુ હું કાળાંતરે તેમ કરીશ નહિ. હું તેમને ચ્હાઉં છું. મ્હેં તેમને માટે અનેક સાહસિક કાર્યો કર્યાં છે. એક વખત તો હુંજ તેમને કેદખાનામાંથી બચાવી લાવી છું.

આટલું કહીને જુલિયાએ પોતે કેવી રીતે ઇસ્કાન્દારખાનને કેદખાનામાંથી મુક્ત કર્યો હતો એ સઘળી હકીકત અથેતિપર્યંત તેણે સેલિમાને કહી સંભળાવી. સેલિમા જુલિયાનાં આવાં અદ્‌ભુત તેમજ સાહસિક કાર્યોની હકીકત સાંભળીને આશ્ચર્યમાં પડી ગઇ. અંતે તેણે કહ્યું:—“ હવે તમારા મનની શી ઇચ્છા છે ? ”

જુલિયાઃ—મ્હારા મનની ઇચ્છા માત્ર ઇસ્કાન્દારખાનના પ્રેમને પ્રાપ્ત કરવાની છે. હું તને પુષ્કળ પૈસા આપીશ—ત્હારી સાથે માણસો આપીશ. તું આ હિંદુસ્તાનમાંથી ચાલી જજે. હમણાંજ તું મ્હને

એક કાગળ લખી આપ કે, નારીહત્યા કરનાર ઇસ્કાન્દારખાન ઉપર ત્હારૂં કશું આકર્ષણ નથી. તું હમ્મેશાંને માટે આ દેશનો ત્યાગ કરી વિદેશમાં જઇશ એટલે તેઓ મ્હારા થશે.

સેલિમાએ પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યો; પછીથી એક મર્મભેદક નિઃશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"મ્હારે મુક્ત થવું નથી. તમારા પૈસા જોઇતા નથી—હું ઇસ્કાન્દારખાનનો ત્યાગ કરી શકીશ નહિ. જુલિયા ! રાક્ષસી ! સર્વ નાશકારિણી ! હવે તું મ્હને જીવતીને ન બાળી નાખ ! હું મરી જઇશ—ઇસ્કાન્દારખાન મરી જશે તો પણ હું ત્હારૂં કહ્યું કદિ કબૂલ નહિ કરૂં. મ્હારા પ્રેમની આશા આલોકમાં પૂરી નહિ થાય તો પરલોકમાં થશે. આલોકમાં ત્હારા જેવી રાક્ષસી સ્ત્રીઓ જો કે અનેક પ્રકારની શત્રુતા કરી શકે છે—પરંતુ દેવલોકમાં એવો બિલકુલ ભય નથી."

જુલિયાએ ક્રોધી નાગણની માફક ગર્જના કરીને કહ્યું:—"તું આવી અકૃતજ્ઞ છે ! આટલો બધો ત્હારો મિજાજ છે ! જો જે, હું ત્હારા અભિમાનને તેમજ મિજાજને ક્ષણ માત્રમાં ઉડાવી દઇશ. તું અહિંજ પડી રહે ! જે દિવસે ઇસ્કાન્દારનું કપાઇ ગયેલું—ધડથી જૂદું થયેલું મસ્તક હું તને ભેટ તરીકે મોકલીશ તેજ દિવસે તને મ્હારી મહાશક્તિની ઓળખાણ થશે. તું મ્હારા સુખના માર્ગનો કંટક થઇ ત્હારા તેમજ ત્હારા પ્રિયતમનો વિનાશજ કરાવીશ એવી મ્હને પૂર્ણ ખાત્રી છે."

આમ કહીને જુલિયા સેલિમાની ઓરડીમાંથી બ્હાર નીકળી તથા તેણે પોતાની સાથે જે નોકર હતો તેને કાંઇ ઉપદેશ આપ્યો. નોકરે તરતજ સેલિમાની ઓરડી બંધ કરી દીધી. અત્યાર સુધી સેલિમાને જે થોડી ઘણી સ્વાધીનતા હતી તે પણ આજે દૂર થઇ.

પછીથી જુલિયાએ ઉત્તેજિત હૃદયે એક બીજી ઓરડીમાં પ્રવેશ કરી એક કાગળમાં થોડી હકીકત લખી, એ કાગળ નોકરના હાથમાં આપીને કહ્યું:—" હું અહિંથી ચાલી જઉં ત્યાર પછી તું આ કાગળ શેખજીને આપજે. હું પાછી જલદીથી તેમને મળવા આવીશ."

જુલિયાએ એ પત્રમાં લખ્યું હતું કે–" પિતા! આપના ઉપદેશથી મ્હારા મન પર વિશેષ અસર થઇ શકી નથી. હજી પણ હું પ્રવૃત્તિનું દમન કરી શકી નથી. સેલિમાને હું કોઇ પણ રીતે ક્ષમા કરવાને તૈયાર નથી! મ્હારા ભાગ્યમાં જેમ બનવાનું હશે તેમ બનશે. મૃત્યુના ભયથી હવે હું ડરીશ નહિ. આજ સુધી સેલિમાને મ્હેં જે સ્વાધીનતા આપી હતી તેનાથી આજ હું તેને વંચિત કરૂં છું."

જુલિયા શેખજીની મુલાકાત કર્યા સિવાય જેરિનાને સાથે લઇ ચાલી ગઇ. આ સમયે સંધ્યાકાળ વીતી ગયો હતો.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પાપીની હૃદયવ્યથા.

જે માર્ગે જેરિના અને જુલિયા શહેરમાં પાછો ફર્યા એ રસ્તો કાંઇ ભયશૂન્ય નહોતો. આમ છતાં તેમના સૌભાગ્યે રસ્તામાં તેમને કશું સંકટ વેઠવું પડયું નહિ.

જુલિયા થાકી ગઇ હતી. તેનું ચિત્ત ઘણું ચિંતાતુર બની ગયું હતું. એ રાત્રે જુલિયા બિલકુલ જમી નહિ. જેરિનાએ તેને થોડું જમવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ જુલિયાનો વિચાર નજ ફર્યો. આથી જેરિના પોતાના ઓરડામાં ચાલી ગઇ.

ખોજો જબરદસ્તખાન એકાએક ક્યાં ગૂમ થઇ ગયો તેના અનેક વિચારોને અંતે પણ જુલિયા કશો નિર્ણય કરી શકી નહિ. જો તેનું જાહિરમાં કોઇએ ખૂન કર્યું હોત તો એ ખૂનથી આખા આગ્રા નગરમાં ઘણો કોલાહલ થયો હતો ! શરૂ થાત. ત્યારે શું શત્રુઓએ તેને કોઇ ગુપ્ત સ્થળે કેદ કરી રાખ્યો છે ? ત્યારે શું શત્રુઓએ તેનું ખૂન કરીને તેની લાશને યમુનામાં પધરાવી દીધી છે !

જુલિયાએ પોતાના મન સાથે વિચાર્યું:—"ખોજા જબરદસ્તખાનનો શત્રુ પણ કોણ છે ?" તેના પોતાના અનેક શત્રુ હોવાનો સંભવ હતો; પરંતુ ખોજા જબરદસ્તખાનનો શત્રુ માત્ર એકલો આજમદાદજ હતો.

જુલિયાએ વિચાર્યું કે, "આ સંબંધી થાણામાં ખબર આપી હોય તો ? ના ના-તેમ કરવાથી કશો લાભ નથી. થાણાનો મુખ્ય કોટવાલ જહાન્દારખાન છે. એક વખત જહાન્દારખાનની પાસે જઇ મ્હારે ઘણી ફિકરમાં પડવું પડયું છે બીજી વખત હવે હું તેને મ્હારૂં મ્હોં બતાવવાને રાજી નથી. આજમદાદખાન એક નામજાદા અમીરનો ભત્રિજો છે. જહાન્દારખાન તેની વિરૂદ્ધ કાંઇ કરી શકે એમ હું ધારતી નથી."

જબરદસ્ત જુલિયાનો જમણો હાથ હતો. તેના ગૂમ થવાથી જુલિયાની ચિંતાનો પાર રહ્યો નહોતો. એટલુંજ નહિ પરંતુ કેટલાંક સંકટોમાંથી જુલિયા, જબરદસ્તની શાકતને લીધે યા તો તેના બુદ્ધિબળને લીધે બચી ગઇ હતી.

જુલિયાની બીજી ચિંતા સેલિમા અને ઇરકાન્દાર સંબંધી હતી. હતભાગ્ય ઇરકાન્દારજ તેને પોતાના સમસ્ત દુઃખના કારણરૂપ જણાતો હતો. આ જગતમાં જેને જુલિયા ચ્હાતી હતી—જેના સહવાસમાં રહી

સુખી થવાની તે અભિલાષા રાખતી હતી, તેણેજ તેના અંતરમાં પ્રચંડ અગ્નિ સળગાવ્યા હતા. હવે જુલિયા વિચારતી હતી કે-" જો હું મ્હારા દરિદ્ર પતિ ઇબ્રાહિમની પત્ની થઇને ધર્મ માર્ગે રહી હોત તો મ્હારી આવી દુર્દશા થાત નહિ. મ્હારે આવા ગાઢ નિઃશ્વાસ મૂકવા પડત નહિ. આવી રીતે નરકમાં ડૂબી મરવું પડત નહિ. ઇસ્કાન્દારને આશ્રય આપી મ્હેં મહા ભયંકર ગુન્હો કર્યો છે. જહાન્દારખાનની આંખોમાં ધૂળ નાખી છે---રાજકર્મચારીઓની શોધને વ્યર્થ કરી છે. જો કદિ આ વાત જાહિર થઇ જશે તો મ્હારી કેવી દુર્દશા થશે? જે ઇસ્કાન્દારખાનને માટે મ્હેં જીવનની ચિંતા રાખ્યા સિવાય આટલું બધું સાહસ કર્યું છે તે પણ મ્હારી દૃષ્ટિથી દૂર થશે કે? ખોજા જબરદસ્ત સિવાય હવે મ્હને સાંત્વના આપે એવું બીજું કોણ છે? ખુદા ખુદા! હવે માત્ર મ્હને તમારોજ આધાર છે! મ્હને તમે ખરો માર્ગ બતાવો. હું શોચનીય મૃત્યુને મ્હારી આંખો સ્હામે જોઇ શકું છું. મ્હેં આટલાં બધાં પાપકાર્યો કર્યાં છે; છતાં મૃત્યુભયથી હું ધ્રૂજી જાઉં છું. હે ખુદા! આવી ચિંતામાં ને ચિંતામાંજ મ્હારે મૃત્યુને આધીન થવું પડશે કે શું?"

જુલિયાના મનની સ્થિતિ ઘણી ભયંકર હતી, તેનો જીવ વેદનાથી આકુળ વ્યાકુળ બની ગયો હતો—કોઇ પણ ઉપાયથી તે શાન્તિ મેળવી શકતી નહોતી. સુકોમળ શય્યા ઉપર સૂઇ રહેતાં પણ તેને નિદ્રા આવતી નહોતી. કોઇએ જાણે કે તેની શય્યામાં સળગતા અંગારા નાખ્યા હતા.

ઓરડામાં તેજસ્વી દીપક સળગી રહ્યો હતો. જુલિયા જીગરની જ્વાળા વેઠી નહિ શકાયાથી શય્યાનો ત્યાગ કરી ઉઠી ઉભી થઇ પછીથી તેણે મૃદુસ્વરે કહ્યું:—" જેરિના!"

જુલિયાને તેના આ સંબોધનનો કશો ઉત્તર મળ્યો નહિ. જુલિયાએ વિચાર્યું કે, જેરિના પાસેના તેના ઓરડામાં ઉંઘતી હશે; પરંતુ વાસ્તવિક રીતે તે ઉંઘી ગઇ નહોતી. માત્ર નેત્રો મીંચીને તે શય્યામાં પડી રહી હતી. તેણે એ ગંભીર રાત્રે જુલિયાને શય્યામાંથી ઉઠતાં જોઇ. જુલિયા શું કરે છે તે જોવાના હેતુથી જેરિના ગુપચૂપ પથારીમાં પડી રહી.

જેરિનાને બે ત્રણ વખત બોલાવ્યા છતાં પણ જ્યારે તે કાંઇ બોલી નહિ ત્યારે જુલિયાની ખાત્રી થઇ કે, તે ઉંઘે છે. પછીથી જુલિયાએ કબાટ ઉઘાડી તેમાંથી શિરાજી કાઢી. પુષ્કળ શિરાજી પીધો. પછીથી ધીમે ધીમે શિરાજીના પ્રભાવથી તેની આંખો ઘેરાવા લાગી અને થોડા સમયમાંજ તે સઘળું દુઃખ ભૂલી જઇને ઉંઘી ગઇ.

આ વખતે બરાબર મધ્યરાત્રિનો સમય થયો હતો. જેરિના નિસ્તબ્ધતાથી શય્યામાં સૂઇ રહી જુલિયા શું શું કરે છે તે જોતી હતી. અડધો કલાક આવી રીતે પસાર થયો પછી તે શય્યામાંથી ઉઠી ઘણેજ ધીમેથી જુલિયાના મકાનની બ્હાર નીકળી પડી અને મકાનનાં બારણાંને તેણે સાવધાનતાથી બંધ કરી દીધાં.

ત્રણ દિવસથી જેરિના આજમદાદને મળી શકી નહોતી. વિશેષે કરીને શેખજીના ધર્મનિકેતનમાં સેલિમા સંબંધીની જે ગંભીર રહસ્યમય હકીકત તે જાણી શકી હતી તે સઘળી હકીકત આજમદાદ પાસે જઇને કહી આવવાને માટે તે વ્યાકુળ બની ગઇ હતી. જુલિયા શિરાજીના નીશામાં ચકચુર બની જઇને નિરાંતે ઉંઘતી હતી. આવા યોગ્ય સમયને વ્યર્થ નહિ જવા દેતાં જેરિના આજમદાદને મળવા માટે ચાલી નીકળી. જેરિનાએ પ્રથમથીજ પેલી કાળી બાંદીના

પીવાના પાણીમાં એક કેફી વસ્તુ નાખી હતી તેથી એ કાળી બાંદી પણ આ વખતે શાંતિથી ઉંઘતી હતી. તાળું ક્યાં રહે છે તે જેરિના જાણતી હતી તેથી તેણે મકાનની બ્હાર નીકળી, બારણાં બંધ કરી દઇ બ્હાર તાળું વાસી દીધું.

રાત્રિ શાન્ત હતી. ચારે તરફ ચાંદની પ્રકાશી રહી હતી. આકાશમાં થોડાં ઘણાં વાદળાંઓ હોવાથી ચંદ્રદેવનો પૃથિવી પર વિશેષ પ્રકાશ ફેલાયો નહોતો.

જેરિનાએ એક ઠેકાણે ઉભી રહીને ચારે તરફ દૃષ્ટિ ફેરવી જોઈ. રાજમાર્ગ ઉપર કોઇ પણ મનુષ્યને તે જોઇ શકી નહિ. તે દિવસનો બનાવ બન્યા પછી તેનું ચિત્ત સહજ ભયભીત બની ગયું હતું ! આમ છતાં તે સાહસનો સંચય કરીને રસ્તે ચાલવા લાગી.

એક બે ગલીઓ પસાર કરીને અલ્પકાળમાંજ તે પેલા પૂર્વ-પરિચિત મકાન પાસે જઇ પહોંચી. પછી તેણે એ મકાનનાં બારણાંની સાંકળ ત્રણ વખત ખખડાવી. તરતજ ઉપરથી એક માણસે બારી ઉઘાડીને પૂછ્યું:—" કોણ, જેરિના કે ? "

જેણે આ પ્રશ્ન કર્યો તે આજમદાદજ હતો. જેરિનાએ કહ્યું:—" મ્હારા સિવાય આવી મધ્યરાત્રિને વખતે બીજુ કોણ અહિં મરવા આવ ? જલદી બારણાં ઉઘાડો. "

આજમદાદખાને જલદીથી નીચે આવી, બારણાં ઉઘાડીને કહ્યું:—" કેમ જેરિના ! શું બન્યું છે ? આવા મધ્યરાત્રિના સમયે તું એકલી આવી છે ? "

" બીજો સાથીદાર ક્યાંથી લાવું ? ચાલો, ઉપર આવીને હું સઘળી હકીકત કહું છું. હું ઘણી જરૂરી હકીકત કહેવાને આવી છું."

આજમદાદખાન ઉત્સુક હૃદયે જેરિનાને સાથે લઇ ઉપર ગયો.

# પ્રકરણ ૧૮ મું.

## આગ્રા નગરનો ગુપ્ત અડ્ડો.

પાઠક ! ઘણા સમયથી આપણે પેલા એકચક્ષુ ખોજા જબરદસ્તખાનની કશી સંભાળ લીધી નથી. હવે ચાલો, તે કયાં, કેવી હાલતમાં છે ને શું કરે છે તે આપણે જોઇ આવીએ.

એ રાત્રે આજમદાદખાને તેના સોબતીઓની સહાયતાથી જબરદસ્તખાનને અડ્ડામાં લઇ જઇને કેદ કરી દીધો. તેને ઘણો ગંભીર આઘાત થયો હતો. અનેક પ્રયત્નો કર્યા છતાં પણ જ્યારે તે શુદ્ધિમાં આવ્યો નહિ ત્યારે આજમદાદ તેને તેવીજ સ્થિતિમાં રહેવા દઇ પોતાના સાથીદારો સાથે બેસી ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

આજમદાદના બે સાથીદારોમાંના એકનું નામ સુલતાનખાન હતું. ત્યારે બીજાનું નામ નજીરખાન હતું. બન્ને જણા પઠાણ હતા. નજીરખાનના કરતાં સુલતાનખાન વિશેષ બળવાન્ હતો. ઘણા વિચારોને અંતે એવો નિશ્ચય થયો કે, જબરદસ્ત હમણાં શુદ્ધિમાં આવતો નથી; પરંતુ કાલે સ્હવારે યા રાત્રે તે અવશ્ય શુદ્ધિમાં આવશે. આથી તેને તે પહેલાં જુલિયાના મકાનની આટલે પાસે નહિ રાખતાં દૂર લઇ જઇને રાખવા જોઇએ.

પરંતુ બીજું ગુપ્ત સ્થાન આજમદાદના જાણવામાં નહોતું. સુલતાનખાનને કહ્યું:—" યમુનાના કિનારા પર, અહિંથી લગભગ એક ગાઉને છેટે એક અડ્ડો આવેલો છે. એ ઠેકાણે આપણા જેવાજ માણસો રહે છે. જો એ લોકોને દારૂ પીવાને માટે આપણે થોડા પૈસા આપીશું અને એ અડ્ડાના માલિકને બે સોનામહોરો આપીશું

તો તેઓ આપણું કામ જરૂર કરશે તેમજ આપણને હરેક પ્રકારે મદદ કરશે. ”

આજમદાદે કહ્યું:—“ પૈસાને માટે કાંઇ ચિંતા નથી. આ શયતાનને જ્યારે પકડયો છે ત્યારે હવે કોઇ પણ રીતે તેને છોડવાનો નથી. તે દિવસે હું જયારે જુલિયાનું ખૂન કરવાને ગયો હતો ત્યારેજ આ બેટ્ટાએ મ્હારી દુર્દશા કરી હતી. જો એ આપણા પંઝામાંથી છટકી જઇને પાછો જુલિયા પાસે જઇ પહોંચશે તો ઇરકાન્દારનો ઉદ્ધાર કરવાને માટે આપણને ઘણી મુશ્કેલી વેઠવી પડશે. હું તમને હમણાંજ પચીસ રૂપિયા આપું છું. આપણું કાર્ય પૂર્ણ થતાં એ અડ્ડાના માલિકને પણ હું સારૂં ઇનામ આપીશ. ”

સુલતાનખાને ઘણા ઓછા રૂપિયા માગ્યા હતા. એકી વખતે માત્ર આવા સામાન્ય કારણને દર્શાવી આટલા બધા રૂપિયા મેળવી શકાશે એવી તેના મનમાં કલ્પના સુદ્ધાં આવી નહોતી. આથી તેણે સંતુષ્ટ થઇને કહ્યું:—“ સાહેબ ! ત્યારે વિલંબ કરવો ઉચિત નથી. માત્ર એક બે કલાકમાંજ આ કાર્ય પૂરૂં કરવું જોઇએ. હમણાં રાત્રિના બાર વાગ્યા છે. જો કદાચ એક ગાડી મળી આવે તો આપણે અડધા કલાકમાંજ એ અડ્ડામાં પહોંચી શકીએ. ”

આજમદાદે કહ્યું:—“ ત્યારે જાઓ, હમણાંજ જઇને એક ગાડી ભાડે કરી લાવો. ”

સુલતાનખાન તરતજ અડ્ડાની બ્હાર ચાલ્યો ગયો. આવા નામજાદા લુચ્ચાઓની સાથે ગાડીવાનોનો થોડો ઘણો સંબંધ હોય છે. મનુષ્યને ગૂમ કરવાના કામ માટે, કોઇને ફસાવવાના કામ માટે ગાડીવાનો આવા લુચ્ચાઓ પાસેથી વધારે રકમ મેળવવાની આશા રાખે છે. આથી સુલતાનખાન પોતાના એક પરિચિત ગાડીવાનને જગાડી

તેને તેની ગાડી સાથે લઇ આવ્યો, તથા આજમદાદ અને તેના સાથીદારોએ એ રાત્રેજ જબરદસ્તખાનને યમુનાના કિનારા પર આવેલા અડ્ડામાં પહોંચાડી દીધો.

આજમદાદે તરતજ પોતાના સાથીદારને પચીસ રૂપિયા ગણી આપ્યા. આથી અડ્ડાના માલિકે એ રાત્રે જબરદસ્તખાનને માટે એક એકાંત ઓરડો સ્વાધીન કર્યો. સુલતાને તેને એક બાજુએ લઇ જઇ પોતાનો ઉદ્દેશ સમજાવી દીધો. તેણે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર તેમના ઇચ્છિત કાર્યમાં સહાયતા કરી.

એ અડ્ડામાં સુલતાનખાનના પક્ષના બે પુરૂષો હતા તેમને બોલાવીને તેણે કહ્યું:–" સાવધાન! જો આ કેદ કરેલો માણસ કોઇ પણ રીતે પલાયન કરશે તો હું તમારૂં બન્નેનું ખૂન કરીશ."

જબરદસ્તને બીજે માળે આવેલા એક એકાંત ઓરડામાં પૂરી રાખવામાં આવ્યો. એ ઓરડાને માત્ર એકજ પ્રવેશદ્વાર હતું. એ પ્રવેશદ્વારમાંથી પલાયન કરી જતાં અનેક માણસો તેને જોઇ શકે એમ હતું. એ ઓરડાની સ્હામેજ અડ્ડાના માલિકનું મકાન હતું. અડ્ડાનો માલિક રાત્રિ દિવસ ત્યાં રહેતો હતો. જબરદસ્ત જે ઓરડામાં કેદ પૂરાયો એ ઓરડાને બે બારીઓ હતી; પરંતુ બારીમાંથી પલાયન કરી જવાનો એક પણ ઉપાય નહોતો: કેમકે એ તરફથી પલાયન કરી જતાં તેને પ્રચંડ વેગવતી યમુનામાં કૂદી પડવાનું હતું; આથી તે જો નદીમાં પડે તો પણ જીવતો રહી શકે તેમ નહોતું.

સુલતાનખાને અડ્ડાના માલિકના હાથમાં ચોત્રીસ રૂપિયા આપીને કહ્યું:—" આ હતભાગ્ય ખોજો બેશુદ્ધ બની ગયેલો છે–મરી ગયો નથી. તમે અનેક પ્રકારની ઓષધી જાણો છો; તેથી તેને બચાવવાનો યત્ન કરજો. એ શુદ્ધિમાં આવે એટલે મ્હને સમાચાર

પહોંચાડજો. એનો ખોરાક બંધ કરી દેશો નહિ. એ જો શુદ્ધિમાં આવશે તો અમે તેને ભય દર્શાવી ઘણી ગુપ્ત હકીકત જાણી શકીશું. હમણાં હમે એક મહાન્ કાર્ય કરવામાં ગુંથાયા છીએ. જો એ કાર્યમાં અમને સફળતા મળશે તો તમને પણ અમે પ્રસન્ન કરવાને ભૂલીશું નહિ; છતાં કદાચ એ મરી જાય તો ફિકર નહિ! એ મરી જશે તો તેના મૃતદેહને યમુનામાં પધરાવી દઇશું."

અડ્ડાનો માલિક શયતાન હતો. તેણે પોતાના મન સાથે વિચાર્યું કે, આટલા દિવસ પછી સુલતાનખાન એક મ્હોટું કામ લાવ્યો છે. તે સુલતાનખાનનાં વચનો સાંભળી સઘળો પ્રકાર સમજી ગયો. પછીથી તેણે જબરદસ્તખાન પાસે જઇ તેના દેહની તપાસ કરી જોઈ. જબરદસ્ત મરી ગયો નહોતો; છતાં તેને સખ્ત તેમજ ભયંકર આઘાત થયો હતો. અડ્ડાનો માલિક બેશુદ્ધ માણસને શુદ્ધિમાં લાવવાની અને શુદ્ધિવાળા માણસને બેશુદ્ધ બનાવવાની અનેક દવાઓ જાણતો હતો. તેણે પોતાની કરામત બતાવવાના હેતુથી સુલતાનખાનની સમક્ષજ તેને એક ઔષધ પાઇ દીધું. પછીથી તેણે એ ગૃહનાં બારણાં બંધ કરી દઇ, તાળું વાસીને કહ્યું:—"જો એ કદાચ બેશુદ્ધજ બની ગયો હશે તો મ્હારા ઔષધના પ્રભાવથી અવશ્ય શુદ્ધિમાં આવશે."

આ સઘળું કાર્ય પૂર્ણ કરી સુલતાનખાન પ્રભાતકાળના અરસામાં આજમદાદના મકાને પાછો આવી પહોંચ્યો. પાછા આવતી વખતે તે અડ્ડાના માલિક પાસેથી બેવડાની એક બાટલી સાથે લઇ આવ્યો હતો; કેમકે એ દિવસે તેને ઘણી મહેનત કરવી પડી હતી.

આજમદાદે તેને જોતાંજ કહ્યું:—"કેમ સુલતાન! શા સમાચાર છે?"

સુલતાનખાને કહ્યું:—"જે દિવસે જનાબના કામમાં ભૂલ કરૂં તે દિવસે આપ એમ સમજ જો કે, હું નિમકહરામ થયો છું. આપ શાન્તિથી સૂઇ રહો. રાત્રિ પૂરી થવા આવી છે. હું થોડી ગરમી કરી લઉં ! એ શયતાનને ક્યાં કેવી રીતે રાખ્યો છે તે હું આવતી કાલે આપને બતાવીશ."

આજમદાદે કહ્યું:—"ઠીક, જો આપણે તેની પાસેથી આપણી જરૂરી હકીકત જાણી શકીશું તો આપણું મહાભારત કાર્ય ઘણું સહેલું થઇ જશે. પ્રથમ આપણે ઇસ્કાન્દારનો પત્તો મેળવવાનો છે. તે આપણા પંઝામાં આવશે એટલે પછી જુલિયાના સર્વસ્વનો નાશ કરતાં વિલંબ લાગશે નહિ. જુલિયાનું સર્વસ્વ મ્હારા હાથમાં આવશે. પછીજ સૌને ખબર પડશે કે મ્હારી પાસે કેટલી બધી સંપત્તિ છે!"

સુલતાને ભીષણ હાસ્ય કરીને કહ્યું:—"હજુર ! એ જાણવું હવે કાંઇ બાકી રહ્યું નથી. આપ મ્હોટા અમીર છો. આપના જેવા ખુશમિજાજી માણસની સેવા ચાકરી કર્યાથી અમારૂં દુઃખદારિદ્ર સત્વર દૂર થશે !"

---

## પ્રકરણ ૧૨ મું.

---

### પ્રપંચનું બીજું પગથીયું.

ઉપરોક્ત બનાવ બની ગયા પછી ત્રિજે દિવસે જેરિના આજમદાદને મળવા આવી હતી. આ ત્રણ દિવસ દરમ્યાન જબરદસ્ત શુદ્ધિમાં આવ્યો હતો; છતાં તે કોઇ પણ વાત જાહિર કરતો નહોતો.

જુલ્મના ભયથી તથા લાંચની લાલચથી તેનું મન વિચલિત થયું નહોતું. તે માત્ર એટલુંજ કહેતો હતો કેઃ—"જેને હું મ્હારી માતા સમાન સમજું છું—આટલા દિવસ સુધી મ્હેં જેનું અન્ન ખાધું છે, તેના સર્વસ્વનો નાશ હું કાળાંતરે કરી શકીશ નહિ! તમે મ્હારૂં ખૂન કરશો તો પણ હું નિમકહરામ થઇશ નહિ."

જબરદસ્તખાનને સમજાવવાના કાર્યમાં આજમદાદ ગુંથાયલો હોવાથી ત્રણ દિવસથી તે જેરિનાના સમાચાર લઇ શક્યો નહોતો. વળી તે પોતાના મનમાં એમ ચોક્કસ સમજતો હતો કે, જો કાંઇ નવીન સમાચાર હશે તો તે જણાવવાને માટે જેરિના અવશ્ય આ-વશેજ. આજે જેરિના આવી પહોંચી એટલે તેને થોડાં પીસ્તાં ખાવા આપીને આજમદાદે કહ્યુંઃ—"જેરિના! સુલતાનખાન ઉંઘે છે કે નહિ તે હું જોઇ આવું ત્યાં સુધી તુ આ પીસ્તાં ખા."

આજમદાદે આપેલા પ્રેમોપહારનો જેરિના અસ્વીકાર કરી શકી નહિ. પીસ્તાંનો સદુપયોગ કરી તેણે થોડું જળ પીધું. એવામાં આજમદાદે આવીને કહ્યુંઃ—"કહે, હવે શી હકીકત છે?"

જેરિનાઃ—જુઓ અત્યારેને અત્યારે હું પાછી જવાની છું. જુલિયાબીબી પુષ્કળ શિરાજી પીને ઉંઘે છે. બાંદીને પણ મ્હેં બેહોશ બનાવી દીધી છે. તે પણ શાન્તિથી ઉંઘે છે. ત્રણ દિવસથી તમને મળી નહિ શકાયાથી આજે સાહસ એકઠું કરીને આવી છું."

આજમદાદઃ—જેરિના! ત્હારી મહેનત વ્યર્થ નહિજ થાય. હું તને અમીરજાદી બનાવીશ. કહે, હવે શા સમાચાર છે?

જેરિનાઃ—સમાચાર ઘણા ગંભીર છે?

આજમદાદઃ—ઇરકાન્દારની શોધ કરી છે કે?

જેરિનાઃ—એ કરતાં પણ વિશેષ અગત્યની ખબર લાવી છું.

આજમદાદઃ—શી ખબર છે તે જલદી કહે. પ્રથમ કહે જોઇએ કે હમણાં ઇસ્કાન્દાર જુલિયાના મકાનમાં છે કે નહિ?

જેરિનાઃ—હા છે.

આજમદાદઃ—હેં જાતે તેને જોયો છે?

જેરિનાઃ—ના, પરંતુ જબરદસ્તના ગૂમ થયા પછી પેલી કાળી બાંદીજ તેને ખાવાનું આપવા જાય છે.

આજમદાદઃ—એ બાંદીને પણ હેં આપણા પક્ષમાં લીધી છે કે?

જેરિનાઃ—ના ના—એ બાંદી કાંઇ કાચી નથી. એ નિમક-હરામ નથી તેથી જુલિયા તેના ઉપર ઘણો વિશ્વાસ રાખે છે.

આજમદાદઃ—અને ત્હારા પર વિશ્વાસ નથી રાખતી?

જેરિનાઃ—એટલો તો નહિજ.

આજમદાદઃ—ત્યારે હવે ઉપાય?

જેરિનાઃ—ખુદા જાણે; પરંતુ કાલે રાત્રે હું કોઇ પણ રીતે ઇસ્કાન્દારનો પત્તો મેળવીશ. બાંદીને આજની માફક કાલે રાત્રે પણ ચતુરાઇથી બેહોશ બનાવી દઇશ, અને કદાચ જુલિયાને બેહોશ બનાવવી પડશે તો પણ હું બયબીત બનીશ નહિ.

આજમદાદઃ—ત્હારી બુદ્ધિ પર હું ફિદા થઇ જઉં છું! હવે તું શા નવીન સમાચાર લાવી છે તે કહે.

જેરિનાઃ—વાસ્તવિક રીતે જોવા જતાં હજી સેલિમા મરી ગઇ નથી. હજી તે જીવતી છે! હું તેનો પત્તો મેળવી શકી છું.

આજમદાદઃ—તું શું કહે છે?! ત્યારે તો આપણું કામ એકદમ ખતમ થઇ જશે. ત્હેં તેને ક્યાં જોઇ છે?

જેરિનાઃ—ધૈર્ય રાખો. મ્હને દમ તો લેવા દો! ખુદા આપણી મદદે છે!

આજમદાદ:--કેમ ?

જેરિના:—તેમ ન હોય તો સઘળો બનાવ આટલા ટૂંક સમયમાંજ જાણવામાં ક્યાંથી આવે ?

આમ કહીને જેરિનાએ, શેખજીના ધર્મનિકેતનમાં જુલિયાએ જઇને શેખજીની સાથે જે વાતચિત કરી હતી તેની સંપૂર્ણ હકીકત, આજમદાદને કહી સંભળાવી. આજમદાદ એ સઘળી હકીકત સાંભળી અપાર આશ્ચર્યમાં પડી જઇ કાંઇ વિચારવા લાગ્યો ! પછીથી તેણે મૌનનો ભંગ કરીને કહ્યું:—" ત્યારે તો સેલિમાને તાબે કરતાં આપણને વિશેષ કષ્ટ પડશે નહિ.

જેરિના:—તમે એ કાર્ય જેટલું સહેલું ધારો છો તેટલું સહેલું નથી. સેલિમા ત્યાં છે એટલું જ હું જાણું છું; પરંતુ તે એ વિશાળ ધર્મનિકેતનમાં કયે સ્થાને કેદ પડેલી છે તેનો પત્તો આપણે પ્રથમ મેળવવો પડશે. એ પત્તો મેળવતાં કેટલી બધી અડચણ વેઠવી પડે તેમ છે તેનો તમને ખ્યાલ છે ?

આજમદાદે સહજ ઉત્કંઠિત ભાવે કહ્યું:—" એ તો હું જાણું છું. એક દિવસે આપણે બન્ને જણાં ત્યાં જઇશું તો તેનો પત્તો નહિ મેળવી શકીએ ? "

જેરિના:—જો તમે ત્યાં આવશો તો આપણું કારસ્થાન જાહિર થઇ જશે. શેખજીના એ ધર્મનિકેતનમાં દશબાર નોકરો છે. જુલિયા કાંઇ મૂર્ખ નથી. તેણે બુદ્ધિ તેમજ ચતુરાઇનો ઉપયોગ કરીનેજ સેલિમાને ત્યાં છુપાવી રાખી છે. ચારે તરફ તેનાં વિશ્વાસુ માણસો ફર્યા કરે છે. જ્યાં સુધી સેલિમાનો પતો નહિ મળી શકે ત્યાં સુધી તેને આપણા પંઝામાં આપણે એકાએક લાવી શકીશું નહિ.

આજમદાદ:--સેલિમાનો પતો લાગશે એટલે તો તરતજ હું

તેને મ્હારી સત્તામાં લઇશ. આજકાલ મ્હારી તાબેદારીમાં ઉસ્તાદ ચયતાનો ઘણુ છે.

જેરિનાઃ—આજમદાદ! સબુરીથી કામ કરો નહિ તો આજ સુધી કરેલી સઘળી મહેનત વ્યર્થ થઇ પડશે.

આજમદાદઃ—ત્યારે તું શું કરવાની સલાહ આપે છે?

જેરિનાઃ—પ્રથમ ઇસ્કાન્દારખાનને હસ્તગત કરો.

આજમદાદઃ—પછી?

જેરિનાઃ—પછીથી તેને સઘળી હકીકત જણાવવાથી સેલિમાને સહેલાઇથી આપણે સ્વાધીન કરી શકીશું.

આજમદાદઃ—એમ કરવાથી આપણે ઇનામ કેવી રીતે મેળવીશું?

જેરિનાઃ—ઇનામ ક્યાં જવાનું છે? હમણાં તેઓ બન્ને જૂદી જૂદી જગ્યાએ છે. આપણે તેમને એકત્ર રાખીશું; પરંતુ સ્વતંત્રતા નહિ આપીએ. તેઓ આપણા હાથમાંજ રહેશે. વળી સરકારે એવું જાહિર કર્યું છે કેઃ—"જે માણસ ખૂની ઇસ્કાન્દારની તપાસ કરી આપશે તેને પચાસ હજાર રૂપિયાનું ઇનામ મળશે. પ્રથમ આપણે ઇસ્કાન્દારને કેદ પકડાવી એ પચાસ હજાર રૂપિયાની રકમ મેળવીશું. પછીથી ઇસ્કાન્દારનો જ્યારે જીવ જવાનો વખત આવશે ત્યારે સેલિમાને જાહિર કરી આપણે તેને બચાવીશું!

આજમદાદઃ—એ તો ઠીક; પરંતુ જો આ સઘળી હકીકત જહાન્દારખાનને જણાવવી પડશે તો તેથી જુલિયા અપરાધિની ઠરશે.

જેરિનાઃ—આપણે તેને અપરાધિનીજ ઠરાવવી છે. જુલિયાજ સેલિમાના ખૂનના કારણરૂપ છે એમ જાણવામાં આવશે એટલે જહાન્દારખાન તેને અવશ્ય કેદ પકડશે. તે પૂર્વે જો આપણે સેલિમાને

આપણે સ્વાધીન કરીશું તો જુલિયા ભયને વશ થઇ આપણને પ-ચાસ હજાર રૂપિયા અવશ્ય આપશે. પછીથી બાદશાહના જાણવામાં તેની લુચ્ચાઇની હકીકત આવશે એટલે તેઓ તેને કદિ ક્ષમા કરશે નહિ. આપણે પ્રથમ તેની પાસેથી પચાસ હજાર રૂપિયા કઢાવી, પાછળથી સેલિમાને જાહિર કરીશું. તાત્પર્ય એ છે કે, સેલિમા અને ઇસ્કાન્દાર—બન્ને જણાં આપણી સત્તામાં રહેશે. પછીથી આપણે આપણને યોગ્ય લાગશે તેમ જુલિયાને નચાવીશું—એક કાંકરે બે પક્ષી મારીશું.

આજમદાદે જેરિનાનાં વચનો સાંભળી થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યા કર્યો. પછી તેણે કહ્યું:—" ગુલબદન ! આ બધી હકીકત સંબંધી આજે મ્હને પૂર્ણ વિચાર કરી જોવા દે. કાલે ગંભીર રાત્રે હું તને મળીશ. તું આટલી બધી બુદ્ધિમતી છે એમ હું પ્રથમ જાણતો નહોતો."

ગુલબદનને હસીને કહ્યું:—" તમારી માફક મ્હને પણ અમીરજાદી થવાની ઇચ્છા થઇ છે; તેથીજ મ્હને આટલી બુદ્ધિ સુઝે છે. આપણા બન્નેના હાથમાં એક લાખ રૂપિયા આવશે એટલે પછી આપણને શી ઉપાધિ નડવાની છે ! ખૂન ચોરી રક્તપાત વગેરેને હું પસંદ કરતી નથી. જો સહેલાઇથી આપણું કાર્ય પાર ઉતરવું હોય તો વાંકે રસ્તે જવાનું શું પ્રયોજન છે ? હવે થોડે સુધી મૂકવા ચાલો; પ્રભાતકાળ થવા આવ્યો છે."

જેરિનાને સાથે લઇ આજમદાદ નીચે ઉતર્યો. મકાનના મુખ્ય-દ્વારને તાળું વાસી, તે જેરિનાને જુલિયાના મકાન સુધી મૂકી આવ્યો. એ સમયે રાત્રિના લગભગ બે વાગ્યા હતા ! રાજમાર્ગ ઉપર કોઇ પણ મનુષ્ય જણાતું નહોતું.

જેરિનાના ઓઢણામાં જુલિયાના મકાનના પ્રવેશદ્વારની કુંચી હતી. તેણે ઘણીજ સાવધાનતાથી તાળું ઉઘાડી, મકાનમાં પ્રવેશ કરી બારણાં બંધ કર્યાં. એ વખતે આજમદાદે ઘણાજ અસ્પષ્ટ સ્વરે તેને કહ્યું:—" ઘણી સાવધાનતા રાખજે—જે કામ કરે તે પૂર્ણ વિચાર કરીને કરજે. કાલે રાત્રે તું ત્હારા ઓરડામાં દીપક સળગતો રાખજે. આ ગલીમાંથી એ તરફ સહેલાઇથી આવી શકાય તેમ છે. આ ગલી તરફ ત્હારા ઓરડાની જે બારી પડે છે એ બારીમાંથી હું દીપક જોઇ શકીશ એટલે સમજીશ કે, રસ્તો સાફ છે. પછીથી હું એક સીટી વગાડીશ. મ્હારી સીટી સાંભળવામાં આવતાંજ તું દીપક હોલવી નાખજે. એમ થશે એટલે તું મ્હારો સંકેતધ્વનિ સાંભળી શકી છે એમ હું સમજીશ. વળી કાલે હું ત્હારે માટે દોરડાની એક સીડી લેતો આવીશ. એ સીડી ત્હારી પાસે તું રાખજે આજેજ એ વાત મ્હને યાદ આવી હતી; પરંતુ વાતમાં ને વાતમાં તે સાથે લાવવી ભૂલી ગયો છું."

આમ કહીને આજમદાદ અલ્પકાળમાં જ ત્યાંથી ચાલ્યો ગયો! જેરિના પણ બારણાં બંધ કરી ઉપર ગઇ. બાંદી પહેલા માળના જમણી બાજુ તરફના પહેલા ઓરડામાં રહેતી હતી. જેરિનાએ જોયું કે, બાંદી હજી સુધી ઘસઘસાટ ઉંઘે છે. જેરિના યથાસ્થાને કુંચી મૂકી દઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ.

કાળી બાંદી કાંઇ પણ જાણી શકી નહિ. જુલિયા પણ ગંભીર નિદ્રામાં હતી. જેરિના શાન્ત ચિત્તે શય્યાવશ થઇ.

---

# પ્રકરણ ૨૭ મું.

---

## જબરદસ્તખાનની વફાદારી!

પાઠક! હવે અમારી સાથે એક વખત યમુનાના કિનારા પર આવેલા પેલા અડ્ડામાં ચાલો. ત્યાં જબરદસ્તનું શું થાય છે તે આપણે જોઇ આવીએ.

અડ્ડાના માલિકે જબરદસ્તને જે ઉત્તેજિત ઔાષધ પાયું હતું તેના પ્રભાવથી બીજે દિવસે પ્રભાતકાળે તે શુદ્ધિમાં આવ્યો. તે જાણે ઉંઘમાંથી જાગી ઉઠયો હોય તેવી રીતે જમીન ઉપર બેઠો થઇને બોલ્યો:—" હું કયાં છુ ? "

સુલતાનખાન તેની પાસેજ ઉભો રહ્યો હતો. તેણે સહર્ષ વદને કહ્યું:—મિયાંસાહેબ! તમે ઘણે સારે ઠેકાણે છો. તમે બિલકુલ બેફિકર રહો."

નિર્બળ જબરદસ્તખાને એક વખત સુલતાનખાનના મ્હોં તરફ જોયું. તેણે પોતાના જીવનમાં કદિ સુલતાનખાનને જોયો નહોતો સુલતાનખાન ઘણો જ હષ્ટપુષ્ટ તેમજ બળવાન્ હતો. જબરદસ્ત પણ તેનામાં કેટલી શક્તિ છે એ તેને જોતાંની સાથેજ સમજી ગયો.

સુલતાનખાને હસીને કહ્યું:—" મિયાંસાહેબ! શું જુઓ છો ? અહિં તમે કેવી રીતે આવી પહોંચ્યા તેનો તમારા મન સાથે વિચાર કરતા હશો! ગઇ રાત્રિની હકીકત તમને યાદ આવે છે કે ?

જબરદસ્તે મલિન મુખે કહ્યું:—" થોડી થોડી યાદ આવે છે.

સુલતાનખાન:—તમે કોણ છો ? મ્હને અહિં શા માટે લાવ્યા છો ? વિના કારણ એક નિરપરાધી દીવાની યુવતીનું ખૂન કરવાને તમે તૈયાર થયા તેનુંજ આ પરિણામ છે. તમે ચોક્કસ યાદ રાખજો કે,

જેના ઉપર ખુદા દયા કરે છે તેને કોઇ મારી શકતું નથી.”

જબરદસ્તખાને કહ્યું:—“ એ દીવાની નહિ; પરંતુ લુચ્ચી—બદમાશ સ્ત્રી હતી. શયતાન આજમદાદની સાથે મળી જઇ તે મ્હારાં બીબીસાહેબાનો જીવ લેવાનો પ્રયત્ન કરતી હતી.”

બરાબર આ સમયેજ આજમદાદે એ ઓરડામાં પ્રવેશ કર્યો. તે બ્હાર ઉભો રહીને સઘળી હકીકત સાંભળી ચુકયો હતો. જબરદસ્તની પાસે આવીને તેણે કહ્યું:—“ જબરદસ્તખાન! હું તમારી પ્રભુભક્તિની પ્રશંસા કરૂં છું. તમે તમારે અમને જેટલી ગાળો દેવી હોય તેટલી દો. જો બીજો પ્રસંગ હોત તો હું તમને સત્વર યમસદનમાં પહોંચાડી દેત; પરંતુ તમારી સાથે મ્હારે કેટલુંક જરૂરી કામ છે! તમે હજી કાઇ ખાધું પીધું નથી. હું તમારે માટે ખાણું મોકલાવું છું. પ્રથમ ખાઇ પીને શાન્ત થાઓ. પછીથી કામની વાત થશે!”

વાસ્તવિક રીતે જબરદસ્ત એ સમયે ભૂખના દુઃખથી ઘણો દુઃખી થતો હતો; તેથી તેણે આજમદાદની આ વાતને અમાન્ય કરી નહિ. સુલતાનખાન એ ઠેકાણે ચુપકીદીથી બેસી રહ્યો; તેથી આજમદાદ અડ્ડાના માલિક પાસે ચાલ્યો ગયો.

થોડા સમય પછી એક ગુલામ એક પાત્રમાં શીતળ જળ અને બીજા પાત્રમાં થોડું ખાણું લઇ આવ્યો. જબરદસ્તખાને હાથ મ્હોં ધોઇ ખાણાને પૂરતો ઇન્સાફ આપ્યો. તેનો મિજાજ હવે ઠંડો થયો. તેણે સુલતાનખાનને પૂછ્યું:—“ સાહેબ તમે કોણ છો ? ”

સુલતાનખાને સ્મિત હાસ્ય કરીને કહ્યું:—“મ્હારૂં નામ સાંભળતાં કદાચ તમે મ્હને ઓળખી શકશો. જો કે આપણી બન્નેની આ પહેલી મુલાકાત છે તો પણ આ શહેરનાં ઘણાંખરાં માણસો મ્હને પિછાને છે. મ્હારૂં નામ સુલતાનખાન છે. બાદશાહ જેવી

રીતે આ દેશના રાજા છે તેવીજ રીતે હું પણ આ બાદશાહી શહેરના બદમાશોનો રાજા છું."

જબરદસ્તે સુલતાનખાનનું નામ સાંભળ્યું હતું. માત્ર એ એકલોજ નહિ; પરંતુ આગ્રાનાં ઘણાંખરાં માણુસો તેને ઓળખતાં હતાં. આ સુલ્તાનખાનેજ જુલિયાબીબીને બે ત્રણ વખત ભયદર્શક પત્રો લખીને તેની પાસેથી થોડી ઘણી રકમ મેળવી હતી. એ રકમો જબરદસ્તે જાતેજ સુલતાનખાનના અડ્ડામાં પહોંચાડી હતી.

જબરદસ્તખાને કહ્યું:—" સાહેબ ! મ્હેં તમારૂં નામ સાંભળ્યું છે. હું તમને એક પ્રશ્ન પૂછું તો તમે તેનો યોગ્ય ઉત્તર આપશો કે ? "

સુલ્તાનખાને ગંભીર મુખે કહ્યું:—" જો ઉત્તર આપવો યોગ્ય જણાશે તો શા માટે નહિ આપું ?"

જબરદસ્ત:—મ્હારાં જુલિયાબીબી હમણાં ક્યાં છે ?

સુલ્તાન:—તેઓ તેમના મકાનમાંજ છે !

જબરદસ્ત:—તેઓ તો કોઇ સંકટમાં ફસાયાં નથી ને ?

સુલતાન:—ના; પરંતુ તેમના ભવિષ્યના સુખ દુ:ખનો આધાર તમારા ઉપર છે.

જબરદસ્ત:—એટલે ?

સુલ્તાન:—અર્થાત્ તમે અમારી સાથે જો ભદ્રતાથી સરળ વ્યવહાર રાખશો તો તમારાં બીબીને કશો ભય નથી; પરંતુ જો તમે લુચ્ચાઇ કરશો તો તમારાં બીબી મ્હોટા સંકટમાં ફસાઇ પડશે,

જબરદસ્ત:—તમારે શું જોઇએ છીએ? મ્હારી સાથે તમારૂં શું પ્રયોજન છે ?

સુલતાન:—તમારી સાથેજ અમારૂં વિશેષ પ્રયોજન છે. એટલા માટેજ અમે તમને અહિં નજરકેદ કરી રાખ્યા છે. તમે જોરિ-

નાનું ખૂન કરવા ગયા હતા; કિન્તુ અમે તેને બચાવી છે. તમે અમારામાંના એક જણના બંદુકના આઘાતથી મુર્ચ્છિત બની ગયા હતા. એ વખતે ગરબડાટમાં અમે તમારી સ્થિતિ કેવી છે તે બરાબર જોઇ શકયા નહોતા. પ્રથમ અમે એમ ધાર્યું હતું કે, બંદુકની ગોળી વાગવાથી તમે મરી ગયા છો; પરંતુ પછીથી ખાત્રી કરી જોતાં અમને માલૂમ પડયું કે, અમારામાંના એક માણસે તમારા અંગપર જોરથી બંદુક મારી હતી, અને તેથીજ તમે મુર્ચ્છિત બની ગયા હતા. તમારૂં અમને કામ હોવાથી અમે તમને અપાર મહેનત ઉઠાવીને અહિં લાવ્યા છીએ. ઔષધપ્રયોગથી અમે તમારો જીવ બચાવ્યો છે. જો અમને તમારી જરૂર ન હોત તો અમે શા માટે આટલી બધી મહેનત કરીને તમારો જીવ બચાવત ?

જબરદસ્તે આ વચનો ઉપર પુષ્કળ વિચાર કર્યો; પરંતુ પોતાની એ લુચ્ચાઓને શી જરૂર હશે તેનો કશો નિર્ણય એ કરી શકયો નહિ. ત્યારે શું શયતાનો તેની પાસેથી જુલિયાબીબીની ધનસંપત્તિનું સંધાન મેળવવાને ઇચ્છે છે? જબરદસ્તે કહ્યું:—" જો તમારૂં કહેવું મ્હને ઉચિત જણાશે તો હું મ્હારાથી બની શકતી સહાયતા તમને કરીશ. "

આ ઉત્તરથી સુલતાનખાનને થોડો આનંદ થયો. તેણે પ્રસન્ન મુખે કહ્યું:—" અમારો શો હેતુ છે તે હમણાંજ તમે જાણી શકશો. હું આજમદાદ સાહેબને બોલાવી આવું છું. "

આમ કહીને સુલતાનખાન ત્યાંથી ચાલ્યો ગયો એટલે આ એકાન્ત સમયે જબરદસ્તખાને એ ઓરડાને ચારે તરફથી જોઇ લીધો. એ સમયે તેના મનમાં પલાયન કરી જવાનો વિચાર આવ્યો હતો. તેણે પોતાના મનમાં ને મનમાં વિચાર્યું:—" સુલતાનખાન એક નામ-

જાદો શયતાન છે. તે ન કરી શકે એવું એક પણ કાર્ય નથી. જે હેતુથી તેમણે મ્હને કેદ કરી રાખ્યા છે તે હેતુ જો સફળ નહિ થાય તો તેઓ મ્હને રિબાવી રિબાવીને મ્હારો જીવ લેશે. પલાયન સિવાય બીજો એક પણ ઉપાય જણાતો નથી.

જબરદસ્તે જોયું કે, એ ઓરડો ઘણો ન્હાનો છે. તેની દિવાલમાં માત્ર બે બારીઓ છે. એ બારીઓને પણ લોઢાના સળીઆ જડેલા છે. તે ઉપરાંત માત્ર એક પ્રવેશદ્વાર છે. પ્રવેશદ્વાર ઘણા મજબુત લાકડાનું છે. યમુનાના જળતરંગો ઉછળતા સાંભળવામાં આવતાં જબરદસ્તે વિચાર્યું કે, પાસેજ યમુના નદી છે. નદી સિવાય બીજા કોઈ માર્ગેથી પલાયન કરી જવાય તેમ નથી; પરંતુ નદીની સ્થિતિ જોયા સિવાય એ રસ્તેથી નાશી જવું પણ તેને ભયજનક જણાયું. આથી તે દિવસે નાસી જવાનો પોતાનો વિચાર તેણે મુલતવી રાખ્યો.

જબરદસ્તખાન આવી રીતે પોતાના મનમાં ને મનમાં નાસી જવાના વિચારો કરતો હતો એવામાં આજમદાદને સાથે લઈને સુલતાનખાન તેની પાસે આવી પહોંચ્યો. આજમદાદે એ ઓરડામાં પ્રવેશ કરતાંની સાથેજ કહ્યું:—" ખાનસાહેબ ! હું સાંભળીને આનંદ પામું છું કે, તમે અમને અમારૂં કાર્ય પાર ઉતારવામાં બની શકતી સહાયતા કરવાને તૈયાર છો. તમે ચોક્કસ ધ્યાનમાં રાખજો કે, જો તમે અમને મળી જશો તો તમારે આવી ગુલામી નહિ કરવી પડે. કેમ, અમે કહીએ તેમ કરવાને તમે કબુલ છોને ? "

જબરદસ્તે કહ્યું:—" સાહેબ ! જો તમારા કહેવા પ્રમાણે કરતાં મ્હારાં બીબીસાહેબાનું કાંઇ અનિષ્ટ થતું હશે તો હું તેમ કરી શકીશ નહિ. "

આજમદાદે કહ્યું:—" તેથી ત્હમારાં બીબીસાહેબાનું બિલકુલ

અનિષ્ટ થવાનું નથી. ઉલટું તમે અમારા કહ્યા પ્રમાણે કરશો તો તેઓ એક મહાન્ સંકટમાંથી મુક્ત થશે."

જબરદસ્તે આશ્ચર્યમાં પડી જઇને કહ્યું:—"ઠીક ત્યારે, તમારે જે કહેવું હોય તે કહો."

આજમદાદઃ—તમારાં બીબીસાહેબાએ સેલિમાના ખૂની ઇસ્કાન્દારને પોતાના મકાનમાં છુપાવી રાખ્યો છે એ હકીકત તમે જાણો છો?"

જબરદસ્તઃ—ના.

આજમદાદઃ—તમે શરૂઆતથીજ અસત્ય બોલતા હો એમ લાગે છે. જુલિયાબીબીએ તેને તમારી સંભાળ નીચે રાખેલો છે છતાં તમે કહો છો કે 'હું કાંઇ જાણતો નથી!' ઘણા આશ્ચર્યની વાત!

જબરદસ્તઃ—ઇસ્કાન્દારની હકીકત જાણ્યાથી તમને શો લાભ છે?

આજમદાદઃ—લાભ ન હોય તો હું તમને આ વાત શા માટે પૂછું?

જબરદસ્તઃ—તમારી મતલબ હું સમજી ગયો છું. તમે ઇસ્કાન્દારને તમારી સત્તા નીચે લાવી તેને થાણામાં પકડાવી દેવાની ઇચ્છા રાખો છો, તથા સરકારે જે ઇનામ જાહિર કર્યું છે તે મેળવવાની અભિલાષા રાખો છો, કેમ ખરૂંને?

આજમદાદઃ—બરાબર સમજ્યા છો! અમે સારી રીતે જાણીએ છીએ કે તમે એક ઉસ્તાદ પુરૂષ છો; છતાં એટલું યાદ રાખજો કે, તમારી સામાન્ય સહાયતાથી અમને બાદશાહ નામવરે જાહિર કરેલું ઇનામ મળશે તો તેમાંથી તમને પણ ભાગ મળશે.

જબરદસ્તઃ—પરંતુ તેથી જુલિયાબીબી મ્હોટા સંકટમાં ફસાઇ પડે તેમ છે! જે માણસ ખૂનના આરોપથી અપરાધી ઠરેલો છે એને છુપાવી રાખવાના અપરાધ માટે કદાચ મ્હારાં બીબીસાહેબાનો જીવ પણ જાય!

આજમદાદઃ—એમ નહિ થવા દેવાનો અમે પ્રયત્ન કરીશું. જુલિયાબીબીએજ ઇસ્કાન્દારને છુપાવી રાખ્યો છે એ પ્રકાર કોણે જોયો છે? આ વાત માત્ર હું, તમે અને સુલતાનખાન સિવાય બીજું કોઇ પણ માણસ જાણી શકશે નહિ. જુલિયાબીબીએ ઇસ્કાન્દારને ક્યાં છુપાવી રાખ્યો છે એટલું તમે અમને કહેશો એટલે સહેલાઇથી અમે તેનો ઉદ્ધાર કરીશું. કોટવાલ જહાન્દારખાન ગુન્હેગારને પકડીનેજ સંતુષ્ટ થશે. ગુન્હેગારને ક્યાંથી કેવી રીતે પકડયો છે એ સંબંધી જો કોટવાલ સાહેબ એક પણ પ્રશ્ન કરશે તો અમે તેમને ખરો ઉત્તર નહિ આપીએ!

જબરદસ્તઃ—હજી તમે જહાન્દારખાનને પિછાનતા નથી તેથીજ આમ કહો છો. વળી ઇસ્કાન્દારેજ સેલિમાનું ખૂન કર્યું છે તેની સાબિતી શી છે?

આજમદાદઃ—એ વાત વિચારવા જેવી છે! બાદશાહ નામવરનો કાયદો સેલિમાના ખૂનીને પકડવાને ચ્હાય છે; કિન્તુ સેલિમા તો હજી જીવતી છે!

જબરદસ્તઃ—તમે આ શું બોલો છો?! સેલિમા જીવતી છે એ વાત તમને કોણે કહી? એ વાત તદ્દન ખોટી છે!

આજમદાદઃ—હું પ્રશ્ન કરૂં છું અને તમે ઉત્તર આપો છો એ વાત જેવી રીતે ખરી છે, આ ઘરમાં હું અને તમે સુલતાનખાન હાજર છીએ એ વાત જેવી રીતે ખરી છે તેવીજ રીતે સેલિમા જીવતી છે એ વાત પણ ખરી છે. તમે અમને છેતરવા ચ્હાઓ છો; પરંતુ પૂરતી તપાસ કર્યા સિવાય અમે તમારી સાથે કામ પાડયું નથી. શેખજીના ધર્મનિકેતનમાં સેલિમાબીબી છે, અને તમારાં જુલિયાબીબીના મકાનમાં ઇસ્કાન્દાર છે. અમે એ બન્ને જણાંને શોધી કાઢયાં છે એ વાત

તમ યાદ રાખજો. તો પણ તમારે મુખે એ વાત સાંભળવાથી અમારૂં કાર્ય સહેલું થાય તેમ છે? વળી તમે એટલું પણ સમજી શકતા નથી કે, જો જીવતી સેલિમાને અમે કોટવાલ સાહેબ આગળ હાજર કરીશું તો ખૂનનો અપરાધ તરતજ નીકળી જશે અને તેથી જુલિયાબીબીનું સહજ પણ અનિષ્ટ થશે નહિ.

જબરદસ્તે આજમદાદનાં આ વચનો ઉપર થોડા સમય સુધી વિચાર કર્યો. તેણે કહ્યું:—"એથી જુલિયાબીબીનું કાંઇ અનિષ્ટ નહિ થાય એ વાત ખરી છે; કિન્તુ જુલિયાબીબીએ આટલા બધા દિવસ સુધી કોટવાલને તેમજ તેમનાં માણસોને છેતરી રાજ્યદ્રોહનો જે અપરાધ કર્યો છે એ અપરાધમાંથી તેઓ કેવી રીતે મુક્ત થઇ શકશે? તેમણે જહાન્દારખાનને ઘણા હયરાન કર્યા છે તેથી જહાન્દારખાન તેનો બદલો લીધા સિવાય શાન્ત રહેશે કે? હું તમને આ બાબતમાં બિલકુલ મદદ કરી શકીશ નહિ. તમારી ઇચ્છા હોય તો તમે મ્હારૂં ખૂન કરો. મ્હને રિબાવી રિબાવીને મારી નાખો; પરંતુ હું મ્હારાં બીબીસાહેબનું સહજ પણ અનિષ્ટ થાય એવી રીતે વર્તી શકીશ નહિ."

આ વચનો સાંભળી આજમદાદ અપાર ક્રોધે ભરાયો. તેણે કઠોર સ્વરે સુલતાનખાનને સંબોધીને કહ્યું કેઃ—"આ હરામજાદો શયતાન સહેલાઇથી આપણું કહ્યું કબૂલ નહિ કરે. સુલતાન! તું એને મજબુત દોરડાથી બાંધ. એનું ખાંણું પીણું બંધ કરી દ્યો. પછીથી જોઇએ છીએ કે, તે આપણા પ્રશ્નોના ખરા ઉત્તરો આપે છે કે નહિ?"

સુલતાનખાને તરતજ આજમદાદની આજ્ઞાને અમલમાં મૂકી. જબરદસ્તખાનને અપાર દુઃખ દઇને પણ આજમદાદ અને તેનો દુષ્ટ સોબતી સુલતાનખાન તેની પાસેથી કશી વાત જાણી શક્યા નહિ

ત્યારે તેમની ખાત્રી થઈ કે, "જબરદસ્ત ઘણો ભયંકર પુરૂષ છે." શારીરિક દુઃખ સહન નહિ કરી શકવાથી અનેક મ્હોટા મ્હોટા ચોર લૂટારાઓ સહેલાઇથી સ્વાધીન થઇ જાય છે; એવું દુઃખ દઇને પણ વાત જાણી શકયા નહિ ત્યારે તેમની ખાત્રી થઇ કે, જબરદસ્ત તેમને સહજ પણ મદદ કરશે નહિ; આથી આજમદાદે તેનો ખોરાક બંધ કરવાની આજ્ઞા કરી. તેણે સુલતાનખાનના કાનમાં કહ્યું:-" આ માણસ પાસેથી કશા સમાચાર આપણે જાણી શકીએ એમ મ્હને લાગતું નથી. તું એનો ઓરડો બંધ કરી તાળું વાસી દે. વળી એને માટે જે કાંઇ કરવાની જરૂર છે તે હકીકત હું અહુાના માલિકને સમજાવીશ. એક દિવસમાં કામ નહિ થાય તો એ ચાર દિવસ સુધી મહેનત કરીશું. વારંવાર આઘાત કરવાથી પત્થર પણ ભેદાય છે તો પછી મનુષ્યની શી તાકાત ? !"

આવો બંદોબસ્ત કરીને આજમદાદ સુલતાનખાનની સાથે ત્યાંથી ચાલ્યો ગયો. જબરદસ્તના હાથપગ મજબુતાઇથી બાંધી દેવામાં આવ્યા હતા. આવી શોચનીય સ્થિતિમાં તે તેના ઓરડામાં પડયો રહ્યો હતો.

એ દિવસે મધ્યાન્હકાળે જેરિના આવવાની હતી. ફરકારન્દારખાન સંબંધી કાંઇ નવીન સમાચાર જાણવામાં આવે તો સારૂં એવી આશામાં આજમદાદ જેરિનાની રાહ જોઇ બેસી રહ્યો હતો; પરંતુ સંધ્યાકાળ પછી તે રાહ જોઇ શકયો નહિ. મધ્યરાત્રિ કયારે થાય તેની તે આતુરતાથી રાહ જોવા લાગ્યો. અગીઆર વાગી ગયા તો પણ જેરિના આવી નહિ. આથી આજમદાદ તેની હવે વધારે વખત સુધી રાહ જોઇ શકયો નહિ. તેની સાથે એવી વાત થઇ હતી કે, જેરિના જો બપોરે નહિ આવે તો મધ્યરાત્રે આજમદાદ તેની પાસે

જઇ તેના સમાચાર મેળવશે! પરંતુ જેરિના અત્યાર સુધી ન આવી ત્યારે તે કોઇ અડચણમાં પડી હશે એમ અજમદાદે વિચાર્યું.

આજમદાદ ઉઠી, પોતાની કમર પાસે એક તીક્ષ્ણ કટાર છુપાવી, તે એકલોજ એ ગંભીર રાત્રે જુલિયાના મકાન તરફ જવા લાગ્યો.

જુલિયાના મકાન પાસે જે ન્હાની ગલી હતી તે ગલીમાં પ્રવેશ કરી આજમદાદ એક ઠેકાણે સ્થિરતાથી ઉભો રહ્યો. એ ઠેકાણાની ઉપરજ જેરિનાનું શયનગૃહ હતું. આજમદાદે એ શયનગૃહમાં હજી સુધી દીપક સળગતો જોયો. આથી તેણે શાન્ત થઇ એક સીટી વગાડી. આ સીટીનો અવાજ જેરિનાને કાને પહોંચ્યો. જેરિનાએ બારીમાંથી આગળ દર્શાવેલી દોરડાની સીડી, ઉપરથી છેડો પકડી રાખીને નીચે ફેંકી અને તેણે એક મજબુત લોખંડના સળિયા સાથે ઉપરનો છેડો બાંધી દીધો. આવી રીતે સીડી ફેંકવાનો ઉદ્દેશ શો હશે તે આજમદાદ પ્રથમ સમજી શક્યો નહિ. જેરિના જાતેજ આ સીડી ઉપર થઇને નીચે ઉતરશે કે? અગર તો તેણે આજમદાદને ઉપર બોલાવવા માટે સીડી ફેંકી છે? આ પ્રશ્નનો નિર્ણય નહિ થઇ શકયાથી આજમદાદ થોડા સમય સુધી ત્યાંજ ઉભો રહ્યો, અલ્પકાળમાંજ એક સ્ત્રી સીડી ઉપરથી નીચે ઉતરી આવી. તેને જોઇ આજમદાદે કહ્યું:—

" સીડી ફેંકીને ત્હેં મ્હને મ્હોટા વિચારમાં નાખી દીધો હતો. ઠીક કહે જોઇએ કે શા સમાચાર છે? ત્હારી બીબી તો ઉંધે છેને?"

જેરિના:--હમણાંજ સૂતાં છે; પરંતુ આજે તેમણે પુષ્કળ શિરાજી પીધો છે, તથા મ્હેં, તમે મ્હને જે દવા આપી હતી તે કૌશલપૂર્વક તેમના શિરાજીમાં મેળવી રાખી હતી. દશ પંદર મિનિટ પસાર થયા સિવાય તેની ક્રિયા શરૂ થશે નહિ.

આજમદાદ:—ત્યારે હું હજી થોડા સમય સુધી અહિંજ ઉભો

રહું છું. ઇરકાન્દારની શી ખબર છે? પેલા શયતાન ખોજા જબરદસ્તને અપાર દુઃખ દેવામાં આવે છે; છતાં તે એક પણ પ્રશ્નનો ખરો ઉત્તર આપતો નથી. તેના શરીરનું માંસ ચુંથ્યું તો પણ તે ખરી હકીકત કહેતો નથી!

જેરિનાઃ—તેની આશા છોડી દ્યો. એ ઘણોજ નિમકલાલ નોકર છે. જુલિયાબીબી તેને ગૂમાવી નિરાશ બની ગઇ છે. તેની ખુશામદ કરવાનું કાંઇ પ્રયોજન નથી. આજે મ્હેં ઇરકાન્દારખાનને જોયો છે. અડધા કલાક ઉપરજ હું તેને ખાણું આપી આવી છું! અરેરે! તેની સ્થિતિ જોતાં આંખોમાં આંસુ ભરાઇ આવે તેમ છે. હવે જુલિયા દિવસમાં એકજ વખત તેને ખોરાક આપે છે. તેનું શરીર નિર્બળ બની ગયું છે. તેની તેજસ્વી કાન્તિ મલિન બની ગઇ છે!

આજમદાદઃ—જેરિના! ચાલ આપણે બન્ને જણાં અડ્ડામાં જઇએ. અહિં ઉભાં રહીને સઘળી વાતચિત કરવી ઉચિત નથી.

જેરિનાઃ—આજે હવે અડ્ડામાં જઇ શકાય તેમ નથી. નહિ તો હું કયારનીય તમારી સાથે આવી હોત. જુલિયા હમણાંજ શય્યાવશ થઇ છે. વળી પેલી કાળી બાંદીને આજે સ્હવારથી સખ્ત તાવ આવ્યાથી તે બેશુદ્ધ સ્થિતિમાં પડી રહી છે; તેથીજ જુલિયાએ ઇરકાન્દારને ખાણું આપી આવવા માટે મ્હને મોકલી હતી. ચાલો, આજે આપણે જુલિયાના મકાનમાંજ સઘળી વાતચિત કરી લઇ વિલાસ–સુખ ભોગવીએ. આ દોરડાની સીડી આપણા ઘણા ઉપયોગમાં આવશે. તમે આ સીડીની સહાયતાથી ઉપર ચઢી જાઓ.

આ વચનો સાંભળી આજમદાદ ઘણો સંતુષ્ટ થયો. જબરદસ્તખાનને આટલું દુઃખ દઇને તે જે સમાચાર જાણી શકયો નહોતો તે સમાચાર આજે સહેલાઇથી તેના જાણવામાં આવ્યા. તે તરતજ

દોરડાની સીડી ચઢીને જેરિનાના શયનગૃહમાં જઇ પહોંચ્યો. પછીથી જેરિનાએ પણ એ રીતે સીડીની સહાયતાથી પોતાના શયનગૃહમાં જઇ પહોંચીને તેણે સીડી ઉપર ખેંચી લીધી.

જેરિનાએ આજમદાદને ઓરડાના એક એકાન્ત ખુણામાં બેસાડીને કહ્યું:–" તમે થોડા સમય સુધી સ્થિરતાથી અહિં બેસો. જુલિયાબીબી ઉંઘે છે કે કેમ તેની હું એક વખત ખાત્રી કરી જોઉં. પેલી કાળી બાંદી પણ કદાચ શુદ્ધિમાં આવી હોય. ખાત્રી કરવામાં કલ્યાણ છે કે જેથી પાછળથી પસ્તાવું ન પડે."

આજમદાદ પ્રેતની માફક એ ખુણામાં બેસી રહ્યો. જેરિના એક સળગતું ફાનસ લઇને જુલિયાના શયનગૃહમાં ગઇ. થોડા સમય પછી તેણે પુનઃ આજમદાદ પાસે આવીને કહ્યું:—" ખુદાની કેવી મિહરબાની છે! જુલિયાબીબી તેમજ પેલી કાળી બાંદી મુડદાંની માફક ઉંઘે છે. જુઓ, આજમદાદ! જુલિયાની સઘળી સંપત્તિ લૂંટવાનો તમારો ઉદ્દેશ હોય તો આજે ઘણો સારો સુયોગ છે. ખૂન કરવું પડશે નહિ, લોહીથી હાથ ભીંજવવા પડશે નહિ, માત્ર તાળાંઓ તોડવાં પડશે; પરંતુ જ્યારે આપણે એ પાપમાર્ગનો ત્યાગ કરી ધર્મમાર્ગે આપણો હેતુ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે એવો વિચાર કરવાની પણ શી જરૂર છે? છતાં આજે કેવો ઉત્તમ સુયોગ આપણને પ્રાપ્ત થયો છે એ સમજાવવાના વિચારથીજ મ્હેં તમને આમ કહ્યું."

આજમદાદે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—" જ્યારે ઇરકાન્દારને કેદ પકડાવતાંની સાથેજ આપણને સહેલાઇથી એક લાખ રૂપિયા મળે તેમ છે ત્યારે પછી ઉંધે રસ્તે જવાની શી જરૂર છે? ગુલબદન! મ્હારા બુલબુલ! હવે ત્હારે જે હકીકત કહેવાની હોય તે કહે."

ગુલબદન ઉર્ફે જેરિનાએ કહ્યું:—"એ હકીકત હું અહિં કહીશ નહિ. ઉપર એક નિર્જન ઓરડો છે. ચાલો, આપણે ત્યાં જઇએ."

ગુલબદન સળગતું ફાનસ હાથમાં લઇ આગળ ચાલવા લાગી, તથા આજમદાદ સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગ્યો.

ત્રીજા માળના એક એકાન્ત ઓરડામાં જઇ પહોંચી, હાથમાંના ફાનસને જમીન ઉપર મૂકીને જેરિનાએ કહ્યું:—"હવે હું કહું તે હકીકત લક્ષ્યપૂર્વક સાંભળો."

આજમદાદ:—તું સત્વર જે હકીકત હોય તે કહી સંભળાવ; વિલંબ ન કર.

જેરિનાએ કહ્યું:—"આજે સ્હવારથીજ પેલી કાળી બાંદીને ભયંકર તાવ આવ્યો છે. તે બેશુદ્ધાવસ્થામાંજ પડી રહી છે. આજનું ખાણું પણ મ્હારે તૈયાર કરવું પડયું હતું. સંધ્યાકાળ પછી જુલિયાએ મ્હને બોલાવીને કહ્યું કે:—"જેરિના! હવે તુંજ માત્ર મ્હારી સહાયકારિણી છે. હવે ત્હારાથી હું ખરી વાત શા માટે છુપાવું? એક દિવસે એકાએક મ્હેં તને મ્હારા પાગલ—ચક્રમ પતિની વાત કહી દીધી હતી. તેમને દીવસમાં માત્ર એક વખત ખાણું આપવામાં આવે છે. હકીમેજ એવી સલાહ આપી છે. જો ગાંડા માણસને બહુ ખવડાવવામાં આવે છે તો તેનો રોગ સારો થતો નથી. આથી રાત્રે એક વખત તેને હું ખાણું પહોંચાડું છું. આટલા દિવસ સુધી એ કામ જબરદસ્ત કરતો હતો. તેના ગૂમ થયા પછી એ કાર્ય કાળી બાંદી કરતી હતી. મ્હારાથાં તેમની પાસે જઇ શકાય તેમ નથી, તથા કાળી બાંદી પણ આજે તાવથી પીડાય છે. આવા સમયે તેમને ખાણું ત્હારા સિવાય બીજું કોણ પહોંચાડી આવે તેમ છે? જો હું તેમની પાસે જઉં છું તો તેઓ

ગાંડપણુ કરે છે, કોઇ કોઇ વખતે મ્હારા ઉપર હુમલો પણુ કરે છે; તેથી તેમની પાસે જવાની હિમ્મત હું કરી શકતી નથી. ત્હારા ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. જ્યાં સુધી કાળી બાંદીને બરાબર આરામ ન થાય ત્યાં સુધી તુંજ તેમને ખાણું પહોંચાડી આવજે." આમ કહી તેમણે પોતાની છાતી પાસેથી એક કુંચી કાઢી મ્હારા હાથમાં આપીને કહ્યું:—"ત્રીજા માળના છેલ્લા ઓરડામાં તેઓ છે. ત્યાં જઇ તાળું ઉઘાડી તું ત્યાં દીપક સળગાવી, ખાણું મૂકીને આવતી રહેજે. તેમની સાથે કશી વાતચિત કરીશ નહિ. જો તું તેમની સાથે વાત કરીશ તો તેઓ કદાચ ત્હારા ઉપર પણુ હુમલો કરશે. તું એક અબળા છે તેથી સંકટમાં ન ફસાઇ પડે એટલા માટે સાવધાનતા રાખવાની મ્હારે તને પ્રથમથીજ સૂચના કરવી પડે છે!"

હું મનમાં ને મનમાં ઘણી પ્રસન્ન થઇ. જેને માટે છુપી રીતે આપણે આટલા બધા પ્રયત્નો કરીએ છીએ તેનો પત્તો ખુદાએ સહેલાઇથી આપણુને મેળવી આપ્યો છે. એક વખત ઇસ્કાન્દારને જોવાની મ્હને ઘણા દિવસથી ઇચ્છા થયા કરતી હતી. આમ છતાં મ્હેં મ્હારા મનનો ભાવ છુપાવીને જુલિયાબીબીને કહ્યું:—"બાપરે! એવા ગાંડા માણસની પાસે જતાં મ્હને ઘણી બ્હીક લાગે છે. એ કદાચ ગાંડપણુમાં મ્હને મારી બેસે તો?!"

જુલિયાએ કહ્યું:—"ના, ના, તું એવો ભય રાખીશ નહિ. માત્ર મ્હને જુએ છે ત્યારેજ તેઓ ગાંડપણુ કરે છે. તને તેઓ કશું કરશે નહિ."

આમ છતાં પ્રથમ તો મ્હેં તેમની પાસે જવાની નામરજીજ દર્શાવી; પરંતુ જ્યારે જુલિયાએ અપાર આગ્રહ કર્યો ત્યારેજ મ્હેં તેનું કહેવું કબુલ કર્યું."

આજમદાદે કહ્યું:—" ગુલબદન ! તું ઘણી ચાલાક છે એ હું જાણું છું. ત્હેં જે કર્યું છે તે સારૂંજ કર્યું છે. હવે તું ઇસ્કાન્દારની હકીકત કહે. એ હકીકત પ્રથમ જાણવાની જરૂર છે. ઇસ્કાન્દારે તને જોઇને શું કહ્યું ? "

જેરિનાઃ—એ બરાબર પાગલજ બની ગયો છે. મ્હેં તેની પાસે ખાણું મૂકીને કહ્યું:—"સાહેબ! ખાણું મૂકું છું." તેણે માત્ર મસ્તક હલાવી સંમતિ દર્શાવી.

આજમદાદઃ—ત્હેં તેને કાંઇ પૂછ્યું નહિ ?

જેરિનાઃ—ના; પરંતુ મ્હેં કાંઇ તેને સહેલાઇથી છોડયો નથી. તેનું બિછાનું ઘણું મેલું થઇ ગયું હતું તે મ્હેં સાફ કરી આપ્યું. ફાનસ સળગાવી એક ગ્લાસમાં જળ રેડી આપ્યું. આવી રીતે થોડી સહાનુભૂતિ દર્શાવીને મ્હેં તેને કહ્યું:—" સાહેબ ! આપના સંબંધી હું સઘળી હકીકત જાણું છું. હું જુલિયાબીબીની ખાસ બાંદી છું. હું તેમના શહેર બ્હારના મકાનમાંજ રહેતી હતી.આજ આપની આવી શોચનીય સ્થિતિ જોઇને મ્હને અપાર દુઃખ થાય છે. મ્હને એમ થાય છે કે, હું આપને મુક્ત કરી દઉં."

આજમદાદઃ—ત્યાર પછી ? ત્યાર પછી ?

જેરિનાઃ—ત્યાર પછી એક ગાઢ નિઃશ્વાસ મૂકીને ઇસ્કાન્દારે કહ્યું:—" તમારા મ્હારા પ્રત્યેની આવી લાગણી જોઇ હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું; પરંતુ હું મુક્ત થઇને ક્યાં જઇશ ? મ્હને પકડવાને માટે અનેક સરકારી નોકરો રાત્રિ દિવસ સર્વત્ર ફર્યા કરે છે. હું મુક્ત થઉં તો તેઓ મ્હને વિના વિલંબે કેદ પકડે તેમ છે. મ્હારા દુઃખનો પાર નથી અરેરે ! ખુદા ! સિવાય કોઇ મ્હારો મદદગાર નથી."

મ્હેં કહ્યું:—" આપ નિશ્ચિંત રહો. આપ આનાં કરતાં પણ વિશેષ નિર્ભયસ્થાને રહી શકો એવો બંદોબસ્ત હું કરીશ. ઇસ્કાન્દાર સાહેબ ! હવે આપના દુઃખના દિવસો પૂરા થવા આવ્યા છે."

આજમદાદ:—પછીથી તેણે શું કહ્યું ?

જેરિના:—બીજું કાંઇ નહિ, હું ત્યાંથી બારણાં બંધ કરી, તાળું મારી, નીચે ઉતરી આવી.

આજમદાદ:—ત્યારે હવે તુ તેના ઓરડાની કુંચી ત્હારી પાસેજ રાખજે. વખત આવ્યે આપણે તેનો ઉપયોગ કરીશું; પરંતુ સાવધાન રહેજે, મ્હારા ગુલ !

આ સંબંધી બન્ને વચ્ચે વિવિધ: પ્રકારની વાતચિત થઇ. પછીથી આજમદાદ ઉપરોક્ત દોરડાની સીડીની સહાયતાથી નીચે ઉતરી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### અડ્ડામાં આગ ને પલાયન.

જબરદસ્તખાને પોતાના મનમાં ને મનમાં ગમે તે ઉપાયથી પલાયન કરી જવાનો વિચાર કર્યો. જો તે પલાયન ન કરી જાય તો આજમદાદ અને તેના શયતાન સાથીદારો તેને દુઃખ દેવામાં પાછી પ્હાની કરે એવા નહોતા. તેને સ્વાધીન કરીને આજમદાદ અને સુલતાનખાન જુલિયાના સર્વસ્વનો નાશ કરવાની ઇચ્છા રાખતા હતા. જબરદસ્ત જુલિયાનું અન્ન ખાઇનેજ જીવતો હતો; તેથી તે જુલિયાના સર્વસ્વનો નાશ થયેલો જોઇ શકે તેમ નહોતો.

પરંતુ પલાયન કરી જવાનો ઉપાય કયાં હતો ? કયે રસ્તેથી

સહેલાઇથી નાસી જવાશે એ જબરદસ્તખાન જાણુતો નહોતો. આ ઠેકાણે પૂર્વે તે કદિ આવ્યો નહોતો. તેથી શું કરવું તેના તે મ્હોટા વિચારમાં પડી ગયો. તે કેવી રીતે આ અડ્ડામાંથી નાશી જવું તેનો-જ વિચાર કરવા લાગ્યો.

કોઇ તેને તેની ઓરડીમાં મળવા આવતું નહોતું. આજમદાદ અને સુલ્તાનખાનનો પણ કશો પત્તો નહોતો. જ્યારે તેઓ ઘણી મહેનત કરીને તેમજ અપાર દુઃખ દઇને પણ જબ્બરદસ્ત પાસેથી કશી વાત જાણી શકયા નહિ ત્યારે તેમણે તેની પાસે આવવાનું બંધ કરી દીધું.

અડ્ડાના માલિકનો પણ પત્તો નહોતો. તે પ્રથમ જબરદસ્તખાન પાસે આવીને તેને લોભાવીને તેની પાસેની વાત જાણુવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ તેનો પ્રયત્ન વ્યર્થ થયાથી તે પણ હવે જબ્બર-દસ્ત પાસે ભાગ્યેજ આવતો હતો. ત્યારે આજમદાદ અને શયતાન સુલતાનખાન પણ ક્યાં જતા રહ્યા ?

જબરદસ્તે પોતાના મન સાથે વિચાર્યુંઃ—" આ લોકો કાંઇ સાધારણ નથી. જે સુલતાનખાનના નામથી સમસ્ત આગ્રા શહેર કંપી ઉઠે છે એ શયતાન જ્યારે આજમદાદને મળી ગયો છે ત્યારે તેઓ કાંઇ નવાજુની કરશે એમ મ્હને લાગે છે. તેમણે કોઇ પણ રીતે સેલિમાની ખબર મેળવી હોય એમ મ્હને લાગે છે. નહિ તો સેલિમા જીવતી છે એ હકીકત તેમના જાણવામાં ક્યાંથી આવે? જો કદાચ કોઇ પણ ઉપાય અજમાવીને તેઓ સેલિમાને સ્વાધીન કરશે તો જુલિયાબીબીને શિરે મ્હોટું સંકટ આવી પડશે. જહાન્દા-રખાન અને મહારાજ બિરબલ લગભગ એક વર્ષથી જે ખૂની આ-મલાની, અનેક પ્રયત્નો કર્યા છતાં સંપૂર્ણ તપાસ કરી શકયા નથી

તથા જેઓ બાદશાહ નામવર આગળ પોતાનું મ્હોં સુદ્ધાં બતાવી શકતા નથી તેઓ જુલિયાબીબી ઉપર વૈર લીધા સિવાય શાન્ત થશે ખરા કે? સેલિમા મરી ગઇ નથી;—જુલિયાબીબીએજ તેનો જીવ બચાવ્યો છે. એ હકીકત જો જુલિયાબીબી શહેરના કોટવાલ જહાન્દારખાન અને મહારાજ બિરબલ પાસે જાહિર કરત તો તેઓ બાદશાહ નામવરે જાહિર કરેલું મ્હોટું ઇનામ સુદ્ધાં મેળવી શકત. રાજમાર્ગ ઉપરથી જે સ્ત્રીનું મુડદું મળી આવ્યું હતું તેને અનેક પ્રયત્નોથી સજીવન કરવા બદલ, જુલિયાબીબી શહેનશાહ પાસેથી ઘણું સારૂં ઇનામ મેળવી શકત; પરંતુ હવે એ ઉપાય રહ્યો નથી. હવે તો જુલિયાબીબીએ, આટલા લાંબા વખતથી ઇસ્કાન્દાર અને સેલિમાને છુપાવી રાખી મ્હોટો ભયંકર ગુન્હો કર્યો છે. આ ભયંકર ગુન્હો જો કદાચ જાહિર થઇ જશે તો તેઓ પોતાના અપરાધની, શહેનશાહ પાસેથી ક્ષમા મેળવી શકશે નહિ.”

જુલિયાએ જબરદસ્તની સાથે કોઇ પણ પ્રકારનો ખરાબ વ્યવહાર ચલાવ્યો નહોતો. ઉલટી તે તો જબરદસ્તના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતી હતી. આ સહાયતાશૂન્ય જુલિયાની સંપતિ કયે કયે ઠેકાણે છે એ જબરદસ્ત જાણતો હતો. જુલિયાની કુંચીઓનું ઝુમખું પણ કેટલીક વખત તેની પાસે રહેતું હતું. એ ધારે તો સહેલાઇથી જુલિયાનું ખૂન કરી, તેની સઘળી સંપત્તિ સાથે લઇ પલાયન કરી શકવાને સમર્થ હતો; પરંતુ આજ સુધીમાં જબરદસ્તના મનમાં એવા વિચાર સુદ્ધાં આવ્યો નહોતો; કેમકે તેની નસેનસમાં પવિત્ર આરબ લોહી વહેતું હતું. જે આરબો મહાન્ શત્રુ પણ જો પોતાને ત્યાં મહેમાન આવ્યો હોય છે તો સઘળું શત્રુત્વ ભૂલી જઇ પોતાના આતિથ્યથી અતિથીને સંતુષ્ટ કરે છે એ આરબોના વંશ-

માંજ જબરદસ્ત પયદા થયો હતો. આથી તે કેવી રીતે વિશ્વાસઘાતકતા કરે ?

અનેક પ્રકારનો વિચાર કરી જબરદસ્ત જુલિયાનું સંરક્ષણ કરવાને માટે બ્યાકુળ બની ગયો; પરંતુ કેવી રીતે અડ્ડામાંથી નાસી છુટવું તેનો તે ઘણા વિચારોને અંતે પણ કશો નિર્ણય કરી શકયો નહિ.

છેવટે એક દિવસે તેના મનમાં એક વિચાર આવ્યો; પરંતુ એ વિચાર ઘણો સાહસિક હતો; છતાં આવું સાહસ કર્યા સિવાય અડ્ડામાંથી તેની મુક્તિ થાય તેમ નહોતી.

એક હૃષ્ટપુષ્ટ પઠાણ નોકર હમ્મેશાં જબરદસ્તખાનને ખાણું આપવા માટે આવતો હતો. અત્યાર પૂર્વે તીક્ષ્ણદૃષ્ટિવાળો જબરદસ્ત જાણી ગયો હતો કે એ પઠાણ નોકર ઘણો દારૂડીઆ છે. આમ છતાં બદમાશ દારૂડીઆઓ ઘણા હોશિયાર હોય છે એ વાત જબરદસ્તના જાણવામાં હતી. ઉસ્તાદ દારૂડીઆઓ ગમે તેટલી બાટલીઓનું નખ્ખોદ વાળ્યા છતાં લથડીઆં ખાતા નથી, જમીન પર ઢળી પડતા નથી યા તો વધારે બકવાદ કરતા નથી.

જબરદસ્ત કાંઇ તદ્દન નિરાધાર સ્થિતિમાં એ ઠેકાણે કેદ પકડાયો નહોતો. તેના ઇજાર ઉપરના પટ્ટામાં એક ન્હાની કોથળી તેણે એવી રીતે છુપાવી રાખી હતી કે એકદમ તે કોઇ જોઇ શકે નહિ. એ કોથળીમાં આઠદશ સોના મહોરો હતી.

જબરદસ્તખાને પોતાના મન સાથે વિચાર્યું:—"રૂપિયાથી હરેક કાર્ય થઇ શકે છે. આ બદમાશોમાંના એકજણને આઠદશ મહોરો આપીને પણ શું હું વશ નહિ કરી શકું ? આ કાર્ય મ્હને અસંભવિત લાગતું નથી. યત્ન કરી જોવાને શી હરકત છે ? આ સઘળા શયતાનો જુલિયાબીબીને ફસાવવાનું જે કારસ્થાન રચે છે

એ કારસ્થાનમાં જુલિયાબીબી અવશ્ય ફસાઇ પડશે, અને તેમના સર્વસ્વનો નાશ થશે. આ બદમાશો ઇસ્કાન્દાર યાતો સેલિમા—બન્ને-માંથી એકને પણ જો પોતાને સ્વાધીન કરશે તો બધી બાજી બગડશે. તેઓ ઇસ્કાન્દારને હસ્તગત કરે તો તેથી વિશેષ અડચણ પડે તેમ નથી; પરંતુ જો જીવતી સેલિમાને તેઓ હસ્તગત કરી શકશે તો મ્હારાં બીબીસાહેબના ભોગ મળશે! જો આજે હું અહિંથી પલાયન કરી શકીશ તો કોઇ પણ ઉપાયથી જુલિયાબીબીનું સંરક્ષણ કરીશ."

આમ વિચારી તેણે તરતજ કમરપટ્ટામાં છુપાવી રાખેલી કોથળીમાંથી એક મહોર બ્હાર કાઢી, અને એ મહોર પોતાની શય્યાના મલિન ઉશિકા નીચે છુપાવી રાખી.

જે પઠાણ યુવક હમ્મેશાં જબરદસ્તને ખાણું આપવાને આવતો હતો તે બરાબર રાત્રે નવ દશ વાગ્યે આવતો હતો. જે દિવસે જબરદસ્તે ઉપર પ્રમાણે પલાયન કરી જવાનો વિચાર કર્યો તે દિવસે રાત્રે દશ વાગી ગયા તો પણ એ પઠાણ યુવક ખાણું લઇને આવ્યો નહિ. આથી જબરદસ્ત મ્હોટી ચિંતામાં પડી ગયો. તેણે વિચાર્યું:—"હજી પણ ખાણું કેમ ન આવ્યું? ત્યારે શું દુષ્ટ આજમદાદે મ્હારૂં ખાણું બંધ કરી, મ્હને રિબાવી રિબાવીને મારી નાખવાનો નિશ્ચય કર્યો છે કે શું?" આવી ચિંતામાં ને ચિંતામાં બીજો થોડો વખત વીતી ગયો. એવામાં એકાએક એ ઓરડાના પ્રવેશદ્વાર પાસે કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. અલ્પકાળમાંજ એક માણુસ લથડીઆં ખાતો ખાતો ખાણું લઇને ઓરડામાં આવ્યો. જબરદસ્ત એ માણુસને જોતાંની સાથેજ ઓળખી ગયો. આ પઠાણ યુવકજ હમ્મેશાં તેને ખાણું આપી જતો હતો.

એ પઠાણ યુવકના એક હાથમાં ખાણાનું વાસણ હતું, અને બીજા હાથમાં એક સળગતી બત્તી હતી. બત્તી બ્હાર રાખી, ઓરડામાં પ્રવેશ કરી ખાણાનું વાસણ એક ઠેકાણે મૂકી તેણે કહ્યું:—"કેમ ખાનસાહેબ! આજે તમને ઘણી ભૂખ લાગી હોય એમ જણાય છે!"

જબરદસ્તખાને મલિન મુખે કહ્યું:—"એવો કયો માણસ છે કે જેને ભૂખથી દુઃખ ન થાય? વળી આજે તમે ખાણું લાવતાં પણ વિલંબ કર્યો!"

પઠાણ યુવકે કહ્યું:—"આજે અમે સૌ રંગરાગમાં છીએ. એક સદ્ધર ઘરાક આવીને અમારા આ અડ્ડાના માલિકને દારૂ પીવાને માટે થોડી મહોરો આપી ગયો છે."

જબરદસ્ત:—એ ઘરાક આજમદાદખાન હશે, કેમ?

પઠાણ યુવક:—અરે, ના ના—બીજો એક નવીન માણસ છે! એ માણસનો શો વિચાર છે તે તમે જાણો છો કે? ઘણા દિવસથી એ માણસની જુલિયાબીબી ઉપર નજર પડી છે. એ દિવસે તેણે પોતાની વાસના અમારા અડ્ડાના માલિકને કહી સંભળાવી ત્યારે તેમણે તેને, આજમદાદખાન તેમજ સુલતાનખાન સાહેબની સહાયતાથી જુલિયાબીબીને હસ્તગત કરાવી આપવાનું આશ્વાસન આપ્યું. આથી તે આજમદાદ સાહેબને બાવન કસી સોનાની ત્રણસો મહોરો અને અડ્ડાના માલિકને રોકડી પચાસ મહોરો આપી ગયો છે. આ સિવાય અડ્ડાનાં સઘળાં માણસોને તેમજ નોકરચાકરોને દારૂ પીવડાવવાને માટે તે અમારા માલિકને બીજી પાંચ મહોરો વધારે આપી ગયો છે. આથી આજે પુષ્કળ દારૂ પીવામાં આવ્યાથી મ્હારૂં માથું બગડી ગયું છે, અને તેથીજ તમારૂં ખાણું લાવતાં મ્હને વિલંબ થયો છે."

આ ખુલાસો સાંભળવામાં આવતાં જબરદસ્તની ચિંતાનો પાર રહ્યો નહિ. તેની ખાત્રી થઇ કે, જુલિયાના સર્વસ્વનો નાશ હવે જલદીથી થશે. ગમે તે ઉપાયે હવે પલાયન કરી જવું જોઇએ. નહિ તો જુલિયાબીબીની ઇજ્જતનું સંરક્ષણ કરી શકાશે નહિ. પોતાના અંતરનો ભાવ છુપાવીને જબરદસ્તે એ પઠાણ યુવકને કહ્યું:—" ભાઇ ! ખુદા તમારો સૌનો આનંદ કાયમ રાખો. તમે અવશ્ય કોઇ અમીરના પુત્ર છો નહિ તો મ્હારા જેવા એક ગરીબને ખાણું પહોંચાડવાની, આવા આનંદના સમયે તમને કયાંથી સ્મૃતિ રહે ? તમારા ચ્હેરા ઉપરથીજ એમ માલૂમ પડે છે કે, તમે ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા છો. "

જબરદસ્તનાં આવાં વચનો સાંભળી એ પઠાણ યુવક પોતાના મનમાં ઘણો પ્રફુલ્લિત થયો. તે દેખાવમાં કદરૂપો હતો. કોઇએ કદિ તેના રૂપની કે કુળની પ્રશંસા કરી નહોતી. ઉલટું તેનું કદરૂપું શરીર, ચપટું નાક વગેરે જોઇ સઘળાં માણસો તેની ઠઠ્ઠામશ્કરી કરતાં હતાં. આથી જબરદસ્તનાં વચનો સાંભળી પ્રસન્ન મુખે તેણે કહ્યું:—"અરે દોસ્ત ! તમે ઘણા સમજુ માણસ છો તેથીજ મ્હારી તારીફ કરો છો. આ અડ્ડાનાં સઘળાં શયતાન માણસો મ્હારી મશ્કરી કરે છે. આમ છતાં અડ્ડાના માલિકનો મ્હારા ઉપર ઘણો પ્રેમ છે. તેઓ મ્હારી સારી કદર કરે છે !"

જબરદસ્તે પોતાના મન સાથે કાંઇ વિચાર કર્યા પછી સહાસ્ય મુખે કહ્યું:—" એ ઠીક છે. મ્હારી સ્થિતિ એક દિવસે ઘણી સારી હતી. અરબસ્તાન દેશના પ્રખ્યાત અમીર ગુલામ નબી મ્હારા પિતાના કાકા થતા હતા. લૂંટારાઓ મ્હને ગુલામ કરીને આ દેશમાં લઇ આવ્યા છે તેથીજ મ્હારે મ્હારા દુર્ભાગ્યે નોકરી કરવી પડે છે; નહિ

તો આજે મ્હારા વૈભવવિલાસનો પાર હોત નહિ. ગઇ ગુજરીનો અફસોસ કરવો હવે નકામો છે. જે થઇ ગયું છે તે ન થયું થનાર નથી !"

પઠાણ યુવકે કહ્યું:—"હવે ખાણું ખાઇ લ્યો. રાત્રિ ઘણી વીતી ગઇ છે."

જબરદસ્તઃ—ભાઇસાહેબ ! હું તમને એક વાત કહું ?

પઠાણઃ—બેલાશક કહો.

જબરદસ્તઃ—શું તમે મ્હને મુક્ત નહિ કરી શકો ?! હું મ્હારાં બીબીસાહેબાને કહી તમને ઘણી સોનામહોરો અપાવીશ.

પઠાણઃ—તોબાહ–તોબાહ ! હવેથી આમ કહેશો નહિ. મ્હને સામાન્ય સંપત્તિનો લોભ નથી. જો એવો મ્હને લોભ હોત તો હું આજ સુધીમાં ક્યારનોય મ્હોટો માણસ—ઉમરાવજાદો બની ગયો હોત. હમણાંજ તમે કહ્યું ને કે તમે અરબસ્તાનના રહેવાસી છો ! જેવી રીતે તમે તમારા જીવનમાં વિશ્વાસઘાતકતા કરતા નથી તેવી રીતે અમે કાબુલીઓ પણ કાળાંતરે વિશ્વાસઘાતકતા કરતા નથી.

જબરદસ્તઃ—સાહેબ ! મ્હેં તો માત્ર તમારા અંતરની પરીક્ષા કરી જોવાના હેતુથી તમને આવી વિનંતિ કરી હતી; પરંતુ આજે તમે મ્હારી એક સામાન્ય ઇચ્છા પૂરી કરશો ?

પઠાણઃ—કહો, તમારી શી ઇચ્છા છે ?

જબરદસ્તઃ—તમે શરાબ પી આનંદિત બન્યા છો ત્યારે શું મ્હને પણ એવો આનંદ મેળવવાની ઇચ્છા ન થાય કે ?

પઠાણઃ—અત્યારે હવે હું કયાંથી શરાબ લાવી આપું ? રાત્રિના લગભગ બાર વાગ્યા છે. અડ્ડાના માલિક આજે ખૂબ દારૂ પી ક્યારનાય સૂઇ ગયા છે. દારૂની બાટલીઓ જે કબાટમાં છે તે કબાટની કુંચી તેમની પાસે છે.

જબરદસ્તઃ—ગમે તે ઉપાય કરીને મ્હને થોડો દારૂ લાવી આપો. તમે મ્હારી ઇચ્છા પૂરી કરશો તો મ્હારી પાસે જે એક સોનામહોર છે તે હું તમને આપી દઇશ.

એક સોનામહોરની સાથે દારૂનું નામ સાંભળવામાં આવતાંજ આ પઠાણ યુવકને ઘણો આનંદ થયો. તેણે પૂછ્યું:—" તમારી પાસે સોનામહોર ક્યાંથી ?"

જબરદસ્તઃ—મ્હારી પાસે પ્રથમથીજ હતી.

પઠાણઃ—માત્ર એકજ મહોર છે ?

જબરદસ્તઃ—ના, બીજી પણ થોડી છે. મ્હારી સિલકમાં જે પૈસા હોય છે તે હું નિરંતર મ્હારી પાસેજ રાખું છું; આમ છતાં મ્હારી પાસે પૈસા છે એવું હજી સુધી અહિં કોઇના જાણવામાં આવ્યું નથી.

પઠાણઃ—તમારાં વચનો ઉપર મ્હને વિશ્વાસ બેસતો નથી. મ્હને તમારી પાસેની મહોર બતાવો જોઇએ ?

જબરદસ્તખાને પોતાના મલિન ઉશિકા નીચે છુપાવી રાખેલી સોનામહોર બ્હાર કાઢી આ પઠાણ યુવકના હાથમાં મૂકી. પઠાણે સહાસ્યમુખે કહ્યું:—"ઠીક છે, હું મ્હારાથી બનતી મહેનત કરી જોઉં છું. આ સોનામહોર આપીને જો અફીણના માલિકની સ્ત્રી પાસેથી થોડો દારૂ લાવી શકાય તેમ હશે તો હું લઇ આવું છું."

પઠાણ યુવક સોનામહોર લઇ જબરદસ્તના ઓરડામાંથી બ્હાર નીકળ્યો. હમણાં જો કે તે દારૂની ઉત્તેજનાથી આનંદમાં આવી ગયો હતો; પરંતુ તે પોતાના કાર્યમાં ભૂલ કરે એવો જ્ઞાનશૂન્ય બની ગયો નહોતો. આથી તેણે ઓરડાની બ્હાર નીકળી, પ્રવેશદ્વાર બંધ કરી તાળું વાસી દીધું, અને પછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

જબરદસ્તખાને પોતાના મન સાથે વિચાર્યું:—" સઘળી બાજુ તરફથી જુલિયાબીબીના સર્વસ્વનો નાશ થવાનો હોય એમ જણાય છે. ગમે તે ઉપાયે મ્હારે તેમને બચાવવાં જોઇએ; પરંતુ હું તો અહિં કેદમાં પડેલો છું. એ સમય દરમ્યાન જો આ શયતાનો જુલિયાને કોઇ મહાન્ સંકટમાં ફસાવશે તો પછી હું શું કરી શકીશ ?! વળી એ બીજો ઉમરાવજાદો કોણ હશે કે જેની છળનાથી તેમજ સંપત્તિના લોભથી લોભાઇને આ લોકો મ્હારી બીબીને સંકટમાં ફસાવવાને તૈયાર થયા છે ?"

આ સમયે પાસેથી કોઇનાં પગલાંનો અવાજ જબરદસ્ત સાંભળી શકયો. અનુમાનથી તેણે એમ વિચાર્યું કે, પેલો પઠાણ યુવક પાછો આવી પહોંચ્યો છે.

જબરદસ્તનું અનુમાન ખોટું નહોતું. એ પઠાણ યુવકે પુનઃ પ્રવેશદ્વાર ઉઘાડયું. પછીથી તેણે ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું:— " દોસ્ત ! તમારે માટે અત્યારે મ્હારે ઘણીજ તકલીફ ઉઠાવવી પડી છે. સૌ કોઇ મુડદાની માફક ઉંઘે છે. અડ્ડાના માલિકને મ્હેં ઘણીય બૂમો મારી તેમને હલાવ્યા, મહોર બતાવી; પરંતુ તેઓ શુદ્ધિમાં આવ્યા નહિ અંતે હું તેમની સ્ત્રીને મહોર આપી એક બૉટલ દારૂ લઇ આવ્યો છું."

ખરી રીતે જોવા જતાં આ પઠાણ યુવક આ પ્રસંગે જૂઠું બોલ્યો. તે જે બૉટલ લઇ આવ્યો હતો તે ચોરી કરીનેજ લઇ આવ્યો હતો. આ ચોરીના કાર્ય બદલ તેને એક સોનામહોર મળી હતી !

બીજી તરફથી જબરદસ્તે પોતાના મન સાથે વિચાર્યું:—" જો કદાચ આ માણસને હું મ્હારે તાબે કરી શકીશ તો ખુદાની કૃપાથી

હું આજે મુક્ત થઇ શકીશ." આમ વિચારી તેણે એક પ્યાલામાં શરાબ રેડીને કહ્યું:—"દોસ્ત ! આ બધા શયતાન માણસોમાં તમે એકલાજ ડાહ્યા માણસ છો ! ખુદા તમારૂં ભલું કરશે. પ્રથમ તમેજ આ પ્યાલાને ઇન્સાફ આપો."

આ હતભાગ્ય પઠાણ યુવક તેના દુર્ભાગ્યને લીધે કહો યા તો વારંવાર થતી પોતાની પ્રશંસાથી આનંદિત થઇ જવાને લીધે કહો, એ પ્યાલાને ક્ષણ માત્રમાં પોતાના કંઠમાં ગટગટાવી ગયો. પછીથી જબરદસ્તે પણ એક પ્યાલો શરાબ પીધો. ત્રીજી વખત પ્યાલાને પૂરો ભરી તેણે પાછો આ પઠાણ યુવકને આપ્યો.

આવી રીતે વારંવાર ખાલી થતા પ્યાલાઓથી એ પઠાણ યુવક ઘણો બેહોશ બની ગયો. આ જગતમાં ચાલતા ઘટનાપ્રવાહને તથા કર્મપ્રવાહને કોઇ અટકાવી શકતું નથી. જે દિવસે જે બનવાનું હોય છે તે બન્યે જાય છે. આથીજ હમ્મેશાં હોશિયાર રહેતો પઠાણ યુવક આજે શરાબના નીશાથી બેહોશ બની જઇને જબરદસ્તના ઓરડામાંજ સૂઇ ગયો.

જબરદસ્તખાને બે ત્રણ વખત તેના અંગને હલાવીને તેને બોલાવ્યો; પરંતુ તેણે કશો ઉત્તર આપ્યો નહિ. જબરદસ્તને પલાયન કરી જવાનો આ ઘણો સારો સમય જણાયો. એક વખત તે ચારે તરફ ફરી વળ્યો; પરંતુ કોઇ પણ માણસ તેની નજરે પડયું નહિ. સઘળા લોકો પોત પોતાની મરજીમાં આવે ત્યાં સૂઇ ગયા હતા અને મુડદાંની માફક ઉંઘતા હતા.

પછીથી જબરદસ્ત અડ્ડાના માલિકના રહેઠાણ પાસે ગયો. એ વખતે અડ્ડાનો માલિક નાકનો અવાજ કરતો કુંભકર્ણની માફક મહાનિદ્રામાં પડયો હતો; પરંતુ તેની પ્રિયતમા તેની પાસેજ સૂઇ રહીને

વારંવાર આમતેમ પાસું ફેરવતી હતી.

જબરદસ્તે પોતાના મન સાથે વિચાર્યું:—" આ રંડા જ્યાં સુધી ઉંઘી નહિ જાય ત્યાં સુધી મ્હારૂં કાર્ય સિદ્ધ નહિ થાય. તે મ્હને જોશે તો એકદમ બૂમો મારી સૌને જગાડશે. ત્યારે શું હું ચૂપકીદીથી તેની પાસે જઇ, તેનું ગળું દબાવીને તેને મારી નાખું ? ના ના—એમ કરવાથી ઉલટું કદાચ સંકટ આવી પડશે. આમ છતાં જુલિયાસ્વામીનું રક્ષણ કરવું જોઇએ. હજારો સંકટોમાંથી પસાર થઇને પણ મ્હારે તેમનો ઉદ્ધાર કરવો જોઇએ. અત્યારે દયા, માયા કે મમતા રાખવામાં સાર નથી. "

જબરદસ્ત પોતાના મનમાં ને મનમાં એક નવીન સંકલ્પ કરીને અડ્ડાના માલિકના રહેઠાણ પાસેથી પાછો પોતાના ઓરડામાં આવ્યો. પછીથી તેણે બેશુદ્ધ બનેલા પઠાણ યુવકની પરીક્ષા કરી જોઇ તો તેને તદ્દન બેહોશ સ્થિતિમાં પડી રહેલો તેણે જોયો. મહા બળવાન્ જબરદસ્તે તેને ઉંચકીને એક ખુણામાં સૂવાડયો. જબરદસ્તનામાં એક રાક્ષસના જેટલું બળ હતું એ વાત વાચકો સારી રીતે જાણે છે. વળી હમણાં તે જુલિયાને બચાવવાને માટે વ્યાકુળ બની ગયો હતો. પઠાણ યુવકને એક ખુણામાં સૂવાડી જબરદસ્તે અડ્ડામાં આવેલા ગુપ્ત-ગૃહમાં આગ સળગાવવાનો વિચાર કર્યો. આ ગુપ્તગૃહ પ્રથમ તેની માહિતીમાં નહોતું. આ સમયે તેણે ફાનસ લઇને એક ગૃહમાં જઇને જોયું તો તેમાં વિવિધ પ્રકારનાં વસ્ત્રો હતાં. એક વળગણી ઉપર કેટલાંક મેલાં તેમજ કેટલાંક સાધારણ નવાં કપડાં લટકતાં હતાં. આથી આ વસ્ત્રગૃહમાંજ અગ્નિ સળગાવી જબરદસ્તખાને ત્યાંથી નાસી જવાનો નિશ્ચય કર્યો.

આ વખતે જબરદસ્ત મનુષ્યને બદલે શયતાન બન્યો હતો; તેથી આવું ભયંકર કાર્ય કરતાં તે સહજ પણ સંકોચાયો નહિ. તેણે એકદમ એ વસ્ત્રગૃહમાં આગ્ર સળગાવ્યો.

એ વસ્ત્રગૃહની બારી ખુલ્લી હતી. વસ્ત્રગૃહગાં અગ્નિ સળગાવવામાં આવતાંજ આખો ઓરડો ધુમાડાથી ભરાઇ ગયો.

હજી સુધી અડ્ડાના માલિકની પ્રિયતમા ઉંઘી નહોતી. સળગતાં કપડાંની ગંધ આવ્યાથી તે ઘણી બ્યાકુળ બની ગઇ. તેને એમ લાગ્યું કે અડ્ડામાં કોઇ ઠેકાણે અવશ્ય આગ લાગી છે. તે જાણુતી હતી કે, એ દિવસે અડ્ડાના પ્રત્યેક્ માણુસે પુષ્કળ દારૂ પીધો હતો. તેણે પોતે પણુ થોડો દારૂ પીધો હતો; પરંતુ અડ્ડામાં આગ લાગી છે એવો વિચાર આવતાંજ તેનો ગુલાબી નીશો ઉડી ગયો. તેણે પોતાના શયનગૃહમાંથી બ્હાર નીકળીને તપાસ કરી જોઇ તો વસ્ત્રગૃહમાં આગ લાગેલી તેના જોવામાં આવી. આવા વખતે એક માણુસને તેણે હાથમાં સળગતી બત્તી લઇને નીચે ઉતરતો જોયો એ માણુસ કોણુ છે તેનો એ નિર્ણય કરી શકી નહિ. તે તેને પકડવાને માટે ઉતાવળથી દાદર ઉતરવા લાગી. એ માણુસની પાસે જઈ પહોંચતાંજ તેને માલૂમ પડયું કે, એ જબરદસ્તખાન છે. આથી તે બુમ મારી બોલી ઉઠી:-"શયતાન ! ત્હેં અંતે આવું ભયંકર કાર્ય કર્યું ?" આમ કહીને તે "આગ લાગી–આગ લાગી" કહીને મ્હોટેથી બુમો પાડવા લાગી; પરંતુ આ વખને અડ્ડાના સઘળા માણુસો શરાબના નીશાથી સંજ્ઞાશૂન્ય બની ગયેલા હતા. કોઇ પણુ માણુસ આગને હોલવવાને ઉઠયો નહિ.

જબરદસ્તખાને જોયું કે, જો એ રંડા આવી રીતે બુમો મારશે તો સઘળા માણુસો જાગી ઉઠીને પુનઃ તેને કેદમાં નાખીને તો

જીવ લેશે ! આથી તેણે પાપકાર્ય કરતાં સંકોચ કર્યો નહિ—સ્ત્રીહત્યા કરતાં તે સહજ પણ ડર્યો નહિ. ક્ષુધાતુર વાઘની માફક તે એ સ્ત્રી ઉપર તૂટી પડયો. જબરદસ્તખાન જેવા બળવાન્ પુરૂષનો ધક્કો સહન નહિ કરી શકાયાથી એ સ્ત્રી 'ખૂન ખૂન' કરીને બુમો મારવા લાગી; એટલામાં તો એક હાથે તેનું ગળું જોરથી દબાવી જબરદસ્ત તેની છાતી ઉપર ચઢી બેઠો. ક્ષણ માત્રમાંજ શ્વાસ બંધ થઇ જવાથી એ સ્ત્રી મરી ગઇ.

જબરદસ્તખાન જલદીથી આ કાર્ય પૂર્ણ કરી મુખ્યદ્વાર પાસે ગયો. ત્યાં એક પણ પહેરેગીર તેની નજરે પડયો નહિ; પરંતુ મુખ્ય દ્વારને તાળું વાસી બંધ કરવામાં આવેલું હતું. જબરદસ્તે તાળું ભાંગી નાખવાને ઘણી મહેનત કરી; પરંતુ ભાગી શકયો નહિ.

બીજી તરફ વસ્ત્રગૃહ ભડભટાડ કરતું સળગી ઉઠયું. ઉપરના સઘળા ઓરડા ઓરડીઓમાં ધુમાડો ભરાઇ ગયો. ચારે તરફથી પ્રચંડ અગ્નિશિખાઓ બ્હાર નીકળવા લાગી. જબદસ્ત વ્યાકુળતાથી આમ તેમ દોડવા લાગ્યો; પરંતુ પલાયન કરી જવાનો માર્ગ તેને જડયો નહિ.

ધીમે ધીમે અડ્ડાના માલિકનો નીશો ઉડી ગયો. તે લથડીઆં ખાતો ખાતો નીચે ઉતર્યો તો એક માણસને બારણાં પાસે ચૂપકીદીથી ઉભો રહેલો તેણે જોયો. તેને નીચે ઉતરતો જોઇ એ માણસ અંધકારમાં છુપાઇ ગયો.

મડા પર આગ લાગેલી હોવાથી ત્યાં પ્રકાશ થયો હતો; પરંતુ નીચે ગાઢ અંધકાર હતો. અડ્ડાના માલિકે નીચે ઉતરી એક જબરી લાકડી પોતાના હાથમાં લીધી. આ વખતે જબરદસ્ત હાથમાંની બત્તી ફેંકી દઇ ભીષણ અંધકારમાં છુપાઇ ગયો હતો. અડ્ડાના

માલિકે બત્તી સળગાવીને જોયું તો તેણે બારણા પાસે એક અબળાના મુડદાને પડેલું જોયું. એ અબળાને જોતાંજ તેની ખાત્રી થઇ કે એ તેની સ્ત્રી કુલસમ છે. અડ્ડાના માલિકે પોતાની પ્રિયતમાના શરીરને હલાવીને કહ્યું:—"કુલસમ ! કુલસમ ! તું અહિં આવી સ્થિતિમાં કેમ પડી રહી છે ?"

કોણ ઉત્તર આપે ? અડ્ડાના માલિકે:પૂર્ણ તપાસ કરી જોઇ તો તેની ખાત્રી થઇ કે કુલસમનો પ્રાણ ક્યારનોય આ દુનિયામાંથી વિદાય થઇ ગયો છે !

અત્યાર પહેલાં આ અંધકારમાં એક માણસને અડ્ડાના માલિકે ખસી જતો જોયો હતો. એ માણસ કોણ છે તથા કયાં છુપાઇ ગયો છે તે તપાસવાના હેતુથી અડ્ડાનો માલિક હાથમાં બત્તી લઇ ચોતરફ ફરી વળ્યો; પરંતુ એક પણ માણસને તે જોઇ શકયો નહિ. આથી તે નીચે ઉભો રહીનેજ મ્હોટેથી બુમો મારવા લાગ્યો; પરંતુ કોણ તેને ઉત્તર આપે કે કોણ તેની મદદે આવે ? તે ઉપર આગમાં સપડાઇ ગયેલા માણસોની હૃદયભેદક બુમો સાંભળવા લાગ્યા.

આત્મરક્ષાજ પરમ ધર્મ છે. અડ્ડાના માલિકે જોયું કે, અડ્ડાને આગ લાગવાથી તેનું ભાગ્ય ફુટયું છે. આટલી બુમો માર્યા છતાં પણ જ્યારે કોઇ તેની મદદે આવ્યું નહિ ત્યારે તે પોતાનો જીવ બચાવવાને વ્યાકુળ બની ગયો. મુખ્યદ્વારની કુંચી તેની પાસે હતી. તે જલદીથી તાળું ઉઘાડી અડ્ડાની બ્હાર નીકળી પડયો.

જબરદસ્તખાન વખત વિચારી એક ભાંગ્યા તૂટયા ખાટલાની પાછળ છુપાઇ ગયો હતો. જે સમયે અડ્ડાનો માલિક તાળું ઉઘાડવા લાગ્યો તે વખતે તેના ઉપર વાઘની માફક કૂદી પડી તેનું ખૂન

કરવાની તેની ઇચ્છા થઇ; પરંતુ પછીથી તે સમજી શકયો કે, અડ્ડાનો માલિક પોતાનો જીવ બચાવવાના હેતુથી અડ્ડાની બ્હાર નીકળી પડવાનેજ તાળું ઉઘાડે છે. જબરદસ્તની આ સમજ સત્ય થઇ. અડ્ડાનો માલિક બ્હાર નીકળ્યો પડયો એટલે થોડા સમય પછી તે પણ ખાટલાણી પાછળથી નીકળી અડ્ડામાંથી બ્હાર જઇ એક એકાન્ત સ્થળે ઉભો રહ્યો. અડ્ડાનો માલિક થોડે દૂર જાય એટલે બીજે રસ્તેથી જબરદસ્તનો પલાયન કરી જવાનો વિચાર હતો.

મધ્યરાત્રિ પસાર થઇ ગઇ હતી. રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો. ચારે તરફ ભીષણ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. એવા ભીષણ અંધકારમાં કેવી રીતે આગળ જઇ શકાય! પરંતુ અડ્ડાની છેક પાસે ઉભા રહેવું જબરદસ્તને ઉચિત લાગ્યું નહિ. ધીમે ધીમે તે અંધકારમાં આગળ વધવા લાગ્યો. તેણે ગઇ રાત્રે બિલકુલ ખાધું નહોતું. ત્યાર પછી આટલી બધી મહેનત કર્યા પછી અડ્ડાની બ્હાર તેનાથી નીકળાયું હતું. તેનું શરીર થાકી ગયું હતું. ચિત અવસન્ન બની ગયું હતું. તે હવે આગળ ચાલી શકતો નહોતો.

પ્રથમજ અમે જણાવી ગયા છીએ કે, અડ્ડાની પાસે થઇને તેના પાછળના ભાગમાં યમુના નદી વહેતી હતી; પરંતુ જબરદસ્ત જુદે રસ્તે આવેલો હોવાથી નદી કયી દિશામાં કેટલે દૂર છે તેનું તેને જ્ઞાન નહોતું. જો તે નદી કિનારે જઇ પહોંચે તો તેના દુઃખનો અંત આવે તેમ હતો. એક નૌકા મળતાંજ તે અનાયાસે ધારેલે ઠેકાણે પહોંચી શકે તેમ હતો.

જબરદસ્તનું ભાગ્ય તેના ઉપર ઘણું પ્રસન્ન હતું. એકાએક નદીના પ્રબળ જળતરંગોનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે જે તરફથી અવાજ સાંભળવામાં આવતો હતો તે તરફ જવા લાગ્યો.

તેનો આ પરિશ્રમ વ્યર્થ થયો નહિ. અલ્પકાળમાંજ તે નદી કિનારે જઇ પહોંચ્યો ! આમ છતાં તેના દુર્ભાગ્યે એક પણ નૌકા આ સમયે કિનારા પાસે નહોતી. આ વખતે અંધકારમયી રજની તેને પોતાના મહાન્ શત્રુ જેવી લાગી. સૂર્યોદય ક્યારે થાય ને નૌકા મળે તેનોજ તે વિચાર કરવા લાગ્યો. કોઇ ઠેકાણે વિશ્રામ લીધા સિવાય તેનો અવસન્ન જીવ તેમજ થાકેલું શરીર સ્વસ્થ થાય તેમ નહોતું. આથી તે એક આશ્રયસ્થાન શોધવા લાગ્યો. જબરદસ્ત જે ઠેકાણે જઇ પહોંચ્યો હતો એ ઠેકાણાની પાસે તે એક મસ્જીદ જોઇ શક્યો. જબરદસ્તે વિચાર્યું:—"જ્યારે બીજો એક પણ ઉપાય નથી ત્યારે હું આ મસ્જીદમાંજ રાત્રિનો બાકીનો વખત વિશ્રામ લેવામાં પસાર કરીશ." મસ્જીદ પાસે જઇ પહોંચતાંજ જબરદસ્તને માલૂમ પડ્યું કે, એ મસ્જીદ નહિ; પરંતુ કબરસ્થાન છે. પ્રેતપિશાચની આવાસભૂમિ હોય તેથી પણ શું થયું ? પ્રેત કાંઇ મનુષ્ય કરતાં વધારે જુલ્મી હોતું નથી.

નિરૂપાયે જબરદસ્તખાને એ કબરસ્થાનમાં આશ્રય લીધો. કબરસ્થાનના અંદરના ભાગને સ્વચ્છ જોઇ જબરદસ્તે વિચાર્યું કે, આ સ્થળે કોઇ ફકિર યાતો સાધુ રહેતો હશે. સંદેહ દૂર કરવાને માટે તે એક વખત કબરસ્થાનમાં સર્વત્ર ફર્યો; પરંતુ ત્યાં કોઇ નજરે નહિ પડયાથી તે એક ઠેકાણે સૂઇ ગયો. તરતજ તેને તંદ્રા આવી. તંદ્રામાં વિવિધ પ્રકારનાં વિકટ સ્વપ્ન તે જોવા લાગ્યો. એ સ્વપ્નોમાં એક સ્વપ્નનો સારાંશ એવો હતો કે, જુલિયા જાણે કે કેદ પકડાઇને ન્યાયાલયમાં ઉભી રહી છે. શાહેનશાહે પૂરતો વિચાર કરીને તેનો જીવ લેવાની આજ્ઞા ફરમાવી !

આ ભીષણ સ્વપ્ન જોઇ જબરદસ્ત ભયથી કંપી ઉઠયો. તેની

તંદ્રા ઉડી ગઇ. એકાએક જાગી ઉઠતાં તેને માલૂમ પડયું કે, પ્રભાતકાળ થયો છે.

પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. ઉષાનો પ્રકાશ પૃથિવી ઉપર ફેલાયો હતો. તરૂલતાઓ રવિકિરણોથી તેજસ્વી બની ગઇ હતી.

કબરસ્થાનમાંથી બ્હાર નીકળી જબરદસ્તખાન થોડે દૂર કેટલાંક ન્હાનાં ન્હાનાં મકાનો જણાતાં હતાં તે તરફ ગયો. એ મકાનોની સ્થિતિ ઉપરથી તે મુસલમાનોનું ગામ હોવું જોઇએ એમ તે સમજી ગયો.

એક ઘરડી ડોસી આવા પ્રભાતકાળે થોડાં પુષ્પો લઇને કબરસ્થાન તરફ આવતી હતી. જબરદસ્તખાને તેની પાસે જઇને પૂછ્યું:—
"માજી ! તમે મ્હારી સલામ સ્વીકારો. ખુદા તમારૂં મંગળ કરો."

ડોસીએ કહ્યું:—' તમે કોણ છો ? તમારૂં મકાન ક્યાં છે ?"

જબરદસ્ત:—હું એક નિરાધાર પરદેશી છું. કાલે રાત્રે હું કબરસ્થાનમાંજ હતો. મ્હારી બેટી ઘણી બિમાર છે. તેથી હું તેને જોવાને આગ્રા શહેરમાં જતો હતો; પરંતુ રસ્તો ભૂલો પડેલો હોવાથી કેવી રીતે આગ્રા જઇ પહોંચવું તે હું સમજી શકતો નથી. રાત્રે અંધકાર વિશેષ હોવાથી રસ્તો ભૂલીને આ તરફ આવી ચઢયો; તેથી બાકીની રાત્રિ કબરસ્થાનમાં આશ્રય સ્વીકારીનેજ પસાર કરવી પડી.

ડોસી:—ભાઇ ! હું શું કરૂં ? હું આ કબરસ્થાનમાં બાંદીનું કામ કરૂં છું તેથી તમારી સાથે આવી શકીશ નહિ. પ્રભાતકાળે અને સંધ્યાકાળે હું કબરસ્થાન સાફ કરી આવું છું. ત્યાં એક પણ માણસ રહ્યું નથી. આથી હું નિરંતર કબરસ્થાન સાફ કરી આવી ત્યાં બન્ને વખત દીવો સળગાવી આવું છું. આ કાર્ય બદલ મ્હને

મહિને ત્રણ રૂપિયા મળે છે. એ ત્રણ રૂપિયાની સહાયતાથી હું મ્હારો નિર્વાહ ચલાવું છું.

જબરદસ્તઃ—આગ્રા શહેર અહિંથી કેટલું દૂર છે ?

ડોસીઃ—લગભગ બે ગાઉ.

જબરદસ્તઃ—નદીને રસ્તેથી કેટલું દૂર છે ?

ડોસીઃ—અઢી ગાઉ. જો તમારાથી ચાલી શકાય તેમ ન હોય તો હમણાં તમે કિનારા ઉપર જાઓ. અત્યારે પ્રભાતકાળ હોવાથી તમને નૌકા મળી આવશે.

જબરદસ્તખાને પોતાના મનમાં વિચાર્યું—" નદીને રસ્તે જવામાંજ કલ્યાણ છે " આમ વિચારી તેણે ડોસીને કહ્યુંઃ-" માજી ! ખુદા તમારૂં કલ્યાણ કરો. હું નદીને રસ્તેથીજ આગ્રા જઇશ. ચાલવાની શક્તિ મ્હારામાં નથી. "

કિનારે જઇ પહોંચતાંજ એક નોકા જબરદસ્તના જોવામાં આવી. એ નોકામાં ઘણાં માણસો બેઠેલાં હતાં. માછીએ કોઇ પણ રીતે આજમદાદને નોકામાં બેસાડવાની હા પાડી નહિ. નોકા ડુબી જશે એવો તેને ભય હતો. વળી એ નૌકા શહેર સુધી જવાની નહોતી.

નિરૂપાયે જબરદસ્તખાન એક રૂપિયો ભાડું કબુલ કરી નૌકામાં બેઠો. લગભગ દોઢ કલાક પછી નૌકા મનસુરગંજના ઘાટ પાસે જઇને અટકી.

જબરદસ્તની પાસે છુટો એક પણ રૂપિયો નહોતો. તેના કમરપટામાંજ કોથળી હતી. તેમાં હજી પાંચ સાત મહોરો હતી. નૌકામાંનાં સઘળાં માણસો મનસુરગંજના ઘાટ ઉપર ઉતરી પડયાં. જબરદસ્તે બ્હાર જઇ એક મહોર વટાવીને માછીને ભાડાનો એક રૂપિયો આપ્યો.

હવે થોડો ખોરાક ખાધા સિવાય તે સહજ પણ પણ આગળ

ચાલવાને આશક્ત બની ગયો હતો. જબરદસ્ત ધીમેથી ચાલતો ચાલતો એક હૉટલમાં જઇ પહોંચ્યો અને ત્યાં તેણે સારી રીતે જમી લીધું.

પછીથી દરજીની દુકાને જઇ તેણે પોષાક ખરીદ્યો. એક નવું પાકીટ ખરીદી તેમાં તેણે પોતાનાં જુનાં કપડાં મૂકી દીધાં, અને નવાં કપડાં પહેરી લીધાં. આગળ ચાલતાં તેણે એક લાકડી પણ ખરીદી લીધી!

દુકાનદાર પાસેથી તેણે જાણી લીધું હતું કે, મનસુરગંજ આગ્રા શહેરથી એક ગાઉ દૂર છે. દિવસે આગ્રા શહેરમાં જવું ઉચિત નહિ લાગ્યાથી તેણે આ ઠેકાણેજ એક હૉટલમાં દિવસનો વખત વિશ્રાંતિમાં પસાર કરી સંધ્યાકાળ પછી આગ્રા તરફ જવું વ્યાજબી વિચાર્યું.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે.

પાઠકબંધુઓ ! ચાલો, હવે એક વખત આપણે જુલિયાના મકાનમાં જઇએ, અને ત્યાં શું શું બને છે તે જોઇ આવીએ.

જે રાત્રે જબરદસ્તખાન અડ્ડામાં આગ સળગાવી નાશી છુટયો એજ રાત્રિની હકીકત અમે લખીએ છીએ. જે સમયે જબરદસ્તે જુલિયાના મકાનમાં અગ્નિ સળગાવ્યો એ સમયે જુલિયાના મકાનની પાછળ આવેલી ગલીમાં ઉભાં રહીને જેરિના અને આજમદાદ આ પ્રમાણે વાતો કરી રહ્યાં હતાં.

જેરિનાઃ—મ્હેં તમને વ્હેલા આવવાનું કહ્યું હતું તો પણ તમે છેક બાર વાગ્યે આવ્યા !

આજમદાદઃ--ગુલઅદન ! હું શું કરૂં ? તું જો કદાચ પેલી કાળી બાંદીને પેલું ઔષધ આપી બેશુદ્ધ ન બનાવી શકી હોય-જો બાર વાગતાં પહેલાં તે ઉંઘી ન ગઇ હોય તો શું થાય એવી ચિંતાથી-જ હું મોડો આવ્યો છું. ત્હેં એને પેલું ઔષધ આપી દીધું છે કે ?

જેરિના:—ના, હું તેને તેમજ જુલિયાણીબીને—બન્નેમાંથી કોઇને એ ઔષધ આપી શકી નથી.

આજમદાદઃ—ત્યારે તો બધી બાજી બગડશે. ધીમે ધીમે દિવસો ચાલ્યા જાય છે. ઇસ્કાન્દારની કાંઇ વ્યવસ્થા કરીને સેલિમાનો રસ્તો પણ શોધવો પડશે ને ?!

જેરિના:—તમે જો વ્યાકુળ બની જશો તો તમારાથી કાંઇ બની શકશે નહિ !

આજમદાદઃ—ત્યારે શું આપણે અત્યાર સુધી જે મહેનત કરી છે તે બધી ધૂળધાણી થઇ જશે ?

જેરિના:—મ્હને તો એમજ લાગે છે. પહેલાં તો જુલિયા મ્હારા ઉપર વિશ્વાસ રાખતી હતી; પરંતુ હવે તેના મનમાં મ્હારે માટે અવિશ્વાસ ઉપજ્યો હોય એમ લાગે છે. ઇસ્કાન્દારના ઓરડાની કુંચી તેણે પોતાની પાસેજ રાખી છે. તે જાતેજ એને બે વખત ખાવાનું આપી આવે છે. જુલિયા હવે પેલી કાળી બાંદી ઉપર પણ વિશેષ વિશ્વાસ રાખતી નથી.

આજમદાદઃ—આમ કેમ થયું તે કહે જોઇએ ?

જેરિના:—તે હું કેવી રીતે જાણી શકું ?

આજમદાદઃ—ત્યારે બીજી વખત ઇસ્કાન્દારખાન સાથે ત્હારો મેળાપ નહિ થયો હોય, કેમ ?

જેરિના:—તમારૂં અનુમાન ખરૂં છેઃ

આજમદાદઃ—હવે મ્હને એમ લાગે છે કે, જબરદસ્તી કર્યા સિવાય આપણો ઉદ્દેશ પાર પડશે નહિ ! પૈસા પ્રાપ્ત કરવાને માટે હું ઘણે ઠેકાણે રખડું છું. અડ્ડામાં જવાનો મ્હને સમય મળ્યો નથી. હું ત્યાં જઇશ એટલે અડ્ડાનો માલિક મ્હારી પાસે પુષ્કળ પૈસા માગશે. રૂપિયા કાલે મળી જાય એવી વ્યવસ્થા કરી છે. પછીથી સુલતાનખાનની સહાયતાથી હું અહિં લૂંટ કરીશ. લોકો એમ સમજશે કે લૂંટ થઇ છે. અમે કાંઇ ગરબડ કર્યા સિવાય પ્રથમ જુલિયાને મુશ્કેટાટ બાંધી દઇશું—જો તે અમારા કાર્યમાં અડચણ કરશે તો અમે તેનું ખૂન કરતાં પણ સંકોચાઇશું નહિ. જુલિયાને હસ્તગત કરીશું એટલે પછી ઇસ્કાન્દારને હસ્તગત કરવામાં અડચણ પડશે નહિ. ગુલબદન ! આ સંબંધી તું શી સલાહ આપે છે ?

ગુલબદને થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યુંઃ-"તમારૂં કહેવું બરાબર છે. તમે હમણાં ચાલ્યા જાઓ. જુલિયાને નિદ્રાધીન થયેલી જોઇનેજ હું આવી છું; પરંતુ તેનો ઘુમટો આજકાલ ઘણો ચંચળ છે. હું પાછી જઉં છું."

આજમદાદ ગુલબદનને આલિંગન ચુંબન કર્યા પછી અંધકારમાં અદ્રશ્ય થઇ ગયો. ગુલબદન પણ બારણાં બંધ કરી, તાળું વાસી ઉપર ચાલી ગઇ. જુલિયાના શયન-મંદિરમાં ડોકીઉં કરીને તેણે જોયું કે, જુલિયા નિશ્ચિંત જીવે ઉંઘે છે. આથી ગુલબદન પણ નિશ્ચિંત થઇને શય્યામાં સૂતી.

બીજા દિવસનો પ્રભાતકાળ થયો. જુલિયા ગઇ રાત્રિનો કશો બનાવ જાણી શકી નહિ. જો જાણી શકી હોત તો તે એ સંબંધી ગુલબદનને જરૂર કાંઇ પૂછત. ગુલબદન તેને સ્નાન કરવા માટે સુગંધિત જળ, પ્રભાતકાળનો નાસ્તો, કૉફી વગેરેની વ્યવસ્થા કરી

સ્નાન કરવા ગઇ.

જુલિયા સ્નાન કરી, કૉફી તેમજ નાસ્તાને ઇન્સાફ આપી પોતાના મન સાથે વિચારવા લાગીઃ–" અરેરે ! સમજ્યા વગર મ્હેં જાતેજ મ્હારા સર્વસ્વનો નાશ કર્યો. ઇસ્કાન્દારના રૂપસૌન્દર્યથી મોહિત બની જઇને મ્હેં શું નથી કર્યું ? તેનો મ્હેં કેદખાનામાંથી બચાવ કર્યો છે. મ્હે શાહજાદાની સુવર્ણમુદ્રિકા ચોરી, બનાવટી પત્ર તૈયાર કર્યો છે. જે એક સ્રીનો ખૂની છે—જેને પકડી લાવનારને બાદશાહે મ્હોટું ઇનામ આપવાનું જાહિર કર્યું છે. તેને મ્હેં છુપાવી રાખ્યા છે. મ્હારા આવા ભયંકર અપરાધો હોવા છતાં અકબર બાદશાહ શું મ્હને ક્ષમા આપશે ? એક દિવસે ધર્મનો અવશ્ય વિજય થશે. અંતે ખરી હકીકત સૌના જાણવામાં આવશે; પરંતુ તે પૂર્વે હું જાતેજ મ્હારા અપરાધ કેમ કબુલ ન કરૂં ?! હું ઇસ્કાન્દારને કેદ પકડાવીને બાદશાહ નામવર પાસે મ્હારા ભયંકર અપરાધોની ક્ષમા કેમ ન માગું ? એમ કરવાથી તેઓ મ્હારા ગુન્હાઓ માફ નહિ કરે કે શું ? હું તેમના ચરણોમાં નમી પડીને કહીશ કેઃ–" શહેનશાહ ! દુનિયાના બાદશાહ ! હું એક મૂર્ખ નારી છું. પ્રેમના મોહથી–પ્રવૃત્તિની છળનાથીજ મ્હેં આવું દુષ્કર્મ કર્યું છે. મ્હને આપ ઉદારતાથી ક્ષમા કરો." આવી નમ્ર પ્રાર્થના સાંભળી તેઓ મ્હને ક્ષમા નહિ કરે કે ? અવશ્ય કરશે; પરંતુ સેલિમાજ મ્હારા માર્ગનો કંટક છે !

" સેલિમાને મ્હેં શા માટે બચાવી ?! હું તેને શેખજીના ધર્મનિકેતનમાં કેદ કરી આવી છું એ સત્ય છે; પરંતુ એથી કાંઇ હું નિશ્ચિંત્ત નથી ! સેલિમાજ કોઇપણ ઉપાયે છુટી, બાદશાહ નામવર આગળ હાજર થઇ સઘળી હકીકત જાહિર કરી દેશે એવો ભય વારંવાર મ્હારા મનમાં ઉપજે છે. ના ના—હું તેમ થવા દઇશ નહિ.

એમ થશે તો પરિણામ ઘણું ભયંકર આવશે. આજેજ હું ઇસ્કાન્દારની ગમે તે વ્યવસ્થા કરીશ. હજી પણ જો એ મ્હારી ઈચ્છાને આધીન થશે તો ઠીક છે નહિ તો પછી આજે સંધ્યાકાળે હું જહાન્દારખાન પાસે જઇ પુનઃ તેને કેદ કરાવીશ. એટલે મ્હારા વૈરની વસુલાત સર્વાંશે લઇ શકાશે આજે મધ્યાન્હકાળેજ આ કાર્ય કરવું જોઇએ; પરંતુ લુચ્ચી જેરિના આ મકાનમાં રહેશે ! તે જાણે છે કે, ઇસ્કાન્દાર મ્હારો સ્વામી છે. તે ગાંડો બની ગયો છે તેથીજ તેને આવી રીતે કેદ કરી રાખ્યો છે. એ પાછી વધારે હકીકત જાણી જાય એવા ભયથી ઇસ્કાન્દારખાનના ઓરડાની કુંચી એક દિવસથી વધારે વખતને માટે મ્હેં તેની પાસે રહેવા દીધી નથી તથા તેની સાથે ખાણું પણ મોકલાવ્યું નથી. હું જાતેજ તેને ખાણું પહોંચાડી આવું છું. ”

આટલું વિચારી થોડા સમય સુધી શાન્ત રહી વળી પાછી તે વિચારવા લાગી:–“એક કામ કરૂં તો ! સેલિમા,–રાક્ષસી સેલિમાને એક બે દિવસ બીજે ઠેકાણે કેદ કરી રાખું તો ? શેખજીને તો હું યોગ્ય ઉપદેશ આપીનેજ આવી છું; પરંતુ શેખજી ઉપર મ્હારો સંપૂર્ણ વિશ્વાસ બેસતો નથી. સ્વભાવતઃ તેઓ દયાળુ છે. જે સેલિમાને હું ભૂખી રાખવાનું કહી આવી હતી તેને તેમણે દૂધ મિઠાઇ અને રોટી ખવડાવી હતી અને ખવડાવે છે. હું સેલિમાને ભૂખે પેટે મારી નાખવાને ઇચ્છું છું; પરંતુ શેખજી એ કાર્યમાં મ્હને અડચણકર્તા થઇ પડે છે. જેરિનાને શેખજીની પાસે મોકલું તો ? હજી પણ જેરિના ઉપર મ્હને વિશ્વાસ છે. જેરિના સાથે હું શેખજી ઉપર એક પત્ર લખી મોકલું. જેરિના હમણાં સેલિમાની ઉપર દેખરેખ રાખશે, એજ તેને ખાણું આપશે અને તેના ગુપ્ત ઓરડામાં તેની સાથે સૂઇ રહેશે. આમ

કરવુંજ સારૂં છે. હમણાંજ હું પત્ર લખી તૈયાર કરૂં છું. જેરિના જમી લેશે એટલે હું અહિંથી તેને રવાના કરીશ. અહિં તેની સહાયતાની મ્હને કશી આવશ્યકતા નથી. જેરિનાને હું સઘળી હકીકત નહિ કહેતાં માત્ર એટલુંજ સમજાવી દઇશ કે હું પોતે સંકટમુક્ત રહી શકું એ માટે સેલિમાને આવી રીતે કેદ કરી રાખવાની જરૂર છે. હું જેરિનાને પચાસ સોનામહોરો આપીશ તો તેનું મ્હોં બંધ નહિ થઇ જાય ? પચાસ સોનામહોરો તેને ઓછી જણાશે તો સો આપીશ—બસો આપીશ. આ જેરિનાને હું મ્હારી ખરીદી લીધેલી બાંદી બનાવી દઇશ. દ્રવ્યલોભથી તે અવશ્ય મ્હારે વશ થઇ રહેશે–તે વિશ્વાસઘાત નહિજ કરે. ”

જુલિયાના નિરાશ પ્રાણમાં આશાના પ્રકાશે દેખા દીધી. તેણે જોયું કે, ઉપસ્થિત ઘટનાપથ જાણે કે આપો આપજ સરળ થઇ જાય છે. તેના મનમાં એવી આશા ઉપજી કે, “ પ્રાણના ભયથી તથા ઘણા સમયના કેદખાનાના દુઃખથી આ સમયે ઇસ્કાન્દાર અવશ્ય મ્હારે આધીન થશે--મ્હારી કામજવાળાને શાન્ત કરી મ્હને સ્વર્ગીય સુખનો અનુભવ કરાવશે. ”

આ સઘળી હકીકતનો વિચાર કરી જુલિયા પ્રફુલ્લ મુખે બીજા દિવાનખાનામાં ગઇ. ત્યાં જઇ તેણે શેખજીના નામનો એક પત્ર લખ્યો. પછીથી પચાસ સોનામહોરોની એક કોથળી પેટીમાંથી બ્હાર કાઢી તેણે એક ઠેકાણે મૂકી રાખી. પછીથી તે સ્નાન કરવા ચાલી ગઇ.

બાંદી જેરિનાજ, જુલિયાને માટે તેમજ પોતાને માટે ખાણું તૈયાર કરતી હતી. પેલી કાળી બાંદી તેનું ખાણું તેને હાથેજ બનાવી લેતી હતી, તથા જે દિવસે ખાણું બનાવી શકાતું નહિ એ

દિવસે તે બજારની એક દુકાનમાંથી ખાણું ખાઇ આવતી હતી.

જેરિના સ્નાન કરીને રસોડામાં જઇ જુલિયાને માટે પુલાવ બિરિયાની, ચાંપ વગેરે સ્વાદિષ્ટ ખોરાક બનાવતી હતી. અને પોતાને માટે રોટી તરકારી તૈયાર કરતી હતી. જેરિના રસોઇ કરતી હતી એ સમય દરમ્યાન જુલિયાએ સ્નાન કરી લીધું.

જેરિના યથાસમયે જુલિયાનું ખાણું લઇ ઉપર આવી. ઉપર આવતાંજ તેણે જોયું કે, જુલિયા સ્નાન કરી, નવીન વસ્ત્રાલંકારો પહેરી, હાસ્યમુખે એક ધર્મગ્રંથ વાંચે છે. જેરિના જુલિયાની આવી અદ્ભૂત સ્થિતિ જોઇ આશ્ચર્યમાં પડી ગઇ. તેણે પૂર્વે કદિ જુલિયાને આવા મનોહર વેષમાં જોઇ નહોતી '

જુલિયાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—“ કેમ, જેરિના ! આજે શું નવું ખાણું બનાવી લાવી છું ? ”

જેરિનાએ પણ સહાસ્ય મુખે કહ્યું:—“નવું શું બનાવી લાવું, બીબીસાહેબા ? જો હું નવું ખાણું બનાવું અને તમે ખાઓ નહિ તો સઘળી મહેનત બરબાદ થાય ! ”

જુલિયા:—આજે તું મ્હારી સાથે બેસીનેજ ખાણું ખા. તું ત્હારૂં ખાણું અહિં મ્હારી પાસે લઇ આવ. આજે મ્હારે ત્હારી સાથે કેટલીક છુપી વાતચિત કરવાની છે. એ વાતચિત ઘણી જરૂરી છે. ખાણું ખાતાં ખાતાં હું ત્હારી સાથે સઘળી વાતચિત કરીશ. ઠીક, પેલી કાળી બાંદી કયાં છે ?

જેરિના:—એ આજે અત્રે ખાવાની નથી. ફત્તેહપુરથી તેનો એક બનેવી આગ્રાના બજારમાં અનાજ વેચવાને આવ્યો છે તેથી તે એને મળવા ગઇ છે. તેણે જતી વખતે મ્હને એમ કહ્યું છે

કે, " બીબીસાહેબાને એમ કહેજો કે, આજે મ્હારાથી આવી શકાશે નહિ."

આ સમાચાર સાંભળી જુલિયા ઘણી રાજી થઇ. કારણ અત્યાર પૂર્વે તે એમજ વિચાર્યા કરતી હતી કે, શું કારણ દર્શાવીને એ કાળી બાંદીને બે ચાર કલાક બ્હાર મોકલી દેવી ? જેરિનાનાં વચનો સાંભળતાં તેને એમ લાગ્યું કે, સઘળા બનાવો તેને અનુકૂળ થઇ પડે છે. આથીજ તે મનમાં ને મનમાં અતિ પ્રસન્ન થઇ.

## પ્રકરણ ૨૩ મું.

### અવિશ્વાસિની ઉપર વિશ્વાસ.

ભોજન કરતાં કરતાં ચતુરાઇથી મુખ્ય હકીકત છુપાવી તથા અનેક અસત્ય હકીકત કહીને જુલિયાએ દીવાની જેરિનાને એમ સમજાવી દીધું કે, એ તેના ઉપર અપાર વિશ્વાસ રાખે છે; પરંતુ ખરું વિશ્વાસપાત્ર કાર્ય સોંપીને હજી સુધી એ તેની પરીક્ષા કરી શકી નથી. તેથી એક કાર્ય સોંપીને જુલિયા જેરિનાના વિશ્વાસની પરીક્ષા કરશે !

આવી અદ્‌ભૂત હકીકત સાંભળીને જેરિના ઘણા આશ્ચર્યમાં પડી ગઇ; પરંતુ તેના આશ્ચર્યને દૂર કરવાના હેતુથી જુલિયાએ તેને કહ્યું:—" હું તને આ એક કુંચી આપું છું. આવી એક બીજી કુંચી વૃદ્ધ શેખજી પાસે છે. હુ તને આ પચાસ સોનામહોરોની કોથળી પ્રથમ બક્ષિસ તરીકે આપું છું. વળી હુ તને જે કામ સોંપું છું તે કામ ઘણું ગંભીર છે. જો આજે જબરદસ્તખાન મ્હારી પાસે હોત તો આ કાર્યને માટે મ્હારે તને તસ્દી આપવી પડત નહિ.

હું જાણું છું કે, તું ઘણી ચાલાક તેમજ ચતુર છે. મ્હને સંપૂર્ણ ખાત્રી છે કે, આજે હું તને જે કામ સોંપું છું તે તું કૌશલથી કરી શકીશજ. તે દિવસે આપણે બન્ને વૃદ્ધ શેખજીના ધર્મનિકેતનમાં ગયાં હતાં સેલિમાને લીધે મ્હારે ઘણા વખત સુધી ત્યાં રોકાવું પડયું હતું. સેલિમા કોણ છે—તેને શા માટે ત્યાં કેદ કરી રાખવામાં આવી છે એ સઘળી હકીકત જાણવાની હમણાં તને જરૂર નથી. તું સેલિમાનો પરિચય જાણવાનો બિલકુલ પ્રયત્ન કરીશ નહિ; પ્રયત્ન કરીશ તો પણ તેનો પરિચય જાણી શકીશ નહિ. મ્હારૂં એક મહાન્ કાર્ય સિદ્ધ કરવાને—પાર ઉતારવાને માટે એ સેલિમાને મ્હેં શેખજીના ધર્મનિકેતનમાં કેદ કરી રાખી છે. ત્યાંથી તે કોઇ પણ રીતે પલાયન કરી જાય એવો સંભવ નથી; પરંતુ હમણાં સેલિમાના ઉપર એક વિશ્વાસપાત્ર માણસનો પહેરો રાખવાનું પ્રયોજન જણાયું છે. જો જબરદસ્ત અહિં હોત તો હું તને આ જોખમદારી ભરેલું કાર્ય સોંપત નહિ; પરંતુ મ્હારા કમનશિબે જ્યારે તેનો પત્તો નથી——તે પાછો મ્હને આવી મળે એવી આશા નથી ત્યારે નિરૂપાયે આ કામ મ્હારે તને જ સોંપવું પડે છે.

"રાત્રિ દિવસ તું સેલિમાની પાસેજ રહેજે. તે જે કાંઇ કહે તે સાંભળજે. તે તને જો કાંઇ પૂછે તો તું તેના એક પણ પ્રશ્નનો ઉત્તર આપીશ નહિ. જ્યાં સુધી મ્હારૂં ધારેલું કાર્ય સિદ્ધ નહિ થાય ત્યાં સુધી સેલિમાને ત્યાંજ કેદ પૂરી રાખવાની છે. જો એ કદાચ પલાયન કરી જશે તો તેની જવાબદાર તુંજ થઇશ. યાદ રાખજે કે, ત્હારી ગફલતથી મ્હને કાંઇ નુકશાન થશે તો હું ત્હારૂં ખૂન કરતાં પણ સંકોચાઇશ નહિ. આ દુનિયામાં કોઇ પણ સ્થળે પલાયન કરી જઇને તું બચી શકીશ નહિ. આ કાર્યને માટે મ્હેં તને

હમણાં પચાસ સોનામહોરો આપી છે. મ્હારૂં કાર્ય સિદ્ધ થશે એટલે પછી પાછી બીજી પચાસ સોનામહોરો હું તને આપીશ. કેમ મ્હારૂં કહેવું ત્હારે કબૂલ છે ને ?"

વૃષ્ટિની ઇચ્છા નહિ હોવા છતાં વૃષ્ટિ થઇ ! જે અસંભવ હતું તે સંભવ બન્યું. જેરિનાને તેમજ આજમદાદને ઇસ્કાન્દારખાન કરતાં સેલિમાનીજ વિશેષ જરૂર હતી. પ્રથમ જો સેલિમાને હસ્તગત કરવામાં આવે તો ઇસ્કાન્દારને હસ્તગત કરવામાં તેમને વિશેષ અડચણ પડશે નહિ. જેરિનાને અપાર આનંદ થયો. જે રહસ્યની મીમાંસાને માટે એ વૃથા સૂત્રાનુસંધાન કર્યા કરે છે. તેનીજ મીમાંસાનો માર્ગ જુલિયાએ કર્મફળ અને ભવિષ્ય અનુસાર વર્તીને સુગમ કરી દીધો; પરંતુ જેરિના ઘણી બુદ્ધિમતી હતી. મનનો આનંદ તેણે મનમાંજ સમાવી દીધો. પછીથી વિષણ્ણ મુખે તેણે કહ્યું:—બીબીસાહેબા ! હું તમારા ઉપર કેટલો બધો પ્રેમ રાખું છું એ તમે સારી રીતે જાણો છો. તમે મ્હને મ્હારી નિરાધાર સ્થિતિમાં આશ્રય આપ્યો છે. આજે તમે મ્હને જે મહાન્ જોખમદારી ભરેલું કાર્ય સોંપો છો તે કાર્ય હું દ્રવ્યલોભને લીધેજ કરીશ એમ ન સમજશો. આપના કાર્યમાં કદાચ મ્હારો જીવ આપવો પડે તો કર્ત્તવ્ય વિચારીને તે આપવાને પણ હું તૈયાર છું. તમે ખાત્રી રાખજો કે, હું સહજ પણ ગફલત કરીશ નહિ."

આ વચનો સાંભળી જુલિયા ઘણી પ્રસન્ન થઇ. જેરિનાએ કહ્યું:—"ત્યારે હું અહિંથી ક્યારે જઉં ?"

જુલિયાઃ—હમણાંજ. તું જાણે છે ને કે, વૃદ્ધ શેખજીનું ધર્મનિકેતન અહિંથી ઘણે દૂર છે !

જેરિનાઃ—પગે ચાલીને ત્યાં સુધી જઇ શકાય તેમ નથી. હું

એ રસ્તો ભૂલી ગઇ છું.

જુલિયા:—ના ના—હું પણ તને પગે ચાલીને ત્યાં જવાને કહેતી નથી. મ્હેં તને પચાસ સોનામહોરોની જે કોથળી આપી છે તેમાં બીજી બે સોનામહોરો ત્હારા રસ્તાના ખર્ચને માટે મૂકેલી છે. તું એક સારી બળદગાડી ભાડે કરીને જજે.

જેરિના:-બળદગાડી કરતાં એક્કામાં બેસીને જઉં તો શી હરકત છે ?

જુલિયા:—ના ના—મ્હારૂં કહેવું એવું છે કે, તું કોઇ આબરૂદાર ઘરની સ્ત્રીની માફક ગાડીની આસપાસ પડદા નાખીને જજે. તને કોઇ જુએ નહિ એજ મ્હારો મુખ્ય ઉદ્દેશ છે.

જેરિના:—વારૂં, ત્યારે હવે મ્હને કુંચી અને રૂપિયા આપો. શેખજીએ મ્હને માત્ર એકજ વખત જોઇ છે. તેમના ઉપર એક પત્ર લખી આપ્યો હોત તો ઠીક થાત; તમને કેમ લાગે છે ?

જુલિયા:—એ બધી વ્યવસ્થા તું કહે તે પહેલાંજ મ્હેં કરી રાખી છે.

આમ કહીને જુલિયાએ સોનામહોરોની થેલી, કુંચી અને શેખજીના નામનો પત્ર લઇ આવી એ સઘળું તેણે જેરિનાને સ્વાધીન કર્યું. જેરિના બાંદીના જેવો પોષાક પહેરી જુલિયાના મકાનમાંથી બ્હાર નીકળી પડી. જુલિયાએ તેને કહી દીધું કે, "તું જાણે છે કે, શહેરની બ્હાર આપણે રહીએ છીએ. અહિં સઘળાં ગરીબ માણસોજ રહે છે. તું રાજમાર્ગ પાસે જઇ પહોંચીશ એટલે તને બળદગાડી મળી આવશે."

જેરિના જુલિયાની વિદાય લઇ ચાલી નીકળી. તે દૃષ્ટિથી દૂર થાય ત્યાં સુધી જુલિયા તેના તરફ ટગર ટગર જોઇ રહી. જેરિના અદ્રશ્ય થઇ એટલે જુલિયા પોતાના શયન-મંદિરમાં પાછી આવી.

# પ્રકરણ ૨૪ મું.

## અંતિમ પ્રેમયાચના.

પછીથી જુલિયાએ શું કર્યું તે કહેવાની જરૂર છે. કેમકે આ પ્રકરણમાં અમે જે હકીકત જણાવીશું તેથી આ બધો ઘટનાપ્રવાહ બીજી દિશામાં વળી જાય છે. જે મૃત્યુરહસ્યનો ભેદ જાણવાને માટે મહારાજ બિરબલ અને શહેરનો કોટવાલ જહાન્દારખાન અપાર યત્ન કરતા હતા—પોતાના ઉદ્યમમાં વારંવાર નિરાશ થતા હતા, એ સેલિમાના રહસ્યમય મૃત્યુનો છેલ્લો પડદો આટલા દિવસે ઉંચે થયો.

પ્રથમજ અમે જણાવી ગયા છીએ કે, જુલિયાએ એ દિવસે ભુવનમોહિનીનો વેષ ધારણ કર્યો હતો. જેરિના આટલા દિવસ સુધી જે ખાણું બે જણને માટે તૈયાર કરતી હતી તે ખાણું વાસ્તવિક રીતે ત્રણ જણાં ખાતાં હતાં. ઇસ્કાન્દારનું ખાણું જેરિના એક જૂદા વાસણમાં રાખી મૂકતી હતી.

જુલિયાનું મકાન સંપૂર્ણ શાન્ત હતું. પેલી કાળી બાંદી પણ આજે ગેરહાજર હતી. જુલિયા ઇસ્કાન્દારનું ખાણું લઇ ધીમે ધીમે ત્રીજે માળ ગઇ, અને ઓરડો ઉઘાડી તે ઇસ્કાન્દાર પાસે હાજર થઇ.

ઇસ્કાન્દાર પથારીમાં પડયો પડયો આકાશ પાતાળના વિચારો કર્યા કરતો હતો. એકાએક જુલિયાના પગનો અવાજ સાંભળી, ઉંચુ મ્હોં કરી એક વખત તેણે જુલિયાના મ્હોં સ્હામું જોયું.

જુલિયાએ કોમળ સ્વરે કહ્યું:—" ઇસ્કાન્દાર ! કેમ છો ?"

જુલિયાને મુખે ઇસ્કાન્દારે આવો સહાનુભૂતિસૂચક પ્રશ્ન કદિ સાંભળ્યો નહોતો. તેણે મલિન મુખે કહ્યું:-" જુલિયા ! મ્હારી આવી મશ્કરી કેમ કરે છે ? મ્હને દાઝયા ઉપર ડ્હામ શા માટે દે છે ?

હું કેવી સ્થિતિમાં છું તે તું જોઇ શકતી નથી કે શું? હવે તો તું મ્હારા ખાણામાં જહર મેળવી મ્હારા આ દુઃખી જીવનનો અંત લાવ. હવે હું આવું અસહ્ય દુઃખ ભોગવી શકતો નથી.”

જુલિયાઃ—જો તમે મ્હારૂં કહ્યું માનશો તો તમારે બિલકુલ દુઃખ નહિ ભોગવવું પડે. તમે જ્યારે સ્વેચ્છાથી દુઃખ ભોગવો ત્યારે પછી હુ શું કરૂં?

ઇસ્કાન્દારઃ—ત્હારૂં શું કહેવું છે?

જુલિયાઃ—મ્હેં અનેક વખત કહ્યું છે અને આજે પણ કહું છું કે, તમે મ્હારા થાઓ.

ઇસ્કાન્દારઃ—પાછી એજ વાત બોલી કે?

જુલિયાઃ—કેમ, એ વાત બોલવામાં શો દોષ છે?!

ઇસ્કાન્દારઃ—તું નિષ્ઠુર, નિર્લજ તેમજ હૃદયશૂન્ય છે! ત્હારામાં રમણીની સ્વભાવ સિદ્ધ કોમળતા છેજ નહિ!

જુલિયાઃ—તમે પણ તદ્દન અકૃતજ્ઞ, મૂર્ખ તેમજ દીવાના છો. ભવિષ્યમાં તમારી કેવી શોચનીય સ્થિતિ થશે તેનો ગણ તમને ખ્યાલ નથી. ભીષણ મૃત્યુ તમારી સ્હામે નૃત્ય કરે છે; છતાં તમે ચેતના નથી?

ઇસ્કાન્દારઃ—તું ત્હારી ઇચ્છામાં આવે તેમ બોલ્યા કર. ત્હારી આ કુટિલ જીહ્વામાંથી તું જહર વર્ષાવ; તેથી મ્હને કશો વાંધો નથી; પરંતુ જુલિયા! હું તને ખુદાના કસમ—જેણે આ દીન દુનિયા ઉત્પન્ન કરી છે તેના કસમ દઇને કહું છું કે, તું મ્હને મારી નાખ યા તો મુક્ત કર.

જુલિયાઃ—ઇસ્કાન્દાર! જ્યારે તમે મૃત્યુનેજ ચ્હાઓ છો ત્યારે હું તમને મૃત્યુજ આપીશ. પરંતુ હું છેલ્લી વખત તમને કહું છું કે, તમે મ્હારી વાત સાંભળો. હું તમને અતુલ ઐશ્વર્યના અધીશ્વર બ-

નાવીશ. હું તમારી દાસી થઇને રહીશ. જીવનપર્યંત હું તમને મ્હારા દેવતા સમજીને તમારી પૂજા કર્યા કરીશ. આ આગ્રા નગરમાં રહેવાની તમારી ઇચ્છા નહિ હોય તો તમે કહેશો ત્યાં આપણે ચાલ્યાં જઇશું.

ઇસ્કાન્દારઃ—તું મ્હને ગમે એટલો લોભ બતાવીશ કિંવા કરગરીશ તો પણ મ્હારો દૃઢ સંકલ્પ ફરનાર નથી. તું હવે મ્હારી આગળ કદિ આવી તિરસ્કારપાત્ર પ્રાર્થના કરીશ નહિ. તું રાક્ષસી છે—પાપિષ્ઠા છે. ત્હારો હું ઘણો તિરસ્કાર કરૂં છું. મ્હારી પાસેથી તું હમણાં ને હમણાં ચાલી જા. મ્હારા ભાગ્યમાં જેમ થવાનું હશે તેમ થશે. મૃત્યુની મુલાકાત કરવાને હું તૈયાર છું !

આ વચનો સાંભળવામાં આવતાં જુલિયાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનાં નેત્રોમાંથી અગ્નિકણો ઝરવા લાગ્યા. તેનું સર્વાંગ ધીમે ધીમે ધ્રૂજવા લાગ્યું. તેણે કહ્યું:—“ ઠીક છે શયતાન ! ત્યારે આજેજ હું તને મ્હારો સપાટો બતાવી દઉં છું. આજેજ હું ત્હારા સર્વસ્વનો નાશ કરીશ. હું હમણાંજ કોટવાલ સાહેબ જહાન્દારખાન પાસે જઉં છું. પ્રેમાભિલાષિની રમણીનો વારંવાર તિરસ્કાર કરવાથી કેવું ભયંકર પરિણામ આવે છે એ હું તને આજેજ બતાવી દઉં છું. આ ઓરડામાં ઉભી રહી ખુદાના પવિત્ર નામના કસમ ખાઇને હું કહું છું કે, આજેજ હું તને કોટવાલસાહેબને સ્વાધીન કરીશ. કાલ પ્રભાતકાળેજ સેલિમાનું ખૂન કરવાના અપરાધ બદ્દલ બાદશાહ નામવર ત્હારો જીવ લેશે. જ્યારે ત્હારી મૃત્યુની મુલાકાત કરવાની ઇચ્છા છે ત્યારે હું તને મૃત્યુની મુલાકાત સત્વર કરાવું છું.”

આમ કહીને રાક્ષસી જુલિયા રોષાવેશમાંજ એ ઓરડામાંથી બ્હાર નીકળી, બારણાં બંધ કરી, તાળું વાસી દઇ ચાલી ગઇ. પછીથી તેણે શું કર્યું એ હકીકત અલ્પકાળમાંજ જાણવામાં આવશે.

---

# પ્રકરણ ૨૫ મું.

## પ્રપંચનું ત્રીજું પગથીઉં.

પાઠક ! જે રહસ્યમય નવલકથા અમે લખીએ છીએ એમાં જેટલા અભિનેતા અને અભિનેત્રીઓ છે તે સર્વે શયતાન છે. દીવાની જેરિના પણ કાંઇ કાચી નહોતી !

જેરિનાના મનમાં અપાર આનંદ ઉછળી રહ્યો હતો. જુલિયાએ તેને જે કામ સોંપ્યું હતું એ કામ તેનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે તદ્દન અનુકૂળ હતું. આ સમાચાર સાંભળી આજમદાદ કેટલો બધો આનંદિત થશે. ” આજમદાદને મળ્યા પછીથીજ શેખજીના ધર્મનિકેતનમાં જવાનો જુલિયાએ નિશ્ચય કર્યો.

આથી રાજમાર્ગ પાસે બળદ ગાડી જોવામાં આવ્યા છતાં તેણે તે ભાડે કરી નહિ. ઘુમટામાં મ્હોં છુપાવી તે અડ્ડા તરફ જવા લાગી. રસ્તે જે મકાનમાં આજમદાદ રહેતો હતો તે મકાન પાસે જઇને મકાનનાં બારણાં તે જોરથી ખખડાવવા લાગી. તેના સદ્‌ભાગ્યે આ સમયે આજમદાદ મકાનમાં હાજર હતો. આજમદાદે જાતેજ નીચે ઉતરી બારણાં ઉઘાડયાં; પરંતુ જેરિનાએ પોતાનો વેષ સઘળી રીતે બદલી નાખેલો હોવાથી એ સ્ત્રી કોણ છે તે પ્રથમ આજમદાદ સમજી શકયો નહિ; આથી તેણે પૂછ્યું:—“ કોણ છો તમે ? અહિં તમે શા માટે આવ્યાં છો ? ”

“ તમે મૂર્ખ પુરૂષ જણાઓ છો—ચાલો, ઉપર ચાલો !” કહીને જેરિનાએ પોતાનો ઘુમટો કાઢી નાખ્યો. આજમદાદ જેરિનાને ઓળખી જઇ બોલ્યો:—“ અરે, આવે સમયે તું અહિં કયાંથી, મ્હારી ગુલબદન ? કેમ કાંઇ સંકટ આવી પડયું છે કે શું ? ”

જેરિનાઃ—સંકટ ખરૂં ને લાભ ખરો. એ બધી હકીકત હું હમણાં અહિ કહી શકું તેમ નથી. ચાલો, ઉપર ચાલો. ઘરમાં બીજું કોઇ છે કે ?

આજમદાદઃ—ના ના કોઇ નથી. ત્હારા હાવભાવ જોઇ હું ઘણો ભય પામું છું !

પછીથી જેરિના અને આજમદાદ નીચેનાં બારણાં બંધ કરી ઉપર ગયાં. જેરિનાએ ટૂંકમાંજ આજમદાદને સઘળી હકિકત કહી સંભળાવી. આજમદાદે એ સઘળી હકિકત સાંભળી અધીર બની જઇને કહ્યું:—" ગુલબદન ! ખુદા આપણા સહાયક છે. તેમણેજ જુલિયાના પાપની તેને યોગ્ય સજા કરવાના હેતુથી આવી યોજના કરી છે.

ગુલબદનઃ—નકામી વાત જવા દો. તમે એક કામ કરો !

આજમદાદઃ—શું કામ ?

ગુલબદનઃ—હમણાંજ એક સારી બળદ ગાડી ભાડે લઇ આવો.

આજમદાદઃ—કારણ ?

ગુલબદનઃ—તમારે મ્હારી સાથે આવવું પડશે. તમે મ્હારી સાથે આવી એક વખત શેખજીનું ધર્મનિકેતન જોઇ જશો તો સહેલાઇથી આપણે મળી શકીશું. હું તમને જે દિવસે, જે સ્થાને હાજર થવાનું કહું, તે દિવસે તે ઠેકાણે હાજર રહેશો એટલે આપણું કામ પૂરૂં થઇ જશે. તમે મ્હોટા અમીરજાદા બની જશો અને આ ગુલબદન તમારી અર્ધાંગના થઇ અપાર સંપત્તિની અધિકારિણી થશે.

આજમદાદઃ—જાન ! ત્હારૂં કહેવું ખરૂં છે; પરંતુ એક કારણથી હું મ્હોટી ચિંતામાં પડી ગયો છું.

જેરિનાઃ—એવું તે શું કારણ છે ?

આજમદાદઃ—પેલો લુચ્ચો: તેમજ આંધળો ખોજો જબરદસ્તખાન અડ્ડામાં આગ સળગાવી પલાયન કરી ગયો છે !

જેરિનાઃ—તમે શું કહો છો ? ત્યારે તો આપણે મ્હોટા સંકટમાં ફસાઇ પડીશું ! આપણી આજ સુધીની સઘળી મહેનત ધૂળ ધાણી થઇ જશે.

આજમદાદઃ—કારણ ?

જેરિનાઃ—એ શયતાન ખોજો જો એક વિખત જુલિયાબીબી પાસે જઇ પહોંચશે તો ઇસ્કાન્દાર તેમજ સેલિમા—બન્નેમાંથી એકને પણ આપણે હસ્તગત કરી શકીશું નહિ. એમ થતાંજ જુલિયા એ ખોજાનેજ સેલિમાની પાસે મોકલશે ! હવે હું એ ઠેકાણે જઇ શકીશ નહિ આપણું સઘળું કારસ્થાન તે જુલિયાને કહી દેશે.

આજમદાદઃ—ત્યારે તો આપણી મહેનત બરબાદ થઇ જશે એમ મ્હને લાગે છે.

જેરિનાઃ—જો તમે એક સાહસિક કાર્ય કરો તો બધી બાજી સુધરે તેમ છે. જબરદસ્ત જ્યારે પલાયન કરી ગયો છે ત્યારે એમ જ સમજો કે, તે જુલિયા પાસે જઇ પહોંચ્યો છે.

આજમદાદઃ—તું કયું સાહસિક કાય કરવાને કહે છે ? હું હવે તું કહે એવું ભયજનક કાર્ય કરવાને તૈયાર છું. જુલિયાની સંપત્તિ મ્હારા હાથમાં નહિ આવે એ વિચારથી હું ગાંડા બનો ગયો છું. ખૂન, જખમ, નરહત્યા, નારીહત્યા વગેરે જે કાંઇ કહે તે કરવા હું તૈયાર છું.

જેરિનાઃ—તમે વ્યાકુળ ન બની જાઓ. સુલતાનખાન હમણાં ક્યાં છે ?

આજમદાદઃ—તે મ્હારા હાથમાંજ છે,

જેરિનાઃ—આજે તમે મ્હારી સાથે આવી ધર્મનિકેતન જોઇ જાઓ. મ્હારી બળદગાડીમાંજ તમે પાછા આવજો. હું તમને જે જગ્યા બતાવું એ જગ્યાએ કાલે સુલતાનખાનને સાથે લઇને આવજો. ગમે તે ઉપાયથી આપણે આવતી કાલે સેલિમાનો ઉદ્ધાર કરવો જોઇએ.

આજમદાદઃ—ખરૂં છે; હવે તું વિલંબ કરીશ નહિ.

આમ કહીને આજમદાદ નીચે ઉતર્યો. જેરિના પણ તેની પાછળ પાછળ નીચે ઉતરી. પછીથી એક ભાડાની બળદગાડીમાં બેસી બન્ને જણાં વૃદ્ધ શેખજીના ધર્મનિકેતન તરફ જવા લાગ્યાં.

પ્રિય પાઠક ! આજમદાદ અને જેરિનાનો ત્યાગ કરી, હવે ચાલો આપણે જુલિયાનું અનુસરણ કરીએ. એ રાક્ષસી કેવી રીતે હતભાગ્ય ઇસ્કાન્દારખાનના સર્વસ્વનો વિનાશ કરવાને ઇચ્છે છે તે જોઇએ !

જુલિયા ઇસ્કાન્દાર પાસેથી બારોબાર પોતાના દિવાનખાનામાં આવી. પછીથી તે પોતાના મન સાથે કહેવા લાગીઃ—"ઇસ્કાન્દાર ! ત્રણ વખત મ્હેં તને ક્ષમા કરી છે. ક્રૂર સર્પિણી પણ વારંવાર આઘાત વેઠીને આઘાત કરનારને ક્ષમા કરી શકતી નથી. મ્હારો કશો અપરાધ નથી. મ્હેં ઘણું દુઃખ વેઠયું છે. જો મ્હેં ધાર્યું હોત તો હું રાજરાણી થઈ શકત—કોઇ આબરૂદાર અમીરની અર્ધાંગના થઇ શકત; પરંતુ હતભાગ્ય શયતાન ઇસ્કાન્દાર ! ત્હારે લીધેજ મ્હારા આલોકના જીવનનું સઘળું સુખસ્વપ્ન ઉડી ગયું છે—મ્હારી આશા હૃદયભેદક નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ છે. હું તને દુઃખી કરીને, કરગરીને તેમજ સંકટમુક્ત કરીને મ્હારો બનાવી શકીશ એવી મ્હને અત્યાર સુધી આશા હતી; પરંતુ કોઇ પણ ઉપાયે જ્યારે તું મ્હારો થયો નહિ ત્યારે કોઇ પણ ઉપાયથી હું ત્હારો

વિનાશ કરીશ. ત્હારૂં મૃત્યુ નિપજાવ્યા સિવાય મ્હને કોઇ પણ રીતે શાન્તિ મળનાર નથી.

જુલિયા જ્યારે આવા વિચારોથી વૈરની ચિંતાથી દીવાની જેવી બની ગઇ હતી એજ સમયે પેલી કાળી બાંદી તેની પાસે આવી પહોંચી. જુલિયાએ ક્રોધાવેશમાંજ ગર્જના કરીને તેને કહ્યું:—" તું પણ છેવટે મ્હારી પાછળ લાગી છે ને ? તું ઘણી નિમકહરામ છે. અત્યાર સુધી તું ક્યાં હતી ?"

આ ક્રોધવચનો સાંભળતાં બાંદી ઘણો ભય પામી. તેણે પોતાના જીવનમાં જુલિયાને આજની માફક અપાર ક્રોધે ભરાયલી કદાપિ જોઇ નહોતી. આથી તેણે ગદ્દગદ કંઠે કહ્યું:—"મા ! હું તો તમને સંદેશો પહોંચાડીનેજ ગઇ હતી કે આજે મ્હને પાછી ફરતાં વિલંબ થશે."

જુલિયા:—જા—જા જલદી એક પાલખી લઇ આવ. મ્હારે હમણાં ને હમણાં એક જરૂરી કામને લીધે બ્હાર જવું છે. પાલખીવાળાને કહે જે કે, " કોટવાલ સાહેબ જહાન્દારખાનને ત્યાં જવાનું છે."

બાંદી તરતજ પાલખી લઈ આવવા માટે ચાલી ગઇ. એ સમયે સ્ત્રીઓના અવરજવરને માટે પાલખીઓની ખોટ નહોતી. પ્રત્યેક મુખ્ય માર્ગના નાકા ઉપર આવા પાલખીઓવાળાના અડ્ડાઓ હતા. કાળી બાંદી વિના વિલંબે એક પાલખી બોલાવી લાવી.

જુલિયાએ દીન દુનિયાના માલિક ખુદાનું સ્મરણ કરી, વસ્ત્રો બદલ્યાં. પછીથી તે જઇને પાલખીમાં બેઠી.

જુલિયા પાલખીમાં બેઠા પછી મનમાં ને મનમાં વિચારવા લાગી:—" થાણામાં જવાથી કોઇ પણ કાર્ય બનશે નહિ. હું બારો-

બાર તેમને ઘેરજ જઇશ. જો કે એક દિવસે મ્હેં તેમની અર્ધાંગના નશીબનબીબીનું અપમાન કર્યું છે; તેમ છતાં તેઓ આજે મ્હને સારૂં સંમાન આપશે. જે રહસ્યમય ખૂની મામલાને માટે આટલી બધી ખટપટ ચાલી રહી છે—જે રહસ્યની ઉપર જહાન્દારખાનના સુયશ અને સુકીર્ત્તિનો આધાર છે એ રહસ્યનો ભેદ ખુલ્લો કરવાને હું તેમની પાસે જઉં છું તેથી તેઓ પ્રસન્નવદને મ્હને ઘણું માન આપશેજ !"

## પ્રકરણ ૨૬ મું.

### અપકાર પર ઉપકાર.

જુલિયાની પાલખી જહાન્દારખાનના મકાન પાસે જઇ પહોંચી. જુલિયા પાલખીમાંથી બ્હાર નીકળી, અડધો ઘુમટો ખેંચી જહાન્દારખાનના મકાનમાં અગ્રેસર થઇ. એક બાંદીએ તેને સલામ કરીને કહ્યું:—"તમે કોને મળવા માગો છો ?"

જુલિયા:—ખાનસાહેબ ઘરમાં છે કે ?

બાંદી:—છે. તેઓ નશીબનબીબીની સાથે વાર્ત્તાવિનોદ કરે છે.

જુલિયા:—હું અહિં રાહ જોઉં છું. તું ખાનસાહેબ પાસે જઇને એમ કહે કે, "જુલિયાબીબી તમને મળવાને આવ્યાં છે."

બાંદીએ જુલિયાને એક સુસજ્જિત ઓરડામાં બેસાડી. થોડા સમય પછી નશીબનબીબીએ હાસ્યમુખે એ ઓરડામાં પ્રવેશ કર્યો. જુલિયા કાંઇ બોલે તે પહેલાં નશીબનબીબીએ તેને સલામ કરીને કહ્યું:—"બ્હેન ! કેમ છો ? ખાનસાહેબની સાથે તમારે શું કામ છે ?"

જે નશીબનનું અપમાન કરીને એક દિવસે જુલિયાએ તેને કાઢી મૂકી હતી તેજ નશીબનબીબીએ આજે જુલિયા તરફ અપૂર્વ પ્રેમ દર્શાવીને આવો પ્રશ્ન પૂછયો. નશીબનની ઉદારતાથી મુગ્ધ બની જઇને જુલિયાએ કહ્યું:—"બ્હેન ! મ્હને ક્ષમા કરો હમણાં ખાન સાહેબની સાથે મ્હારે એક ઘણું જરૂરી કામ છે. કૃપા કરી મ્હને તમે તેમની પાસે લઇ જાઓ."

નશીબનબીબી જુલિયાને સાથે લઇને ઉપર ગઇ. જહાન્દાર-ખાન જુલિયાના આગમન સમાચાર સાંભળી એક એકાન્ત ઓરડામાં જઇને બેઠા હતા. નશીબને જુલિયાને એ ઓરડામાં પહોંચાડી દીધી.

જુલિયાએ માથું નમાવી સલામ કરીને કહ્યું:—"ખાનસાહેબ! આજે હું આપની પાસે એક અરજ ગુજારવાને આવી છું. આપની સાથે મ્હારે એક ઘણું અગત્યનું કામ છે."

એવું તે શું જરૂરનું કામ છે તે પ્રથમ જહાન્દારખાન સમજી શકયો નહિ. જુલિયા ઉત્તેજિત ભાવથી એકાએક પોતાની પાસે કેમ આવી છે તેનો તે કશો નિર્ણય કરી શકયો નહિ; પરંતુ તરતજ તેના મનમાં જુલિયા અને ઇસ્કાન્દાર સંબંધીની સઘળી હકીકત યાદ આવી. તેણે નશીબનને એ ઠેકાણેથી ચાલ્યા જવાની ઇશારત કરી. નશીબન તરતજ ત્યાંથી ચાલી ગઇ.

જહાન્દારખાને પ્રસન્ન મુખે કહ્યું:—"બીબીસાહેબા! આજે તમે ઘણાં ઉત્તેજિત બની ગયાં હો એમ લાગે છે! કેમ, શું બન્યું છે?"

જુલિયા:—હું હમણાંજ આપને સઘળી હકીકત કહી સંભળાવું છું. જે ઇસ્કાન્દારખાનને માટે—સેલિમાના ખૂનીની તપાસને માટે આપ અત્યાર સુધી અનેક પ્રયત્નો કર્યા છતાં નિરાશ થયા છો

એ ઇસ્કાન્દારને હું આજે તમારે સ્વાધીન કરીશ. હમણાંજ તમે મ્હારી સાથે થોડા સિપાહીઓ મોકલો. આપ પણ મ્હારી સાથે ચાલો.

જહાન્દારખાનઃ—જુલિયાબીબી ! તમે શું કહો છો ?!

જુલિયાઃ—હું જે કહું છુ તે ખરૂજ કહું છું; પરંતુ આપ એક પ્રતિજ્ઞા કરો.

જહાન્દારઃ—શાની પ્રતિજ્ઞા ?

જુલિયાઃ—જેથી મ્હારૂં કાંઇ અનિષ્ટ ન થાય તેની. મ્હને સહજ પણ નુકશાન થશે તો તેના જવાબદાર તમેજ છો. ખુદાના કસમ ખાઇને કહો કે, તમે મ્હારૂં સહજ પણ અનિષ્ટ નહિ કરો.

જહાન્દારઃ—જુલિયાબીબી ! થોડા માસ પહેલાં હું જ્યારે તમારી પાસે આવ્યો હતો ત્યારે જો તમે મ્હને સહાયતા કરી હોત તો વિશેષ ખટપટ થાત નહિ. મ્હારા મુખે સઘળી હકીકત સાંભળી મહારાજ બિરબલ તમારા ઉપર ઘણાજ ક્રોધે ભરાયા છે. જો હમણાં કદાચ તમારા મકાનમાંથીજ ગુન્હેગાર પકડાશે તો તેઓ કોઇ પણ રીતે તમને ક્ષમા નહિ કરે. હું તો તેમનો નોકર છું, એ તમે ક્યાં નથી જાણતાં ?

જુલિયાઃ—ત્યારે હવે ઉપાય ?

જહાન્દારઃ—ગુન્હેગારને છુપાવી રાખવાને માટે, અને સરકારી તપાસમાં અડચણ કરવાને માટે તમને બાદશાહ નામવર સખ્ત સજા કરશે.

જુલિયાઃ—શી સજા કરશે ?

જહાન્દારઃ—તેની કલ્પના હુ કરી શકતો નથી. શી સજા થશે એ અકબર બાદશાહની ઇચ્છાના ઉપર આધાર રાખે છે. તેઓ કદાચ તમને જીંદગીપર્યંત કેદ કરી રાખશે યાતો તમારો જીવ લેશે.

જુલિયાઃ—શું હું તેમને તેમના કાર્યમાં સહાયતા કરવા તૈયાર થઇ છું તો પણ તેઓ મ્હારો જીવ લેશે ? જો એમજ હોય તો હું તેમને યા તો તમને સહાયતા કરવાને ઇચ્છતી નથી. હવે હું વિદાય થઉં છું.

જહાન્દારઃ—જાય છે ક્યાં ? આવા ભયંકર ખૂની મામલાઓને તું છોકરાંના ખેલ સમજે છે કે શું ? તું મૂર્ખ છે, શયતાન છે ! હજી પણ ત્હારી આંખો ઉઘડતી નથી. ત્હારે લીધે અમે અમારા સુનામને ગૂમાવ્યું છે–અમારા કપાળમાં કલંક લાગ્યું છે. કોઇની પાસે અમે અમારૂં મ્હોં ઉંચું કરી શકીએ તેમ નથી. હું હમણાંજ તને કેદ કરૂં છું. મ્હારી આજ્ઞા થતાંજ સરકારી સૈનિકો ત્હારા મકાનને વિના વિલંબે ઘેરી લેશે. ત્હારા મકાનમાંથીજ ઇસ્કાન્દારને શોધી કાઢી, હું તેને કેદ પકડીશ.

જુલિયાએ જોયું કે, તેણે ઘણી મૂર્ખતા કરી છે. સ્વેચ્છાથી તેણે વાઘની ગુફામાં પ્રવેશ કર્યો છે. હવે તેની મુક્તિનો એક પણ ઉપાય નથી. તેણે ગદ્ગદ કંઠે કરગરીને કહ્યું:—"ખાનસાહેબ ! મ્હારા ઉપર નિષ્ઠુર ન થશો. મ્હારા પાપના પ્રાયશ્ચિત્તનો સમય પાસે આવ્યો છે. મ્હેં આ જીવનમાં અનેક પાપ કર્યાં છે; પરંતુ આવી રીતે મ્હને દુઃખી ન કરશો. હુંજ ઇસ્કાન્દારને તમારે સ્વાધીન કરૂં છું. આપની ઇચ્છા હોય તો સૈનિકો મોકલી મ્હારા મકાનને ઘેરી રાખજો; પરંતુ મ્હને કેદ ન કરશો !"

જહાન્દારખાને પોતાના મનમાં ને મનમાં કાંઇ વિચાર કર્યો. તેના કઠોર મનમાં દયા ઉત્પન્ન થઇ. ખરા ગુન્હેગારને પકડવો એજ તેનો હેતુ હતો. જુલિયાની તેને માત્ર સાક્ષી તરીકે જરૂર હતી; તેથી તેણે પ્રસન્ન મુખે કહ્યું:—" ઠીક છે, તેમજ થશે. હું માત્ર

ઇસ્કાન્દારખાનનેજ કેદ કરીશ. ત્હારા મકાનની ચારે તરફ છુપો પહેરો રાખીશ ! જુલિયા ! તું યાદ રાખજે કે, તું પલાયન કરવાના હજારો પ્રયત્ન કરીશ તો પણ ત્હારો એકે પ્રયત્ન સફળ થશે નહિ. તું પલાયન કરી જવાનો પ્રયત્ન કરે છે એમ મ્હારા જાણવામાં આવશે તો હું દયાને દેશવટો આપી, ત્હારા હાથપગ મુશ્કેટાટ બાંધી તને ભયંકર અંધકારવાળા કેદખાનામાં પૂરીશ. ”

આમ કહી જહાન્દારખાને તરતજ એક પત્ર લખ્યો, અને પછીથી તેમણે પોતાના મુખ્ય સિપાહીને બોલાવીને કહ્યું:—“જા, આ પત્ર હમણાં ને હમણાં ફોજદારને આપી આવ ! તથા મ્હોડેથી માત્ર એટલુંજ કહેજે કે, મ્હારી આજ્ઞાનો અમલ સત્વર થવો જોઇએ.”

સિપાહી સલામ કરી ચાલ્યો ગયો. જહાન્હારખાને ગંભીર મુખે જુલિયાને કહ્યું:—“ જુલિયા ! મ્હેં સાંભળ્યું છે કે, ઉચ્ચ-વંશમાં ત્હારો જન્મ થયો છે. તું એક સુપ્રસિદ્ધ ઉમરાવની કન્યા છે. ઇસ્કાન્દાર સાથે ત્હારો એવો તે શો નિકટનો સંબંધ છે કે આટલા દિવસ સુધી ત્હેં દીન દુનિયાના માલિક સમસ્ત હિંદુસ્તાનના શહેન-શાહ અકબરશાહની વિરૂદ્ધ વર્તન ચલાવ્યું ? ”

જુલિયાએ આ વચનોનો કશો ઉત્તર આપ્યો નહિ. શાન્તિથી તે અશ્રુધારાઓ વર્ષાવવા લાગી.

યથા સમયે એક ચોપદારે આવીને એવા સમાચાર આપ્યા કે, મોગલ સ્વારોની ટુકડી જુલિયાબીબીના મકાન તરફ રવાના થઇ છે. આ સમાચાર સાંભળી જહાન્દારખાને જુલિયાને કહ્યું:–જુલિયા ! તું ત્હારી પાલખીમાં બેસી જા. હું વસ્ત્રો બદલીને ત્હારી સાથેજ આવું છું.”

જુલિયાબીબી જેવી જહાન્દારખાનના મકાનની બ્હાર નીકળી

એટલે નશીબનબીબીએ આવી તેનો હાથ પકડીને કહ્યું:-"બ્હેન ! ચિંતા કરશો નહિ. હું ખાનસાહેબને કહીને તમારૂં અનિષ્ટ નહિ થવા દેવાનો પ્રયત્ન કરીશ."

આનેજ અપકાર ઉપર ઉપકાર કહી શકાય ! જે ઉદાર-હૃદયવાળી નશીબનબીબીનો એક દિવસે જુલિયાએ તિરસ્કાર કર્યો હતો, અપમાન કર્યું હતું તેજ નશીબને આજે આવી રીતે પોતાના તિરસ્કાર તેમજ અપમાનનો બદલો લીધો !

જુલિયા પાલખીમાં બેઠી. જહાન્દારખાનની આજ્ઞાથી અત્યાર પહેલાં બે ખોજા એ પાલખીની પાસે પહેરો ભરવાને ઉભા રહ્યા હતા.

જુલિયાએ તેના મકાન પાસે જઇ પહોંચતાં જોયું કે, તેના મકાનની ચારે બાજુએ સશસ્ત્ર યવન સૈનિકો પહેરો ભરે છે. તેણે પાલખીમાંથી ઉતરી મ્લાનમુખે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. જહાન્દારખાન પણ સત્વર તેની પાછળ જવા લાગ્યો. જુલિયાની પાસે જઇ પહોંચીને જહાન્દારખાને પૂછ્યું:-"ખુની ઇસ્કાન્દાર ક્યાં છે ?"

જુલિયા જહાન્દારખાનને ત્રીજા માળ ઉપર લઇ ગઇ. રૂદન કરતાં કરતાં તેમજ કંપતાં કંપતાં તેણે ત્રીજા માળ ઉપર ઇસ્કાન્દારને જે ઓરડામાં કેદ કરી રાખ્યો હતો તે ઓરડો ઉઘાડયો. વાઘની માફક કૂદકો મારીને જહાન્દારખાને ઇસ્કાન્દારખાનને પકડયો. પછીથી તેણે એક સીટી વગાડી. સીટીનો અવાજ થતાંજ કેટલાક સશસ્ત્ર સૈનિકોએ ત્યાં આવી પહોંચી ઇસ્કાન્દારખાનને કેદ કરી લીધો, અને પછી તેઓ તેને નીચે લઇ ગયા.

જહાન્દારખાને જુલિયાને કહ્યું:—"જ્યાં સુધી આ હતભાગ્ય ખૂનીનો ન્યાય ન થાય ત્યાં સુધી તું પલાયન કરી જવાનો પ્રયત્ન

કરીશ નહિ. જો તું એવો પ્રયત્ન કરીશ તો ત્હારી ઘણી દુર્દશા થશે. ત્હારા મકાનની આસપાસ રાત્રિ દિવસ મ્હારા સૈનિકો પહેરો ભરનાર છે. ” આમ કહી જહાન્દારખાન પણ ત્યાંથી ચાલ્યો ગયો. પછીથી જુલિયા જમીન પર ઢળી પડી ગદ્દગદ કંઠે કહેવા લાગી:— “હે મિહરબાન ખુદા ! અંતે મ્હારી આવીજ સ્થિતિ કરી કે ?!”

જુલિયા જમીનપર ઢળી પડી આવી રીતે વિલાપ કરતી હતી એવામાં ત્યાં જબરદસ્તખાન આવી પહોંચ્યો. મકાન પાસે પહેરેગીરોને પહેરો ભરતા જોઇને તેનું મસ્તક ફરી ગયું. શું બન્યું છે તેનો તે કશો નિર્ણય કરી શકયો નહિ; તેથી તે મકાનમાં પ્રવેશ કરવાને તૈયાર થયો; પરંતુ પ્રવેશદ્વાર આગળ જે પહેરેગીર પહેરો ભરતો હતો તેણે તેને ધકકો મારીને કહ્યું:-“કોણ છે તું ? ”

જબરદસ્તે કહ્યું:—“જનાબ ! હું જુલિયાબીબીનો ગુલામ છું. બીબીસાહેબા આ મકાનમાં છે કે ? ”

પહેરેગીર:—હા, આ મકાનમાંજ છે; પરંતુ તેઓ સરકારના હુકમથી નજરકેદમાં છે.

જબરદસ્ત:—ત્યારે કૃપા કરી એક વખત તમે મ્હને તેમની પાસે લઇ જાઓ.

પહેરેગીર:—આટલા બધા બનાવો બની ગયા ત્યાં સુધી તું કયાં હતો ?

જબરદસ્ત:—હું દેશમાં ગયો હતો.

પહેરેગીરે જબદસ્તને જુલિયા પાસે લઇ જઇને કહ્યું-“બીબી ! આ તમારો ગુલામ છે કે ? ”

જુલિયા આ સમયે એકાએક જબરદસ્તને જોતાંજ રડી પડી. જુલિયા તેને કાંઇ પૂછવા જતી હતી; પરંતુ એટલામાં જબરદસ્તે તેને ઇશારત કર્યાથી તે ચૂપ રહી.

પહેરેગીરે પુનઃ પૂછ્યું:—"બીબી! આ તમારો ગુલામ છે કે?"

જુલિયા:—હા.

પહેરેગીર:—એને તમે દેશમાં જવાની રજા આપી હતી?

જુલિયા:—હા.

પહેરેગીર જબરદસ્તખાનને જુલિયા પાસે રહેવા દઇ ચાલ્યો ગયો. જબરદસ્તે પણ ગુલામની માફક ઘરકામમાં લક્ષ્ય આપ્યું. જબરદસ્ત નજરે પડતાંજ જુલિયાના જીવમાં પણ સાહસ આવ્યું. તેણે મનમાં ને મનમાં વિચાર્યું:—"જ્યારે જબરદસ્તખાન આવી પહોંચ્યો છે ત્યારે હવે શેખજીના ધર્મનિકેતનમાં જઇ તે સેલિમા અને જેરિનાની સંભાળ રાખશે."

તે દિવસે રાત્રે થોડા સમય સુધી છુપી વાતચિત ચાલતાં અંતે એવો નિશ્ચય થયો કે, જબરદસ્તખાન એજ વખતે શેખજીના ધર્મનિકેતનમાં જઇ પહોંચીને સેલિમા અને જેરિનાને સ્વાધીન કરશે.

આવો સંકલ્પ કરવાનું કારણ એ હતું કે, યોગ્ય સમય વિચારી જુલિયાએ જેરિના સંબંધીની સઘળી હકીકત જબરદસ્તખાનને કહી હતી. જહાન્દારખાને મકાનની આસપાસ પહેરેગીરો રાખ્યા હતા ખરા; પરંતુ એક ચોર બારણા પાસે એક પણ સૈનિક પહેરો ભરતો નહોતો. સાહસિક જબદસ્તખાન ગંભીર રાત્રે, પહેરેગીરોની આંખોમાં ધૂળ નાખી શેખજીના ધર્મનિકેતન તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### ગુલબદન અને સેલિમા.

હવે શેખજીના ધર્મનિકેતનમાં શું થતું હતું તે જોઇ આવવાની આપણને જરૂર છે. તે દિવસે સંધ્યાકાળ પછી જેરિના અને

સેલિમા બન્ને જણાં વાતચિત કરતાં બેઠાં હતાં. એ વાતચિતમાંની થોડી ઘણી હકીકત સાંભળવાની આપણને જરૂર છે.

જેરિનાની સાથે સેલિમાનો માત્ર થોડા કલાકનોજ પરિચય હતો. તેમ છતાં બન્ને જણાં વચ્ચે ઘણા સમયથી સંબંધ હોય એવું બની ગયું હતું. આનું કારણ બીજું કાંઇ નહોતું; પરંતુ જેરિનાએ સેલિમાને સઘળી હકીકત કહી દઇને તેને પોતાની કરી લીધી હતી. જ્યારે ઇસ્કાન્દાર સંબંધીની સઘળી હકીકત તેના સાંભળવામાં આવી ત્યારે પુનઃ તેને પોતાનો જીવ બચાવવાની ઇચ્છા થઇ.

રાત્રિનો એક પ્રહર પસાર થઇ ગયો હતો. સેલિમાની ગુપ્ત ઓરડીમાં એક દીપક સળગી રહ્યો હતો. સેલિમા અને જેરિના બેઠાં બેઠાં વાતચિત કરતાં હતાં. તેમની વાતચિત આ પ્રમાણે ચાલતી હતી.

સેલિમા:--આજમદાદ ક્યારે આવશે ? રાત્રિના બે પ્રહર તો વીતી ગયા હોય એમ લાગે છે !

જેરિના:--બ્હેન ! વ્યાકુળ ન બની જા. હજી તો બીજો પ્રહર હમણાંજ શુરૂ થયો છે. અલ્પકાળમાંજ તે આવી પહોંચશે.

સેલિમા:—આજે તેઓ આપણો ઉદ્ધાર કરી શકશે કે શું ?

જેરિના:--પ્રયત્ન કરવામાં તેઓ પાછી પ્હાની નહિ કરે; પરંતુ દુનિયાનાં સઘળાં કાર્યોમાં ખુદાની મિહરબાની જોઇએ છીએ.

સેલિમા:--આ કેદખાનામાંથી છૂટી હું ક્યાં જઇશ ? મ્હારા પ્રાણાધિક પ્રિયતમ ઇસ્કાન્દારખાનનાં દર્શન હું ક્યાં કરી શકીશ ?

જેરિના:--એ માટે તું તદન નિશ્ચિંત્ત રહે. હમણાં તો અહિંથી મુક્ત થવાય એટલે જગ જીત્યાં. બીજી વાતનો વિચાર પછીથી કરીશું.

આવી રીતે વાતચિતમાં થોડો સમય પસાર થઇ ગયો. પછીથી જેરિનાએ કહ્યું:—" તું થોડો સમય ઉંઘી લે. હું એક વખત બ્હાર તપાસ કરી આવું. કદાચ તેઓ આવ્યા પણ હોય."

જેરિના ઓરડીની બ્હાર નીકળી, ઓરડી બંધ કરી, ઉપર ગઇ. રાત્રિ અંધકારમયી હતી. લગભગ અગીઆર વાગ્યા હતા. જેરિના ઘણી સાવધાનતાથી ધર્મનિકેતનની બ્હાર નીકળી પડી. ધર્મનિકેતનમાંથી એક રસ્તો બારોબાર બાગની તરફ ગયો હતો. આ બાગ ઘણો નિર્જન હતો. જેરિનાએ આજમદાદને તેના સાથીદાર સાથે આ બાગમાંજ આવવાનું કહ્યું હતું.

પરંતુ આ સમયે જેરિનાના મનમાં એવો સંદેહ ઉપજ્યો કે, આ સઘળું કાર્ય કરતાં પહેલાં શેખજી ઉંઘી ગયા છે કે કેમ તે એક વખત જોઇ આવવાની જરૂર છે. આટલા માટે તે પાછી ધીમે ધીમે ધર્મનિકેતનમાં પ્રવેશ કરી, બીજે માળે ગઇ.

આ સમયે શેખજી જાગતા બેઠા હતા. તેમની પાસે એકચક્ષુ ખોજો જબરદસ્ત પણ બેઠો હતો. જબરદસ્તને જોતાંજ જેરિનાનું અંગ ભયથી ધ્રૂજી ઉઠયું. જબરદસ્તે શેખજીને કહ્યું:—"એ શયતાન જેરિના ઘણી લુચ્ચી સ્ત્રી છે. મ્હને લાગે છે કે, હવે મ્હારાં બીબીસાહેબાના વિનાશનો સમય પાસે આવી પહોંચ્યો છે. જુલિયાબીબીએ બે મ્હોટી ભયંકર ભૂલો કરી છે. એક તરફથી તેમણે ઇસ્કાન્દારખાનને કોટવાલને સ્વાધીન કરી પોતાના વિનાશનું બીજ રોપ્યું છે, અને બીજી તરફથી વિશ્વાસઘાતિની જેરિનાને સેલિમા ઉપર દેખરેખ રાખવા મોકલી ઘણી મૂર્ખાઇ કરી છે. મ્હેં આપને સઘળી હકીકત કહી સંભળાવી છે. જો હું કદાચ એક દિવસ વ્હેલો આવી પહોંચ્યો હોત તો આવું બનત નહિ. હમણાં એ લુચ્ચી જેરિના કયાં છે?"

શેખજીએ મસ્તક ઉપર હાથ મૂકી થોડા સમય સુધી કાંઇ વિચારીને કહ્યું:—" મ્હને લાગે છે કે તે ઉંઘતી હશે. તું થોડો સમય રાહ જો. હવે એ ક્યાં જવાની છે? તેને તેની નિદ્રાધીન સ્થિતિમાં તું ગળું દબાવીને મારી નાખીશ તો પણ મ્હારો જીવ દુભાશે નહિ."

જેરિનાએ નિશ્વાસ બંધ કરી આ ભયંકર વચનો સાંભળ્યાં. તેણે વિચાર્યું:—" આ શેખજી સાધુડો પણ જબરદસ્ત કરતાં ઓછો ક્રૂર હોય એમ લાગતું નથી. હવે અહિંથી પલાયન કરી ગયા સિવાય હું મ્હારો જીવ બચાવી શકું તેમ નથી. તે મ્હને પકડશે તો મ્હારો જીવજ લેશે."

વૃથા વખત નહિ ગૂમાવતાં જેરિના ચપળતાથી નીચે ઉતરી. પછીથી તે ઉપરોક્ત બાગમાં ગઇ. તેણે જોયું કે, એક માણસ તેને જોઇએ અંધકારમાં જલદીથી છુપાઇ જાય છે. જેરિના આગળ વધી એટલે એ માણસે પાસે આવીને કહ્યું:—"કેમ ગુલબદન ! પેલા શયતાન સુલતાનખાનની રાહ જોવા રહ્યો તેથી મ્હને મોડું થઇ ગયું; તેમ છતાં તે મળ્યો નહિ, અને મ્હારો સમય નકામો ગયો. એ ક્યાં બેવડાની બ્હાર ઉડાવા ગયો છે તે સમજાતું નથી !"

ગુલબદન ઉર્ફે જેરિનાએ કહ્યું:—" અહિં પણ સ્નાનના સમાચાર છે !"

આજમદાદે ઉત્સુકતાથી પૂછ્યું:—" કેમ શું છે?"

ગુલબદનઃ—પેલો શયતાન ખોજો જબરદસ્તખાન અહિં આવીને શેખજીની સાથે મસલત ચલાવી રહ્યો છે. આજે રાત્રે તેમણે મ્હારૂં ખૂન કરવાનો નિશ્ચય કર્યો છે. અરેરે ! સેલિમા પણ આપણા હાથમાંથી જશે અને ઇસ્કાન્દાર તો ગયોજ !

આજમદાદઃ—ઇસ્કાન્દાર ગયો ! તું શું કહે છે ? !

ગુલબદનઃ—જુલિયાએ ઇસ્કાન્દારને કોટવાલ જહાન્દારખાનને સ્વાધીન કર્યો છે, અને સેલિમા ઉપર દેખરેખ રાખવાને તેણે જબ-રદસ્તને અહિં મોકલ્યો છે.

આજમદાદઃ–ત્યારે સેલિમા જીવતી છે કે શું ?

ગુલબદનઃ—તમે કદાચ નીશો કર્યો હશે; પરંતુ મ્હેં કર્યો નથી; સેલિમા જીવતી છે.

પછીથી ગુલબદને સેલિમા સંબંધીની સઘળી હકીકત અને જબરદસ્ત તથા શેખજી વચ્ચે જે વાતચિત થઇ હતી તે હકીકત ટૂંકમાં આજમદાદને કહી સંભળાવી. આજમદાદે કહ્યું:–"વિના કારણ હું ત્હારા જીવનનો નાશ નહિજ થવા દઉં. આપણું ભાગ્ય ઘણું ખરાબ છે; નહિ તો આજ સુધી આપણે જે મહેનત કરી તે સઘળી વ્યર્થ થવાનો પ્રસંગ આવત નહિ. હમણાં તું મ્હારી સાથે ચાલ."

આમ કહી આજમદાદ ગુલબદનનો હાથ પકડી આગળ વધવા જતો હતો એવામાં પાછળથી કોઇએ આવી તેના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું:—"આજમદાદ! ગભરાઇશ નહિ યા તો ભય પામીશ નહિ. ઉભો રહે; હું ત્હારૂં ભલું કરવાનેજ આવી છું!"

ગુલબદન અને આજમદાદ સ્થિર થઇને એ સ્થાને ઉભા રહ્યાં. તેઓ બન્ને સમજી શક્યાં કે, તેમની પાસે આવેલું માણસ એક સ્ત્રી છે.

આવનાર સ્ત્રીએ કહ્યું:—"ત્હારૂં નામ આજમદાદ છે (ગુલ-બદન તરફ જોઇને) અને તું ગુલબદન ઉર્ફે જેરિના છે. સેલિમા અને ઇસ્કાન્દાર સંબંધીની સઘળી હકીકત હમણાં મ્હેં તમારે મુખે સાંભળી છે. તમે સેલિમાનો ઉદ્ધાર કરવાને ચ્હાઓ છો તેમજ હું પણ તેનો ઉદ્ધાર કરવાને ચ્હાઉં છું. હવે અહિં રહેશો નહિ. કદાચ તમે અહિં વધારે વખત સુધી ખોટી થશો તો સંકટમાં સપડાઇ જશો; પરંતુ

એટલું ચોક્કસ યાદ રાખજો કે, કાલે પ્રભાતકાળ પૂર્વેજ આપણે અહિંથી સેલિમાનો ઉદ્ધાર કરી શકીશું."

આજમદાદ અને ગુલબદને આવનાર સ્ત્રીના ચરણોમાં નમી પડીને પૂછ્યું:—"દેવિ! તમે કોણુ છો?"

એ રમણીએ કહ્યું:—"હું સંન્યાસિની છું. તમે શાન્તિથી મ્હારી પાછળ પાછળ આવો."

આજમદાદ અને ગુલબદન આશ્ચર્યમાં પડી જઇને શાંતિથી એ ભૈરવીની પાછળ પાછળ જવા લાગ્યાં.

થોડે દૂર ગયા પછી તેઓ એક એક્કો જોઇ શકયાં. ભૈરવીએ કહ્યું:—"રાત્રિના બાર વાગ્યા છે. અડધા કલાકમાં આપણે આગ્રા જઇ પહોંચવું જોઇએ. તમે ભય પામશો નહિ. હું હમણાંજ મહારાજ બિરબલ પાસે તમને લઇ જઉં છું. તેઓ મ્હારા શિષ્ય છે. એક્કાવાળા પાસે તેમનું નામ લઇશું એટલે તે અલ્પકાળમાંજ આપણને તેમની પાસે લઇ જશે; પરંતુ તે પૂર્વે આ એક સોનામહોર તેને આપવી ઉચિત છે. સોનામહોર મળતાં તે આનંદથી આપણું કામ કરશે."

ભૈરવીએ જેમ કહ્યું તેમજ થયું. એક્કાવાળા પાસે રાજા બિરબલનું નામ ઉચ્ચારવામાં આવતાંજ તેણે કોઇ પણ રીતે હા ના કહ્યા સિવાય ત્યાં લઇ જવાની સંમતિ દર્શાવી; વળી સોનામહોર મળ્યાથી તેને ઘણો આનંદ થયો હતો!

અડધા કલાકમાં તેઓ એક એક્કામાં બેસી આગ્રા શહેરમાં જઇ પહોંચ્યાં. આગ્રા દુર્ગની બ્હાર મહારાજ બિરબલનો વિશાળ મહેલ તેમજ મહેલની પાછળ દેવાલય આવેલું હતું. દેવાલય આખી રાત્રિ ખુલ્લું રહેતું હતું. રાત્રે ભૈરવી તેમજ સંન્યાસીને દેવા-

લયમાં પ્રવેશ કરતાં કોઇ અટકાવતું નહિ.

ભૈરવીએ દેવાલયના પહેરેગીરને એક ન્હાનું રૂપાનું ત્રિશૂળ આપીને કહ્યું:—"મહારાજ કયાં છે?"

પહેરેગીરે કહ્યું:—"હમણાંજ તેઓ પૂજાદિથી નિવૃત્ત થઇ દફતરખાનામાં ચાલ્યા ગયા છે."

ભૈરવી:—તું વિના વિલંબે તેમની પાસે જઇ આ ત્રિશૂળ તેમના હાથમાં આપ-ત્હારે ભય રાખવાનું કારણ નથી—ઘણું જરૂરી કામ છે!

પહેરેગીરે ભૈરવીને પહેલાં ત્રણ વખત જોઇ હતી તેથી તે તરતજ ભૈરવીની આજ્ઞાનુસાર મહારાજ બિરબલ પાસે ચાલ્યો ગયો. એ જાણતો હતો કે, ભૈરવી મહારાજ બિરબલની ગુરૂમા છે.

દીપકના ઉજ્વળ પ્રકાશમાં આજમદાદ અને ગુલબદન, ભૈરવીના તેજસ્વી વદનમંડળ તરફ ટગર ટગર જોઇ રહ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### ભૈરવીની જીવનકથા
### અને
### કર્મફળ.

ત્રિશૂળ ચિન્હ હસ્તગત થતાંજ મહારાજ બિરબલે સત્વર દેવાલયમાં આવી ભૈરવીને પ્રણામ કરીને કહ્યું:-"મા! આટલી રાત્રે શું પ્રયોજન છે?"

ભૈરવીએ સહાસ્યમુખે કહ્યું:-"મ્હારી સાથે આ બે મુસલમાન

માણસો છે. મ્હારે તમારી સાથે કેટલીક ઘણી અગત્યની વાતચિત કરવાની છે. ચાલો આપણે બ્હાર જઇએ.”

આજમદાદ અને ગુલબદન, ભૈરવીની મહારાજ બિરબલ ઉપર આવી અદ્દભુત શક્તિ જોઇને તદ્દન સ્તંભિત, વિસ્મિત અને વાક્યહીન બની ગયાં. આ ભૈરવી કોણ હશે ? જેની આગળ આગ્રા શહેરનો કર્ત્તા હર્ત્તા અને વિધાતા, બાદશાહ નામવરનો અંતરંગ મિત્ર અને જમણો હાથ મહારાજ બિરબલ એક બાળકના જેવો છે તે ભૈરવી કોણ હશે ?!

મહારાજ બિરબલે તરતજ એક પહેરેગીરને બોલાવી પોતાનું બેઠકખાનું ખોલવાની તેની આજ્ઞા કરી. પછીથી તે ભૈરવી અને તેનાં સાથીદારોને લઇને બેઠકખાનામાં ગયો.

ભૈરવી અને મહારાજ બિરબલ જૂદા જૂદા આસન ઉપર બેઠાં. આજમદાદ અને ગુલબદન એક બાજુએ ઉભાં રહ્યાં. ભૈરવીએ કંપતા સ્વરે કહ્યું:—“ મહારાજ ! ઘણા દિવસ ઉપર એક પ્રસંગે મ્હે તમારી હાજરીમાં અમીરઉદ્દૌલા નિશારતખાનનો તિરસ્કાર કર્યો હતો એ વાત આપને યાદ છે કે ? એ વખતે મ્હેં જે રહસ્ય ખુલ્લું કર્યું નહોતું તે આજે કરીશ. એ રહસ્ય ખુલ્લું કરવાનો સમય આવી પહોંચ્યો છે. જુઓ સાંભળો, એ નિશારતખાન લાહોરનો શાસનકર્ત્તા હતો. એ પ્રસંગે તે પાષણ્ડ એક કાશ્મિરી ક્ષત્રિયાણીનું રૂપસૌન્દર્ય જોઇ મુગ્ધ બની ગયો, તથા તેનો પતિ એ ક્ષત્રિયવીર તેનાજ હાથ નીચેની સેનામાં એક મુખ્ય સરદાર હતો. એ વાત પણ નિશારતખાન જાણતો હતો; પરંતુ એ ક્ષત્રિયવીર ઘણો સાહસિક તથા તેજસ્વી હતો. તે જીવતો હશે ત્યાં સુધી પોતાનો ઉદ્દેશ સિદ્ધ નહિ થાય વિચારી શયતાન નિશારતખાન એક દિવસે યુક્તિ પ્રયુક્તિથી તેને મૃ-

ગયા કરવા લઇ ગયો. પછીથી સુયોગનો લાભ લઇને કેટલાક વિશ્વાસુ સોબતીઓની સહાયતાથી તેણે એ ક્ષત્રિયવીરને એક ઉંડી ખાઇમાં ગબડાવી દીધો, અને તેથી એ મરી ગયો. એ ક્ષત્રિયવીરનું નામ સમરસિંહ હતું. સમરસિંહનો એક વિશ્વાસપાત્ર નોકર જાણુતો હતો કે, નિશારતખાન, તેના માલિકની પત્નીના રૂપસૌન્દર્યને નિહાળી ઉન્મત્ત બની ગયો છે; કેમકે હતભાગ્ય નિશારતખાને એક સમયે દ્રવ્યલોભ દર્શાવી એ નોકરને હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એ પ્રભુભક્ત નોકરે પોતાની વફાદારી છોડી નહોતી. પોતાના માલિક સંકટમાં સપડાશે એવી આશંકાથી તે વિશ્વાસુ નોકર છુપાવેષમાં ઉપરોક્ત શિકાર પ્રસંગે તેમની પાછળ ગયો હતો. ત્યાંનો હૃદયભેદક પ્રકાર પોતાની નજરે જોઇ સત્વર પોતાનાં શેઠાણી પાસે જઇ તેણે તેમને સઘળી હકીકત વાકેફ કરી હતી, તથા તેમને સાથે લઇ તે મ્હારા પતિના આશ્રમમાં આવ્યો હતો. સમરસિંહ મ્હારા બનેવી થતા હતા. કમળા મ્હારી ન્હાની બ્હેન હતી. આ બનાવ બની ગયા પછી પાપિષ્ઠ નિશારતખાને બે વખત છુપી રીતે દૂતી મોકલી કમળાને હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેનો પ્રયત્ન સફળ થયો નહોતો. મ્હારાં તેમજ મ્હારા પતિનાં ચાલાક ચક્ષુઓ અભાગિની વિધવા કમળાનું નિરંતર રક્ષણ કરતાં હતાં. આમ છતાં ભાગ્યની ગતિને પલટાવવાનું સામર્થ્ય કોનામાં હોય છે? કમળાના ભાગ્યમાં વિધાતાએ અધઃપતન લખ્યું હતું; તેથી તેમજ બન્યું. એક દિવસ ગંભીર રાત્રે અમારા મકાનમાં લૂંટારાઓએ પ્રવેશ કર્યો. તેમણે બીજી કાંઇ લૂંટ નહિ કરતાં મ્હારા પતિનું ખૂન કર્યું અને એ રાત્રેજ કમળા અદ્રશ્ય થઇ.

“ પછીથી બે માસને અંતરે એક જંગલી બાળક મ્હારા હા-

યમાં એક પત્ર આપી ગયો. એ પત્ર વાંચી હું સમજી ગઇ કે, કમળાએ નારીજાતિનું સંમાન ગૂમાવ્યું છે—તેણે પોતાના સતીત્વધર્મને કલંકિત કર્યો છે. નિશારતખાનનાં માણસોએજ અમારા મકાનમાં લૂંટ કરી હતી. કમળાએ પોતાના પત્રમાં લખ્યું હતું કે, " તમે મ્હારી વાત ભૂલી જાઓ. એમજ સમજો કે, કમળા મરી ગઇ છે. શયતાન નિશારતખાને મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે, માટે મ્હારી આશાનો ત્યાગ કરજો. તે પછી જે બનાવો બન્યા તે ઘણા ભયંકર તેમજ શોચનીય છે. લુચ્ચા નિશારતખાને અંતે લાહોરના એક ધનવાન્ ઉમરાવની પુત્રી સાથે વિવાહ કરી પુષ્કળ સંપત્તિ મેળવી. તેણે કમળાને નિરંતર પોતાની પત્ની તરીકે રાખવાની પ્રતિજ્ઞા કરી હતી. એ શયતાનના ઔરસથી કમળને બે પુત્રીઓ થઇ હતી; પરંતુ ઉપરોક્ત અમીરકન્યા સાથે વિવાહ કર્યા પછી તેણે કમળાનો ત્યાગ કરી તેને પોતાના મકાનમાંથી હાંકી કાઢી. કમળાની આવી શોચનીય સ્થિતિના સમાચાર સાંભળી, શું કરવું તેના હું વિચારોમાં હતી એવા સમયે એક દિવસે ચિંતાતુર કમળાને મ્હારી પાસે આવેલી મ્હેં જોઇ. તેણે મ્હને કહ્યું:—"બ્હેન ! મ્હને આશ્રય આપો. હું પાપિષ્ઠા છું; છતાં મ્હને થોડા દિવસ સુધી જીવતી રહેવા ઘો. મ્હારા વૈરની વસુલાત લીધા સિવાય હું શાન્તિથી મરી શકીશ નહિ. મ્હારી બે કન્યાઓને એ શયતાન પાસે રાખી હું તમારી પાસે આવી છું." મ્હેં મ્હારી ભગિનીનો તેની આવી શોચનીય સ્થિતિમાં ત્યાગ કર્યો નહિ. તે વિવિધ પ્રકારની ચિંતાને પરિણામે બિમાર થઇ પડી, અને ક્ષયરોગે તેના ઉપર હુમલો કર્યો. અંતે એક દિવસે તેના દુઃખી જીવનનો અંત આવ્યો ! પછીથી ઘટનાચક્રને પરિણામે કમળાની બન્ને કન્યાઓ આરામબેગના આશ્રમમાં આવી. આરામબેગ નિશારતખાનનો અંત-

રંગ બંધુ હતો. નિશારતખાને આપેલી બન્ને પુત્રીઓનું તે પોતાનીજ પુત્રીઓ પ્રમાણે પ્રતિપાલન કરવા લાગ્યો; કેમકે તેને એક પણ સંતાન નહોતું. એ બન્ને કન્યાઓનાં નામ સેલિમા અને સેરિના હતાં. જે અમીરકન્યા સાથે નિશારતખાને વિવાહ કર્યો હતો તેનું નામ શિરીન બીબી હતું.

"મ્હારી ભગિનીની મ્હોટી પુત્રી સેરિના ક્યાં છે તે હું જાણતી નથી; પરંતુ મ્હેં એમ સાંભળ્યું કે, સેલિમા હજી જીવતી છે–સંકટમાં સપડાયલી છે. તેથીજ હું મહારાજ પાસે સહાયતા માગું છું–આશ્રય માગું છું. મ્હારી ભાણીનો તમે મહાન્ સંકટમાંથી ઉદ્ધાર કરો. સેલિમા મરી જઈ પુનઃ જીવતી થઇ છે. ઇસ્કાન્દાર સેલિમાના ખૂની તરીકે કેદ પકડાયલો છે. એ નિર્દોષ પ્રાણીના જીવ જવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. મહારાજ! તમારે તમારૂં કર્ત્તવ્ય વિચારી, તમારા માન તેમજ પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરવાના હેતુથી એ બન્ને જીવોનું સંરક્ષણ કરવું જોઇએ."

પછીથી ભૈરવી આ સંબંધી બીજી જે કાંઇ હકીકત જાણતી હતી તે તેણે મહારાજ બિરબલને કહી સંભળાવી, તથા બાકીની હકીકત આજમદાદ અને ગુલઅદને કહી સંભળાવી. પછીથી યોગ્ય વિચાર કરી મહારાજ બિરબલ અને કોટવાલ જહાન્દારખાન પચીસ સશસ્ત્ર સૈનિકો સાથે એ ગંભીર રાત્રે શેખજીના ધર્મનિકેતન તરફ ગયા.

પરિણામે એ રાત્રે શેખજી અને જબરદસ્તખાન કેદ પકડાયા, તથા જુલિયાને પણ ગુન્હેગાર તરીકે થાણામાં નજરકેદમાં રાખવામાં આવી.

---

# પ્રકરણ ૨૯ મું.

## અકબરશાહનો ઈન્સાફ અને છેવટ.

બીજે દિવસે દિવાનેખાસમાં એક ગુપ્ત દરબાર બેઠો હતો. આ દરબારમાં વૃદ્ધ શેખજી, જબરદસ્તખાન, જુલિયા અને ઇસ્કાન્દારખાન ગુન્હેગાર તરીકે ઉભાં રહ્યાં હતાં.

મહારાજ બિરબલે સઘળી હકીકતનું વિસ્તૃત વર્ણન લખી એક અરજી તૈયાર કરી હતી. મીર મુન્સીએ જાહિર દરબારમાં એ અરજી વાંચી. બાદશાહે લક્ષ્યપૂર્વક એ અરજીની હકીકત સાંભળી રોષાવેશમાંજ કહ્યું:—"હે ખુદા! આપની દુનિયામાં આમ બને છે ખરૂં કે? સઘળું હિંદુસ્તાન મ્હને ન્યાયી ધર્માત્મા બાદશાહ તરીકે પિછાને છે; છતાં મ્હારા રાજ્યમાં પણ આવાં રહસ્યોનો સમાવેશ થાય છે ખરો કે? દુનિયામાં રાક્ષસી સ્ત્રી ન કરી શકે એવું એક પણ કાર્ય નથી."

એ દરબારના એક એકાન્ત ખુણામાં સેલિમાને લઇને ભૈરવી ઉભી રહી હતી. બિરબલ તથા જહાન્દારખાન, બાદશાહના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યા હતા. ક્યારે શી સજા થશે તેના વિચારથી ગુન્હેગારો થર થર ધ્રુજતાં હતાં. જુલિયા શરમથી, ભયથી તેમજ પશ્ચાત્તાપથી જો જમીન જગ્યા આપે તો તેમાં સમાઇ જવાનો વિચાર કરતી હતી. જબરદસ્તખાન કવચિત્ ચારે તરફ જોતો હતો અને પાસે ઉભેલાં આજમદાદ અને ગુલબદન તરફ રોષદર્શક કટાક્ષ ફેંકતો હતો.

બાદશાહે કહ્યું:—" સેલિમા ક્યાં છે? તેને અહિં હાજર કરો."

મહારાજ બિરબલે સેલિમાને બાદશાહ પાસે લાવી ઉભી રાખી. સેલિમાએ નમ્રતાથી બાદશાહને કુરનશ બજાવી.

શહેનશાહે ઉચ્ચ કંઠે કહ્યું:—"મહારાજની અરજી ઉપરથી હું સઘળી હકીકત સમજી શકયો છું. સેલિમા ! તું રમણીરત્ન છે. ત્હારી પતિભક્તિની તુલના થઇ શકે તેમ નથી ! આ હતભાગ્ય ઇસ્કાન્દારને તેના જીવનપર્યંત કેદ કરી રાખવાની મ્હારી ઇચ્છા હતી; પરંતુ અત્યાર પહેલાંજ તેના પાપનું પ્રાયશ્ચિત્ત થઇ ગયું હોય એમ લાગે છે. હું તને મ્હારી પુત્રી કહીને સ્વીકારૂં છું. આટલું બધું બની ગયા પછી હવે હું તને અકાળ વૈધવ્યમાં નાખવાને ઇચ્છતો નથી. આ હતભાગ્ય ઇસ્કાન્દારને હું તેના અપરાધની માફી આપું છું. તમે આજથી પતિપત્નીરૂપે મ્હારા આશ્રયમાં રહો. જો કે ઇસ્કાન્દારને હું કોઇ પણ રીતે માફી આપત નહિ; પરંતુ અત્યાર સુધી બનેલા બનાવો પરથી જ્યારે એમ માલૂમ પડે છે કે, રાક્ષસી જુલિયાના અનેક પ્રકારના લોભથી અંજાઇ જઇ તેણે ત્હારા પ્રત્યેના પ્રેમનો ત્યાગ કર્યો નથી ત્યારે એમજ સિદ્ધ થાય છે કે તે ખરા અંતઃકરણથી તને ચ્હાય છે; આથી તમારૂં મિલન થાય અને તમે સુખી થાઓ એમજ હું ઇચ્છું છું. ખુદાના પ્રતિનિધિરૂપે હુંજ આ શુભમિલન કરી આપું છું."

પછીથી બાદશાહે જુલિયાને સંબોધન કરીને કહ્યું:—" જુલિયા ! તું એક આબરૂદાર અમીર કન્યા તેમજ અતુલ ઐશ્વર્યની અધિકારિણી હોવા છતાં કામાસક્ત થઇ ત્હેં ત્હારા ધર્મકર્મનો ત્યાગ કર્યો છે. ઇસ્કાન્દારનો કેદખાનામાંથી કૌશલથી ઉદ્ધાર કરી, બાદશાહી પંઝો બનાવી, રાજકાર્યમાં હરકત પહોંચાડી તથા ખૂનીને છુપાવી રાખીને ત્હેં ભયંકર પાપ કર્યું છે. મ્હારી આજ્ઞાથી નિ-

જઈને કેદખાનામાં ભીષણ વિષધરો છોડી, નિષ્ઠુરતાથી ત્હારો જીવ લેવામાં આવશે. એ વિષધરોના દંશથી ત્હારો જીવ જશે. આ સજાજ ત્હારા અપરાધને યોગ્ય છે, તથા ત્હારા સહાયકર્ત્તા આ શયતાન જબ્બરદસ્તખાનનો પણ એવી રીતેજ જીવ લેવામાં આવશે."

આ સજાની હકીકત સાંભળી જુલિયા કંપી ઉઠી. જબરદસ્તખાન પણ 'થર થર' ધ્રૂજવા લાગ્યો; પરંતુ આ સમયેજ એક બીજો નવીન બનાવ બન્યો !

સેલિમાએ ત્વરાથી આગળ વધી, સિંહાસન પાસે ધુંટણીએ પડી, બાદશાહના ઝબ્ભાને ચુંબન કરી, બન્ને હાથ જોડીને કહ્યું:— " જહાંપનાહ ! દીન દુનિયાના માલિક ! જ્યારે આ બાંદીને આપે આપની કન્યા સમાન માની છે ત્યારે આપ મ્હારી એક સામાન્ય વિનંતિ પૂર્ણ કરશો કે ?"

દરબારમાં બેઠેલાં સઘળાં માણસો સેલિમાની તરફ ટગર ટગર જોઇ રહ્યાં. સેલિમા શી વિનંતિ કરશે તેનો કોઇ કાંઇ નિર્ણય કરી શકયું નહિ.

સેલિમાએ અશ્રુપૂર્ણ નેત્રોએ કહ્યું:—" શહેનશાહ ! હું આપની કન્યા તરીકે આપને એવી વિનંતિ કરૂં છે કે, જુલિયાબીબી અને જબરદસ્તખાનને આપ જીવનદાન આપો. તેમના અપરાધની તેમને માફી આપો."

મહારાજ બિરબલ, જહાન્દારખાન, ભૈરવી, રાક્ષસી જુલિયા અને શયતાન જબ્બરદસ્તખાન સેલિમાને મુખે, તેની બાદશાહ નામવર પ્રત્યેની આવી અદ્દભુત વિનંતિ સાંભળીને અપાર આશ્ચર્યમાં પડી ગયાં. સ્ત્રીજાતિના હૃદયમાં આટલું બધું મહત્વ હોઇ શકે ખરૂં કે ? જુલિયા પણ સ્ત્રી છે તેમજ સેલિમા પણ સ્ત્રી છે છતાં પ્રાણના મહત્વ-થી એક દેવી છે અને બીજી પિશાચિની છે.

અકબરશાહે હાસ્ય મુખે કહ્યું:–"બ્હેન! ત્હારી આવી સામાન્ય વિનંતિ પૂર્ણ કરવામાં મ્હને કશી હરકત નથી; પરંતુ આજે રાત્રેજ આ રાક્ષસી જુલિયાએ તેમજ શયતાન જબરદસ્તખાને મ્હારા રાજ્યની સરહદનો ત્યાગ કરવો જોઇએ. જો ભવિષ્યમાં કદિ તેઓ આ રાજ્યની સરહદમાં આવશે તો તેમનો જીવ જશે."

ન્યાયકાર્ય આટલેથીજ પૂર્ણ થયું નહિ. રાક્ષસી જુલિયાએ રડતાં રડતાં આગળ વધી, બાદશાહની સ્હામે ઉભી રહીને કહ્યું:— "શહેનશાહ! આપની આજ્ઞાનુસાર આ બાંદી હમ્મેશાંને માટે આ વિશાળ આગ્રા રાજ્યની સરહદનો આજે રાત્રેજ ત્યાગ કરશે; પરંતુ જે ઇસ્કાન્દારખાન અને સેલિમાને માટે મ્હેં આટઆટલું કર્યું છે, તેમને હું મ્હારી સઘળી સંપત્તિ મ્હારી ઇચ્છાથી સમર્પણ કરૂં છું."

* * * * *

જુલિયા હવે રાક્ષસી નથી, પાપિણી નથી. દેવીના સહવાસથી તેણે દેવોચિત હૃદય તેમજ મહત્વ મેળવ્યું છે. બાદશાહે જુલિયાની આ ઇચ્છામાં સંમતિ દર્શાવી.

પછીથી બાદશાહે કહ્યું:–"ઇસ્કાન્દારખાન! તમને આજથી હું મ્હારા નગરરક્ષકનો અધિકાર અર્પણ કરૂં છું. પછીથી ધીમે ધીમે હું તમને ઉંચા હોદ્દા ઉપર ચઢાવીશ. તમે અને સેલિમા રાજમહેલમાંજ રહેજો."

ઇસ્કાન્દાર અને સેલિમાએ આ ઉદાર વચનો સાંભળી બાદશાહના ચરણોમાં નમી પડી તેમના ઝબ્ભાને ચુંબન કર્યું.

કહેવાની જરૂર રહેતી નથી કે, બાદશાહની આજ્ઞાથી આજમદાદ અને ગુલબદન એક લાખ રૂપિયાનું જાહિર થયેલું ઇનામ મેળવી અમીર બની ગયાં!

## સમાપ્ત.